# સાહિત્યદર્શન

પુસ્તક બીજું



અંબાલાલ નૂ. શાહ

# સાહિત્યદર્શન

## પુસ્તક બીજું

[ અંગ્રેજી ધોરણ પાંચ તથા ટ્રેનિંગ કૉલેજો માટે ]


: સંપાદક :

અંબાલાલ નૃ. શાહ, ભાષાવિશારદ

ભૂતપૂર્વ હેડમાસ્તર : પોપ્યુલર હાઈસ્કૂલ, અમદાવાદ.



: પ્રકાશક :

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરસ્તો : અમદાવાદ

પ્રકાશક :
શંભુલાલ જગશીભાઈ શાહ,
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય,
ગાંધી રસ્તો : અમદાવાદ



પ્રથમાવૃત્તિ ઈ. સ. ૧૯૩૪
દ્વિતીયાવૃત્તિ ઈ. સ. ૧૯૪૦ : તૃતીયાવૃત્તિ ઈ. સ. ૧૯૪૯
કિંમત : ૧-૧૨-૦

મુદ્રક :
ગોવિંદલાલ જગશીભાઈ શાહ,
શારદા મુદ્રણાલય,
પાનકોરનાકા : અમદાવાદ.

શ્રીમાન ડૉક્ટર

કનૈયાલાલ ગુલાબદાસ વાણીને

*

કશુંયે એવું ના તદપિ નભ ઘેરાયું જલદી
અને વર્ષા જેવા કરુણ સ્વર વાસંતી વદતી
વિદાયા એ ઘેરા ઘનપડ, નિરભ્ર ચમકતી
ઉષાજ્યોતિ ત્યાંહિ ઋણસ્મરણરૂપ આ કૃતિ બનતી.

કાંતિલાલ ગૂ. શાહ

## શ્રી. અંબાલાલ નૃ. શાહ

— કૃત પુસ્તકો —

*

| | | |
|---|---|---|
| ૧ | ગરીબાઈનો ગજબ | ૧-૪-૦ |
| ×૨ | જાલિમ જલ્લાદ | ૦-૧૨-૦ |
| ×૩ | હૃદયજ્વાલા | ૧-૮-૦ |
| ૪ | સ્વ. મણિકાન્તનું જીવન અને કવન | અમૂલ્ય |
| ૫ | કાવ્યધૂપ [છપાય છે] | ૦-૧૦-૦ |
| ૬ | આજનો ધર્મ | ૦-૮-૦ |
| ૭ | કલંકશોભા | ૧-૮-૦ |

×આ પુસ્તકો વડોદરા રાજ્યના પુસ્તકાલયો માટે મંજૂર થયેલાં છે.

# પાઠ્યપુસ્તકોનો બોજો



આજકાલ પાઠ્યપુસ્તક લખવાની પદ્ધતિ અમુક રીતે વિકૃત થઈ ગઈ છે. કુશળ શિક્ષક વર્ગમાં એકાદ ઠોઠ નિશાળિયાને વિસ્તારપૂર્વક જે શૈલીથી ભણાવે તે જ શૈલીથી પાઠ્યપુસ્તકો લખવામાં આવે છે. આમાં અંગ્રેજી પાઠ્યપુસ્તકોનું ચોખ્ખું અનુકરણ છે. આ પદ્ધતિએ શિક્ષકને ભાગે કશું સમજાવવાનું રહેતું જ નથી. અને વિદ્યાર્થીને ભાગે કશું વિચારકરવાપણું રહેતું નથી. * * * પાઠ્ય પુસ્તકોની ભાષા સરસ, અસંદિગ્ધ, અલ્પાક્ષરી અને બહ્વર્થ હોવી જોઈએ. છોકરા જ્યારે વાંચે ત્યારે ધ્યાનપૂર્વક જ વાંચે. ધ્યાન જરા પણ ખસ્યું કે આપણે કંઈક ખોયું છે, એવી તેમને પ્રતીતિ થવી જ જોઈએ. છોકરાઓ જ્યાં સમજી ન શકે ત્યાં શિક્ષકે મદદ કરવી જોઈએ. આજકાલનાં કેટલાંક પાઠ્યપુસ્તકો એટલાં બધાં વિસ્તારવાળાં અને વિષયને પીંજનાર હોય છે કે વિદ્યાર્થીઓ પણ અકળાઈ જાય છે અને ધીરજ ખોઈ બેસે છે.

કાકા કાલેલકર

# દ્વિતીયાવૃત્તિ પ્રસંગે–

[ સંપાદકીય ]

સાહિત્યદર્શનના બીજા પુસ્તકની અનેક સુધારાવધારા સાથેની આ દ્વિતીયાવૃત્તિ, શિક્ષણની આલમ સમક્ષ સાદર કરતાં પુનઃ હર્ષ અને સંકોચની લાગણી અનુભવું છું.

સંકોચ કેવળ એટલા માટે કે આજે પાઠ્યપુસ્તકોનું તો પ્રદર્શન બન્યું છેઃ અને એ પ્રદર્શનમાં આ મારી નામકડી કૃતિ કેવી શોભશે ? હર્ષ એટલા માટે અનુભવાય છે, કે પ્રથમાવૃત્તિ કરતાં આ આવૃત્તિ પ્રસંગે સંગ્રહને વિશેષ ને વિશેષ ઉપયોગી બનાવવા શક્તિમાન થઈ શક્યો છું. શિક્ષણ, શિક્ષક અને શિષ્ય : સાહિત્યજગતની આ ત્રિપુટીને લક્ષમાં રાખીને–ત્રણેને વિશેષ લાભદાયક ફેરફારો કરવા તરફ વિશેષ ધ્યાન રાખ્યું છેઃ તેમજ ગ્રંથશોભા વધે તે રીતના મુદ્રણકળાના સુંદર પટ પણ આપવામાં આવ્યા છે.

ઓરમાન પુત્રના જેવી દશા ભોગવતી આપણી ગૂજરાતી ભાષા આજે તો શું માધ્યમિક શાળામાં, શું ટ્રેનિંગ કૉલેજોમાં કે શું મુંબઈ વિદ્યાપીઠમાં બધે મહત્ત્વનું સ્થાન મેળવી ચૂકી છે; અને સાહિત્યના ક્ષેત્રની બહાર પણ હજી આગેકૂચ કરી રહી છે. જે ભાષાને નરસિંહ, પ્રેમાનંદ કે નર્મદ જેવા ભક્ત, વીર ને પ્રેમના પૂજારી નરવીરોની ભેટ થઈ હોય; મહાત્માજી, મુનશી કે અનેક મહામાન્ય વ્યક્તિઓએ વર્તમાનમાં પણ જેને અપનાવા હોય, એનું ગૌરવ, એનું ખમીર, એનું મહત્ત્વ કેમ હીણું રહે !

'સાહિત્યદર્શન'માં આ ગૌરવ, આ ખમીર ને આ મીઠાશને તાદશ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આમાં કેવળ સાહિત્યકૃતિઓના સુંદર નમૂનાઓનું પ્રદર્શન જ નથી ગોઠવ્યું, કે જેથી વિદ્યાર્થી કામપૂરતી નજર નાખી અળગો રહે. આ સંગ્રહમાં આપવામાં આવેલ દરેક કૃતિને ઈતિહાસના ક્રમબદ્ધ સૂત્રથી ગૂંથી છે. આદિકવિ નરસૈયાથી લઈ ને આજના અદ્યતન લેખક સુધી, એ સૌ લેખકના

જીવન-કવન સાથે આ કૃતિઓ સંબંધ ધરાવે છે: અને એ રીતે આ ગ્રંથનો અભ્યાસી ગૂજરાતી ભાષાના સ્વામીઓ અને સેવકો સાથે એક મીઠા સંબંધથી સંકળાય છે.

પ્રસ્તુત પુસ્તક એક પાઠ્યપુસ્તક છે; અને તે અંગ્રેજી પાંચમા ધોરણ અને ટ્રેનિંગ કૉલેજોના વિદ્યાર્થીઓને દષ્ટિસમક્ષ રાખીને રચ્યું છે. આવા સંગ્રહો કેવી રીતે રચાવા જોઈએ, એ વિષે અનેક મતભેદો ને વિવાદો છે. એ વિવાદોના વિખવાદમાં ન ઊતરતાં, આ સંગ્રહ પૂરતું એટલું જ નિવેદન કરવું પૂરતું થઈ રહેશે કે આમાં પ્રસિદ્ધ શિક્ષણશાસ્ત્રી, અને કેળવણીના ક્ષેત્રમાં જેમનો અભિપ્રાય પ્રમાણભૂત લેખાય તેવા પૂજ્ય કાકા કાલેલકરના વિચારોના દષ્ટિબિંદુને નજર સમક્ષ રાખવામાં આવ્યું છે. એમના વિચારોનું દોહન પ્રારંભમાં ઉદ્ધૃત કરવામાં આવેલ છે.

ઇષ્ટ અને શિષ્ટ એવા લગભગ સઘળા જ લેખકોની વાનગીઓ અહીં રજૂ કરવાનો પ્રયત્ન કર્યો છે, જેથી અર્વાચીન અને અદ્યતન લેખકોની પ્રસાદીથી આજનો વિદ્યાર્થીવર્ગ પરિચિત રહે અને રસાસ્વાદ કર્યા કરે. છતાંય બહુ કદ વધી જવાના ભયથી કેટલીક કૃતિઓને જતી પણ કરવી પડી છે. આ મારા પ્રયત્નમાં હું કેટલે અંશે ફળીભૂત થયો છું તેનો કયાસ કેળવણીકાર જ કરી શકે. વળી પ્રાચીન કવિઓને વિસરવા દેવા એ કિંચિદપિ યોગ્ય નથી જ, તેમજ વિદ્યાર્થીજગતના સામાન્ય હિતની વિરુદ્ધ પણ છે, એ મારી માન્યતા, બન્યું ત્યાં લગી વિસરવા નથી દીધી. તે વાતની સાક્ષી આ સંગ્રહના પ્રથમ ભાગમાં પણ જોઈ શકાશે.

જૂના-નવા લેખકોની કૃતિઓમાંથી બધા સમયનો ખ્યાલ મળી રહે એ રીતે વિદ્યાર્થીઓ આગળ શિક્ષકમિત્રો આમાંની વાનગી મૂકે એવી આશા રાખી છે. વર્ષમાં શીખવવાની લીટીઓ નક્કી કરવામાં સરળતા થાય તે માટે અનુક્રમણિકાની તે રીતની આયોજના વિશેષ ઉપયોગી થશે. કાવ્યવિભાગમાં લેખકપરિચય તથા કાવ્ય-સમજૂતી

બધી રીતે છણી સવિસ્તર આપવામાં આવ્યાં છે. ગદ્યવિભાગમાં સમજૂતી ઓછી આપવામાં આવી છે, એનાં કારણો સુસ્પષ્ટ છે.

ગૂજરાતી ભાષાનું ગૌરવ આજે સ્વયંસિદ્ધ છે. હિંદી, મરાઠી વગેરે પત્રોમાંય ગૂજરાતના લેખકોનું સ્થાન પ્રધાનપદે આવે છે. કૉલેજોમાં પણ તેને સળંગ સ્થાન મળી ચૂક્યું છે.

જોડણીની અરાજકતા હવે દફનાઈ ચૂકી છે એમ અવશ્ય કહી શકાશે. એની ગજગ્રાહની સ્થિતિ પ્રવર્તે છે એમ હવે કહેવું એ ગૂજરાતી ભાષાની મહત્તા ઘટાડવા બરાબર ગણાશે. 'સ્વેચ્છાએ જોડણી કરવાનો અધિકાર હવે કોઈને નથી.'—મ. ગાંધીજીનો આ આદેશ બધે ઝીલાયો છે; અને ગૂજરાતી સાહિત્ય પરિષદ તેમજ કાયદાશોખીન જનતા જેને શિરોમાન્ય રાખવા ટેવાયેલી છે એ મુંબઈ સરકાર તથા મુંબઈ વિદ્યાપીઠ બન્નેની આજ્ઞા છે કે જોડણી ગૂજરાત વિદ્યાપીઠપ્રકાશિત જોડણીકોશ પ્રમાણે જ રાખવી. નિજ ભાષાનો અસ્મિતાભંગ કરવાનું કોણ પસંદ કરશે? આ આજ્ઞા અહીં શરૂઆતથી જ માન્ય છે અને તે પુનરપિ સાંગોપાંગ પાર પડે તે માટે યોગ્ય કાળજી રખાઈ છે. જોડણીના નિયમો આ પુસ્તકમાં આપવામાં આવેલા છે. વિદ્યાર્થીઓ તેનો વારંવાર ઉપયોગ કરી લેશે એવી આશા રાખી છે.

જૂના કવિઓની જોડણી પરત્વે થોડુંક ઉમેરવું ઠીક પડશે. એમની કૃતિઓમાં થોડીક છૂટ લેવી અનિવાર્ય હતી. નરસિંહ-મીરાંના કાવ્યોનું આજનું સ્વરૂપ આદિરૂપ નથી એ આપણે સૌ જાણીએ છીએ. એટલે પ્રાચીન કાવ્યોની જોડણીમાં વ્યક્તિત્વને બને એટલું જાળવી અર્વાચીન ધોરણની વધુ નજીક આવવાને આવશ્યક એવા થોડાક ફેરફાર કરવા પડ્યા છે.

મુંબઈ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ આ સંપાદિત ગ્રન્થનાં ત્રણે પુસ્તકો માધ્યમિક શાળાનાં નિયત ધોરણો માટે પહેલી આવૃત્તિ બહાર પડતાં જ પાઠ્ય પુસ્તકો તરીકે માન્ય કર્યાં છે. એના બહાર પડતા ઉત્તરોત્તર વિકાસને એવી રીતે જ વધાવશે અને સરળતા

કરી આપશે એવી આશા છે. શિક્ષણસંસ્થાઓ પણ તેના ગુણરૂપને ધ્યાનમાં રાખી તે તમામને વધારે પ્રમાણમાં અપનાવશે એવી અભ્યર્થના છે.

શ્રી. મનુભાઈ જોધાણીએ લેખકોના ચિત્રો પુસ્તકમાં લેવાય એ વિચારને મૂર્તસ્વરૂપ આપ્યું છે. શ્રી બાલાભાઇ દેસાઈએ જોડણી વગેરે તપાસી તથા પુસ્તકના રૂપરંગમાં જીવન્ત ચીવટ રાખી સરસતા સાધવામાં પૂરી સહાય આપી છે. 'ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલયે' આ બધા વિચારોને વગર ઢીલે પાર ઉતારવા બધું કર્યું છે. શ્રી. ધીરજલાલ ધનજીભાઈ શાહે કીમતી સૂચનો કરી આ પુસ્તકને પોતાનું માન્યું. તેમજ પ્રો૦ નવલરામ ત્રિવેદી અને નવલિકાધીશ શ્રી 'ધૂમકેતુ' તરફથી ઉમળાકાભર્યો સાથ મળ્યો છે. એ તમામ સજ્જન મિત્રોનો ઋણસ્વીકાર જરૂરી છે.

જેમના વડે આ ગ્રન્થ અલંકૃત બને છે એ સંસ્કારસ્વામીઓ —લેખકોનો આભાર ચિરંતન રહે એ રીતે, સુરુચિ તથા સંસ્કૃતિભર્યા શબ્દોમાં માનવો જ રહ્યો.

અત્યંત કાળજી અને ચીવટ છતાં ક્ષતિપ્રવેશ તો હશે જ અને તે માટે માનવશક્તિ પૂરતી નથી–નિરુપાય છે. લેખક મિત્રો, શુભેચ્છકો અને દિગ્દર્શકોનો હું અહીં પુનરપિ આભાર માનું છું અને આગ્રહપૂર્વક સહ્ભાવની અપેક્ષાની આશા તેમના આગળ મૂકું છું.

**અંબાલાલ નૃ. શાહ**

## ત્રીજી આવૃત્તિ અંગે

આ આવૃત્તિમાં સામાન્ય ફેરફારો કર્યા છે; સ્વાધ્યાયની જ્યાં જ્યાં જરૂર લાગી ત્યાં તે વિભાગ ઉમેર્યો છે. તે સિવાય આ બીજી આવૃત્તિની જ પુનરાવૃત્તિ છે. જે જે સંસ્થાઓએ આને પાઠ્ય પુસ્તક તરીકે સ્થાન આપેલ છે તેમનો હાર્દિક આભાર.

શ્રી. રામજીની શેરી,
ખાડિયા–અમદાવાદ
તા. ૧૫–૪–૧૯૪૯

**અંબાલાલ નૃ. શાહ**

# લેખાનુક્રમ

## કાવ્ય વિભાગ [૧-૧૩૦]

## ગદ્ય વિભાગ [૧૩૧-૨૯૦]

# નરસિંહ મહેતા



[ગુજરાતના ગણાઈ ચૂકેલા આદિકવિ નરસિંહ મહેતા જૂનાગઢના નાગર બ્રાહ્મણ. જૂનાગઢ પાસેના તલાજા ગામમાં જન્મ્યા હતા. તેમના જન્મકાળનો નિર્ણય કરવો મુશ્કેલ છે. અનેક મત મુજબ પંદરમા કે સોળમા શતકના એ કવિ: ખરી રીતે ભક્તકવિ છે. ભાઇ-ભાભીના હાથનો એ ઉછેર. માતાપિતાના મૃત્યુ બાદ સત્તર વર્ષની વયે પહોંચ્યા ત્યારે તો તેઓ પરણી ગયા હતા. ભાભીનું મહેણું સ્વમાની મહેતાને હાડોહાડ લાગતાં તલાજાથી છ-સાત માઈલ દૂર ગોપનાથ મહાદેવમાં તેમણે આસરો લીધો. શિવની આરાધના તેમને ફળી. અચલ ભક્તિ અને શ્રદ્ધા હોય તો કંઈ જ અશક્ય નથી. ભક્તકવિ નરસિંહ મહેતાની વિનતિ ઉપરથી શિવે શ્રીકૃષ્ણ ભગવાનની રાસ-લીલાનાં તેમને દર્શન કરાવ્યાં. કવિ-હૃદયનો માનસિક આવેગ કાવ્યસર્જન કરે છે. 'નાગર નંદાજીના લાલ, રાસ રમતાં મારી નથણી ખોવાઈ'-રાસલીલાનાં દર્શન પછીના ક્ષુબ્ધ હૈયાની એ પ્રથમ અમર પંક્તિ.

સંસ્કૃત સાહિત્યમાં પણ આમ જ બનવા પામ્યું છે. કોઈ પણ દેશનું સાહિત્ય તપાસો. પહેલી કવિતા જ જન્મી છે. વાલ્મીકિની એક કરુણાની લાગણીમાંથી અમર રામાયણ-સૃષ્ટિનો જન્મ થયો છે. ઇતિહાસ આ પ્રમાણે બોલે છે: એક દિવસ જંગલમાં પક્ષીઓનું યુગલ ગેલ કરતું હતું. તેમાંથી એકને હત્યારા પારધીએ બાણ મારી નીચે પાડ્યું. ઋષિ વાલ્મીકિએ એ દૃશ્ય નિહાળ્યું. એમના દિલમાંથી આર્ષ છંદનો તરત જ ઉદ્ભવ થયો:

मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।
यत्क्रौंचमिथुनादेकम्, अवधीः काममोहितम् ॥

શાપ આપી ઋષિ પસ્તાયા. પશ્ચાત્તાપ શાંત પડતાં, કરુણાની સખત વેદનામાંથી, રામ-સીતાના વિયોગના પ્રસંગમાંથી કલ્યાણકારી રામાયણની જગતને તેમણે ભેટ કરી. આમ ભક્તકવિ નરસિંહે રાસલીલાનાં દર્શન પછી 'નથણી' ઉપર કવિતાભર્યું દર્દ ઠાલવ્યું.]

# ૧. નથની

નાગર નંદાજીના લાલ, રાસ રમતાં મારી નથની ખોવાઈ,
કાંના જડી હોય તો આલ, કાના જડી હોય તો આલ. રાસ૦
નાની નાની નથની ને માંહી ઘણેરાં મોતી.
નથનીને કારણે હું નિત્ય ફરું છું જોતી-જોતી-જોતી. નાગર૦
નાની નાની નથની ને માંહી જડેલા હીરા,
નથની આપોને મારા સુભદ્રાના વીર-વીર-વીર. નાગર૦
નાનેરી પહેરું તો મારે નાકે ના સોહાય,
મોટેરી પહેરું તો મારા મુખ પર ઝોલાં ખાય-ખાય-ખાય નાગર૦
આંબે બોલે કોયલડી ને વનમાં બોલે મોર,
રાધાજીની નથનીનો શ્યામળિયો છે ચોર-ચોર-ચોર. નાગર૦
નથનીને કારણીએ મેં ઢુંઢ્યું વૃન્દાવન,
નથની આપોને મારા પ્રાણજીવન વન-વન-વન. નાગર૦
નથની આપોને પ્રભુ નંદના કુમાર,
નરસૈયાના સ્વામી ઉપર જાઉં બલિહાર-હાર-હાર નાગર

આ આખું પદ સ્ત્રી-હૃદયનું એક ઉત્તમ આલેખન છે. એમાં આપેલી દરેક કડી પ્રત્યેક દર્શનની વચ્ચે રાધાજી તરફથી બોલાયેલી છે, એમ સમજવું. નથની ઘણી કિમતી છે. રાસ ખેલતાંજ તેને નહિ પહેરેલી જોઈ શ્રી કૃષ્ણ તે વિષે પૂછશે તેથી રાધા પોતાનો બચાવ કરવાને કહે છે: “હે નાગર! નંદજીના લાલા! નથની તો મેં પહેરી હતી, પણ તે રાસ રમતાં રમતાં ખોવાઈ ગઈ છે.” શ્રી કૃષ્ણ કહે છે: “કંઈ હરકત નહિ; તું શોધી કાઢ, અહીં જ પડી હશે.” ત્યાં રાધા કહે છે: “તે એવી કિંમતી હતી કે તેનાં એક એક મોતીમાં સોનાનો તાર નાંખેલો હતો કે જેથી નથની તૂટી ન જાય

ને મોતી જતાં ન રહે. હે કાના ! આ સોળસેં ગોપીઓમાં અડવા નાકે હું રાસ રમું તે સારું નથી, માટે મારો ભાર રાખવાને નથની આપો." આટલી વાતચીતમાં બે દર્શન પણ થઈ ગયાં; પણ રાધાને નથની તો ન જ જડી. શ્રી કૃષ્ણે કહ્યું : "નથની અહીંઆં જ શોધો. હમણાં રાસ રમતાં કંઈ જવાય નહિ." ત્યારે રાધાએ રડતાં કહ્યુઃ "નથનીને કારણોએ મેં ઢુંઢયું વૃન્દાવન..." ત્યારે કૃષ્ણે કહ્યુંઃ "કાલે ઘડાવી આપીશું." પાંચમું દર્શન થયું ત્યાં મયૂરે રાધાનું હાસ્ય કરતાં ટહુકો કર્યો ત્યારે માલુમ પડયું કે રાધાની નથનીનો ચોર ઘનશ્યામ છે. પાંચમા દર્શનની અંતે નરસિંહના હસ્તરૂપ મશાલમાંથી નીકળતા દિવ્ય પ્રકાશ પર તેની નજર પડી.

## સ્વાધ્યાય

૧. આખું પદ સ્ત્રી-હૃદયનું એક ઉત્તમ આલેખન છે. કેવી રીતે તે સમજાવો.

૨. કઈ નથની વિષે આ કવિતામાં ઉલ્લેખ થયો છે ?

૩. નરસિંહ મહેતાને ભક્ત-કવિ શાથી કહેવામાં આવે છે ?

૪. રાધા અને કૃષ્ણ વચ્ચે "નથની" ઉપર સંવાદ રચો.

૫. નરસિંહના હસ્તરૂપ મશાલમાંથી નીકળતો દિવ્ય પ્રકાશ કયો ?

## ૨. હાર

[ આ જમાનામાં નરસિંહ મહેતાનું જીવનચરિત્ર દંતકથાઓથી ભરેલું છે એમ માનનારા અનેક નીકળશે. એમના જીવનમાં જુદે જુદે પ્રસંગે શ્રી કૃષ્ણે એમને સહાય આપી અને સંસારમાં એમની લાજ રાખી એટલે અંશે પ્રભુભક્તિનો ચમત્કાર નજરે પડતો હોય એવી માન્યતામાં શ્રદ્ધા રાખનારા પણ બહુ જૂજ હશે. છતાં જે અલ્પ સાધનો આવાં જીવનચરિત્રોની સામગ્રી પૂરી પાડે છે તેને બીજા પુરાવાને અભાવે, આધારભૂત ગણવા પડે છે.

આવા પ્રસંગોમાંથી એક, કવિએ પોતાની વાણીમાં વર્ણવ્યો છે. નરસિંહ મહેતા જૂનાગઢના નાગર બ્રાહ્મણ હતા અને કૃષ્ણભક્ત હતા, એ

જાણીતી વાત છે. પોતાના સંપ્રદાયના નિયમાનુસાર તેઓ પોતાના જેવા ભક્ત સ્ત્રીપુરુષોની સાથે રાસલીલા રમતા. જૂનાગઢના રાજા રા' માંડલિકને આ પસંદ નહોતું, કેમકે તે શિવમાર્ગી હતા. એક વેળા નરસિંહ મહેતાને એમના દરબારમાં પકડી મંગાવવામાં આવ્યા, અને ત્યાં વિવિધ સંપ્રદાયના સાધુઓ સાથે તેમને વિવાદ થયો. મહેતા ઉપર દંભી અને ધુતારા હોવાનો આરોપ મુકાયો અને તેમના ઇષ્ટદેવ જો સાચા હોય તો કંઈ ચમત્કાર બતાવવાનું કહેવામાં આવ્યું. આ ઉપરથી આખી રાત મહેતાજીએ કૃષ્ણની આરાધના કરી અને જાતે હાજર થઇ ભક્તના ગળામાં હાર પહેરાવવા માટે માંગણી કરી. આ આખો પ્રસંગ જે કાવ્યોમાં કવિએ આલેખ્યો છે તેને હારમાળા કહેવામાં આવે છે.

પ્રાતઃકાળે ભક્તની લાજ રાખવાને પ્રભુ પ્રગટ થાય છે અને તેને હાર પહેરાવે છે. આ પ્રસંગનું વર્ણન આ કાવ્યમાં કરવામાં આવ્યું છે.]

કમાડ કડકડિયાં રે, મંડળિકના મંદિર;
સાંકળ તૂટી ને દ્વાર ઊઘડીઆં રે, સમરથ શ્યામશરીર.—કમાડ૦
ખડખડિયાં ઘર ને કોશિસાં રે, પડિયો પોળે પોકાર;
ધ્રૂજે ભર સભામાં સહુકો રે, થઈ રહ્યો હાહાકાર.—કમાડ૦
આસનથી ઊઠયા અવિનાશી રે, આવ્યા સભા મોઝાર;
સભા સર્વ દેખતાં આરોપ્યો રે, મહેતાજીને કંઠે હાર.—કમાડ૦
પીતાંબર પ્રીતે ઓરાઢયું રે, કાને કુંડલ જોડ;
મસ્તક મુગટ મૂકી નાચે રે, જે જે શ્રી રણછોડ—કમાડ૦
મુખે મોરલી મધુરી વજાડે રે, દીનાનાથ દયાળ;
રંગીલો, છબીલો ને છોગાળો રે, ફરે ફૂદડી દે તાળ—કમાડ૦
જેજેકાર વદે સહુ સખીઓ રે, ધન ધન ગોકુળરાય;
નરસૈયાને ભુજ ભરી ભરી ભેટે રે, હૈડે હરખ ન માય.—કમાડ૦

### સ્વાધ્યાય

૧. 'ચમત્કાર ત્યાં નમસ્કાર' એ કહેવત સાથે આ પદને સમજાવો.
૨. અવિનાશીએ સર્વ દેખતાં મહેતાજીને કંઠે હાર આરોપ્યો—નો અર્થ તમે કેવો ઘટાવો છો?

# ૩. ભોળી ભરવાડણ

(પદ)

[પ્રેમલક્ષણા ભક્તિનું અસાધારણ ફળ અહીં પ્રગટ થયું છે. "હૈયે હોય તે હોઠે આવે"—તે પ્રમાણે 'લ્યો કોઇ મોરારી' એમ સાદ પાડતી ગોપી બાળકૃષ્ણની ભક્તિમાં કેવી તલ્લીન થઇ ગઇ છે ! !]

ભોળી રે ભરવાડણ હરિને વેચવા ચાલી,
સોળ સહસ્ર ગોપીનો વહાલો, મટુકીમાં ઘાલી.—ભોળી રે૦

અનાથના નાથને વેચે આહીરની નારી,
શેરીએ શેરીએ સાદ પાડે, 'લ્યો કોઈ મોરારી'.—ભોળી રે૦

મટુકી ઉતારી માંહો મોરલી વાગી,
વ્રજનારીને સહેજે જોતાં, મૂરછા લાગી.—ભોળી રે૦

બ્રહ્માદિક ઇંદ્રાદિક સરખા, કૌતુક એ દેખે;
ચૌદ લોકના નાથને, કાંઈ મટુકીમાં પેખે !—ભોળી રે૦

ગોવાલણીનાં ભાગ્યે પ્રગટ્યા, અંતરજામી.
દાસલડાંને લાડ લડાવે, નરસૈંયાનો સ્વામી.—ભોળી રે૦

આહીર-[સં. आभीर] ભરવાડ, રબારી. પેખે-પેખવું, જોવું. સરખાવો

'હાં રે કોઈ માધવ લ્યો ! માધવ લ્યો !
નવ માનો તો જુઓ ઉતારી, માંહી જુએ તો કુંજવિહારી રે.'

### સ્વાધ્યાય

૧. પ્રેમલક્ષણા ભક્તિના પ્રકાર કહો.

૨. 'અનાથના નાથને વેચે આહીરની નારી'નો શો અર્થ ?

૩. આ પદમાં રહેલો કવિતાપ્રસાદ સમજાવો.

૪. 'હૈયે તે હોઠે' જેવું આમાં શું છે ?

૫. બ્રહ્મા, ઇન્દ્ર વગેરે કયું કૌતુક જોતા હતા ? એ કયું કૌતુક ?

# ૪. નાગદમન

જળ-કમળ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે તને મારશે, મને બાળહત્યા લાગશે.—ટેક.

કહે રે બાળક તું મારગ ભૂલ્યો કે તારા વેરીએ વળાવિયો;
નિશ્ચે તારો કાળ જ ખૂટયો, અહિંયાં તે શીદ આવિયો. જળ૦

નથી નાગણ હું મારગ ભૂલ્યો, નથી મારા વેરીએ વળાવિયો;
મથુરાનગરીમાં જૂગટું રમતાં, નાગનું શીશ હું હારિયો. જળ૦

રંગે રૂડો રૂપે પૂરો, દીસતો કોડીલો કોડામણો;
તારી માતાએ કેટલા જન્મ્યા તેમાં તું અળખામણો? જળ૦

મારી માતાએ બે જનમિયા, તેમાં હું નટવર નાનડો;
જગાડ તારા નાથને, મારું નામ કૃષ્ણ કાનડો. જળ૦

લાખ સવાનો મારો હાર આપું, આપું રે તુજને દોરીઓ;
એટલું મારા નાગથી છાનું, આપું તુજને ચોરીઓ. જળ૦

શું કરું નાગણ હાર હું તારો, શું કરું તારો દોરીઓ;
શાને કાજે નાગણ તારે, કરવી ઘરમાં ચોરીઓ. જળ૦

ચરણ ચાંપી મૂછ મરડી, નાગણે નાગ જગાડિયો;
ઊઠોને બળવંત કોઈ, બારણે બાળક આવિયો. જળ૦

બેઉ બળિયા સાથે વળગ્યા, કૃષ્ણે કાળિનાગ નાથિયો:
સહસ્ર ફેણા ફૂંફવે, જેમ ગગન ગાજે હાથિયો. જળ૦

નાગણ સૌ વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે;
મથુરાનગરીમાં લઈ જશે, પછી નાગનું શીષ કાપશે. જળ૦
બેઉ કર જોડી વિનવે, સ્વામી! મૂકો અમારા કંથને;
અમે અપરાધી કાંઈ ન સમજ્યા, ન ઓળખ્યા ભગવંતને. જળ૦
થાળ ભરી શગ મોતીડે, શ્રી કૃષ્ણને રે વધાવિયો;
નરસૈયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવિયો. જળ૦

# ૫. વૈષ્ણવ જન

વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તો યે મન અભિમાન ન આણે રે.
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે;
વાચ, કાછ, મન નિશ્ચલ રાખે, ધન ધન જનની તેની રે.
સમદૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જિહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે.
મોહ, માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામશું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે.
વણલોભી ને કપટરહિત છે, કામ ક્રોધ નિવાર્યા રે;
ભણે નરસૈંયો તેનું દર્શન કરતાં કુળ ઇકોતેર તાર્યાં રે.

### સ્વાધ્યાય

૧. વૈષ્ણવ જનનાં લક્ષણ કયાં કયાં તે તમારી ભાષામાં જણાવો.
૨. સર્વધર્મપ્રેમી આગળ પણ ગાંધીજી આ ગીતને પસંદગી આપતા તે શાથી?
૩. પ્રત્યેક ધર્મના આદિલક્ષણોમાં કહ્યા છે તે નીતનિયમો આવશ્યક છે, એમ શાથી કહી શકાય?
૪. વૈષ્ણવ ધર્મ કે કોઈ ધર્મ શાના ઉપર રચાયેલો હોવો જોઈએ?
૫. ધર્મ એટલે શું? સમાજના કલ્યાણમાં વૃદ્ધિ કરે તે ધર્મ; એથી ઊલટો તે અધર્મ—એમ કહી શકાય? વિગતવાર સમજાવો.
૬. 'ધર્મ જીવનની જુદી જુદી પ્રવૃત્તિઓને વ્યવસ્થિત રૂપ આપી ધાર્યે રસ્તે દોરી જાય છે. ધર્મ મનુષ્યની સર્વ વૃત્તિઓની વચ્ચે એકરાગ સ્થાપનાર શક્તિ છે.' આ વિચારો સાથે આ કાવ્યનો સુમેળ કયાં સુધી છે તે બતાવો.
૭. 'ધર્મ એટલે જીવનનું સંપૂર્ણ નિયમન,' આના ઉપર ૨૫ લીટીમાં નિબંધ લખો.

# મીરાંબાઈ



મૂળ ગુજરાતનાં નહિ, પણ ગુજરાતનાં નરનારીઓ ઉપર પોતાના કવિહૃદયની માધુરી ફેલાવી ગુજરાતનાં બનનાર, કવિ અને ભક્ત મીરાંબાઈ મૂળ તો મેવાડ અને મારવાડનાં. એમનો જન્મ જોધપુરના ભાયાત મેડતાના રાઠોડ વંશમાં થયેલો. સમય અકબરના શાસનનો. જન્મ અને મૃત્યુની તિથિ વિષે મોટો મતભેદ છે. નાનપણથી જ મીરાંનું મન કૃષ્ણમાં પરોવાયું હતું. તેમનાં લગ્ન ચિતોડના સૂર્યવંશી રાણા સંગના યુવરાજ ભોજરાજજી સાથે થયાં હતાં. આ રીતે ટેકીલા વીર મહારાણા પ્રતાપનાં એ કાકી થયાં. પણ રાણાવંશ તો શૈવધર્મી ને મીરાં વૈષ્ણવધર્મી. પહેલે પગલે અથડામણો જાગી. ચુસ્ત શૈવના ઘરમાં કૃષ્ણભક્તિ? મીરાં માથે આફતો ઊતરવા લાગી. ફણિધર સાપ અને ઝેરના પ્યાલા આવ્યા. ભક્તહૃદયનું કાંચન કસોટીમાં ખૂબ તપાવાયું, એમાંથી કવિહૃદયના ઝરાએ વેગ ધારણ કર્યો. આખરે એ કવિહૃદય મેવાડ મૂકી પરભોમના પ્રવાસે નીકળ્યું ત્યારે ગૂજરાતે એનો સત્કાર કર્યો. નરસિંહ પછી મીરાંએ ગૂજરાતને ભજન આપ્યાં, નૃત્ય આપ્યાં, ઓચ્છવ ને કીર્તન આપ્યાં. મીરાંનાં રસભરપૂર પદોથી ગુજરાતની કવિતાવાડી મઘમઘતી છે. ]

## ચિતડું ચોરાયે

શું કરું રાણાજી, મારું ચિતડું ચોરાયે,
મારું મનડું વેંધાયે.—શું કરું.

કરવાં ન સૂઝે અમને ઘરનાં કામ,
ભોજન ના ભાવે, નયણે નિદ્રા હરામ.—શું કરું.

જળ-જમનાને કાંઠે ઊભા બળભદ્ર વીર,
બંસરી બજાવે વહાલો જમનાને તીર.—શું કરું.

ઊભી બજારે ગજ-રથ ચાલ્યો રે જાય,
શ્વાન ભસે તો તેની સંખ્યા ન થાય.—શું કરું.
જખ રે મારે મોટા દુર્જન લોક,
ચિતડું ચોટયું તો તેની શિખામણ ફોક.—શું કરું.
જ્યાં શામળિયો ગિરધારી ત્યાં મારી આશ,
હરખી નીરખી ગાય મીરાં દાસ.—શું કરું.

## રામરમકડું

રામ-રમકડું જડિયું રે!
રાણાજી મને રામ રમકડું જડિયું.
રૂમઝૂમ કરતું મારે મંદિરે પધાર્યું,
નહિ કોઈને હાથે ઘડિયું રે. રાણાજી૦
મોટા મોટા મુનિરાજ મથી મથી થાક્યા.
કોઈ એક વિરલાને હાથે ચઢિયું રે. રાણાજી૦
બાઈ મીરાં કે' પ્રભુ ગિરધર નાગર,
મારું મન શામળિયા શું જડિયું રે. રાણાજી૦

### સ્વાધ્યાય

1. નરસિંહ અને મીરાંબાઈનાં પદોની સમીક્ષા કરો, બંને ભક્તકવિ છતાં પદલાલિત્યની નજરે મીરાંબાઈ ચઢે ? કેવી રીતે?
2. બંને ભક્તકવિના જીવનમાં ઝંઝાવાતો હતા : કયા?
3. વૈષ્ણવધર્મની મહત્તાની ભૂમિકા કયી?
4. જેમ બાળકને રમકડું ગમે છે: તેમ ભક્તોને પણ રમકડાં ગમે છે; એ રમકડું કયું? શાથી?
5. 'બાઈ મીરાં કે'' અથવા 'બાઈ મીરાં કે' એ બંને વચ્ચે શો ફેર છે?

# પ્રેમાનંદ



[પ્રેમાનંદ યાદ આવે છે, અને કોઈ કલમ અને કલ્પનાનાં શસ્ત્રો સાથે રણક્ષેત્ર ઘૂમતો યોદ્ધો યાદ આવે છે. તુચ્છકારાયેલી, કસ વિનાની, સામર્થ્ય વગરની, દુભાયેલી ગૂર્જરગિરાના માથેથી 'શું શાં પૈસા ચાર' જેવી વ્યંગોક્તિનો ખંગ વાળનાર આ મહાકવિ પહેલવહેલો મેદાને પડે છે; અને એને સર્વોપરિ સ્થાને સ્થાપે છે. માતૃભાષાને પરપ્રાંતીય ભાષાઓ જેટલી મહત્ત્વની ન બનાવાય ત્યાં સુધી પાઘડી ન પહેરવાની એ પ્રતિજ્ઞા લે છે ને પાળે છે. ચરોતરના પ્રવેશદ્વાર વડોદરામાં ઈ. સ. ૧૮૩૫માં પુરાણી પિતાને ત્યાં એનો જન્મ થાય છે. નાની વયે જ એ અનાથ બને છે. સગાંવહાલાંને ઘેર મેણાં-ટોણાં સાંભળતો એ ઊછરે છે. ચૌદ વર્ષ સુધી તો એ ભોટ અને મૂર્ખ રહે છે, પણ ત્યાં એક સદ્‌ગુરુનો સમાગમ થાય છે. પ્રેમાનંદના હૃદયમાં કાવ્યઝરણ જન્મે છે. પ્રારંભમાં કવિ હિન્દી ભાષામાં કવિતા રચે છે, પણ ગુરુની ટીકાથી એનું માતૃભાષાભિમાન જાગ્રત થાય છે. આ પછી તે રામાયણ ને મહાભારતમાંથી આખ્યાનો રચવા માંડે છે, ને ભટ બની માણના મધુર રવ સાથે આખ્યાન કહી બતાવે છે. શ્રી. ક. મા. મુનશી કહે છે, 'એની માણમાંથી ઉત્સાહ અને વીરતા રણકે છે. એની વાણીમાં ગુજરાતીનું માધુર્ય ઝરે છે. એની મહત્ત્વાકાંક્ષા ભગવાન વ્યાસ થવાની છે." પ્રેમાનંદનો સમય તે ઔરંગઝેબ ને શિવાજીનો કાળ. પ્રેમાનંદે પોતાનો શિષ્યસમુદાય ઊભો કર્યો ને પોતાની કૃતિઓને વધુ લોકભોગ્ય બનાવી. પ્રેમાનંદે અસાધારણ કવિત્વ બતાવ્યું. એની ભાષા શુદ્ધ ને પ્રૌઢ, શૈલી ટૂંકી ને સરલ, પદબંધ સરળ તથા કોમળ અને રસજમાવટની બાબતમાં એ અજોડ છે. વચ્ચે મર્માળાં કટાક્ષ કરવામાંય એની જોડી નથી.

પ્રેમાનંદે લક્ષ્મણાહરણ ને ઓખાહરણ, ચંદ્રહાસઆખ્યાન ને અભિમન્યુ આખ્યાન, મદાલસા આખ્યાન ને ઋષ્યશૃંગાખ્યાન, વામનકથા ને દ્રૌપદીસ્વયંવર કથા, સુદામાચારિત્ર ને દેવીચરિત્ર, સુદામાખ્યાન ને નળાખ્યાન આવાં અનેક આખ્યાનો રચ્યાં છે. અનેક ભક્તો શનિવારે

સુદામાચરિત્ર અને રવિવારે હૂંડી વાચવાનાં નીમ રાખે છે. ચૈત્ર માસમાં ઓખાહરણ ને શ્રાદ્ધના દિવસોમાં નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ ઘરેઘરનું વાંચન છે. આટઆટલું કર્યા છતાં આ મહાકવિ સદા પોતાને 'ભટ પ્રેમાનંદ'ને નામે જ ઓળખાવતો.]

## હૂંડી

[નરસિંહ મહેતા જેવા સાચા ભક્તની હૂંડી ભક્તવત્સલ ભગવાને પોતે શેઠિયાનું રૂપ લઇ સ્વીકારી. એ લોકકથાને પ્રેમાનંદે રસમય કાવ્યસ્વરૂપ આપ્યું છે.]

જેને વેદ-પુરાણે વખાણિયો રે, મારો વહાલોજી થયોજી વાણિયો રે;
એના આગમની ગત છે ઊલટી રે, મારો નાથ થયો નાણાવટી રે.
વહાલો ગોમતીજીના ઘાટમાં રે, મળ્યો તીરથવાસીને વાટમાં રે;
વેશ પૂગો આણ્યો મારે વહાલે રે, નાથ ચૌટાની ચાલે ચાલે રે.
છે અવળા આંટાની પાઘડી રે, વહાલાજીને કેમ બાંધતાં આવડી રે;
દીસે વાણિયો બીને વાન રે, એક લેખણ ખોસી છે કાન રે.
હસતાં ખાડા પડે બહુ ગાલ રે, મોટું કપાળ જાણીએ ઢાલ રે;
અધરબિંબ જાણે પરવાળી રે, મોટી આંખ દીસે અણિયાળી રે.
બે કાને કુંડળ ઝળકે રે, નાસિકા તે દીવાની સમ રે;
દીસે દાંત રૂડા હસતા રે, હીરા તેજ કરે છે કસતાં રે.
ત્રીકમજી વણિકની તોલે રે, નાથ ઉતાવળું બોબડું બોલે રે;
સોનાની સાંકળી ને કંઠે દોરો રે, કેડે પાટીવાળો કંદોરો રે.
ઝળકે ધનરેખા હથેળીમાં રે, આંગળીએ વીટી ને વેઢિયાં રે;
સાદો એક વાગો પહેર્યો છે હરજી રે, એનો સીવનારો કોણ દરજી રે.
સેલું કેડે બાંધ્યું બેવડું રે, ગુણ ક્યાંથી શીખ્યા પ્રભુ એવડું રે;
કરે હીંડતાં હાથના લટકા રે, સાદી દોરીના કેડે પટકા રે.
પટકે લટકે ફૂમતડાં જ્યોત રે, કેડે ખોસી પીતરની દોત રે;
કિયાં કિયાં તે કૌતક ભાખિયે રે, ઢાલી ગાંઠ વાળી બેચાર ફાળિયે રે.

એક ઓઢી પછેડી ખાંધે રે, નાથ દુંદાળો ને મોટી ફાંદે રે;
વસ્ત્ર પહેર્યાં તે પાંચે સોળાં રે, પાયે પહેર્યાં તે સુંદર મોજાં રે.
કાંઈ વાગો બિરાજે કેસરી રે, બન્યા મોયા પારેખ લખેશરી રે;
મારો નાથજી નીચે ખીમકણે રે, ભટ પ્રેમાનંદ જાએ તેને ભામણે રે.
સાથે વાણોતર છે સાત રે, ઓદ્ધવ ને અક્રૂર ભ્રાત રે;
હનુમાન વિદુર ગરુડ રે, ભક્ત સુદામો દીસે દીન રે.
પારથના હાથમાં પાન રે, આગળ જ્યેષ્ટિકાદર હનુમાન રે;
ચમ્મર સુદામાએ ગ્રહી રે, છે વિદુરના હાથમાં વહી રે.
બોલી બોલે પ્રભુ તોતળી રે, ઉદ્ધવને ખાંધે કોથળી રે;
એમ આવ્યા શામળા અવિનાશી રે, તે જોઈ રહ્યા તીરથવાસી રે.
એ તો કોઈ પારેખ દીસે નવો રે, આપણા અર્થ સરશે એવો રે;
કાંઈક ભારે માણસ ભાસે રે, ભલા વાણોતર છે પાસે રે.
હિંડે સહુને શીશ નમાવતા રે, દીસે પૈસાદાર કોઈ પામતા રે;
એ તો કારણ રૂપ કંઈ મળાયું રે, એને દર્શને દુઃખડું ટળિયું રે.
હુંડીવાળા એમ વદે વાણી રે, મટયું શામળે અંગ એંધાણી રે;
આઘા આવીને પાછા શાણી રે, તેના મનની વારતા જાણી રે.
બોલ્યા પોતે તે સારંગપાણિ રે, કાંઈક ઓછી લજ્જાથી આણી રે;
તીરથવાસી બોલ્યા શિર નામી રે, જૂનેગઢથી આવ્યા છીએ સ્વામી રે.
અમે જૂનેગઢથી આવ્યા રે, નરસૈયાની હૂંડી લાવ્યા રે;
જ્યારે સાંભળ્યું નરસૈંનું નામ રે, ત્યારે ધાઈ ભેટ્યા શ્રી શ્યામ રે.
ભર્યાં આંસુ નેત્રાંબુજે રે, હૂંડી લીધી તે ચતુરભુજે રે;
જ્યારે અક્ષર ઓળખ્યા નાથે રે, હૂંડી ચાંપી તે હૈડા સાથે રે.
હૂંડી વાંચી તે વહેલી વહેલી રે, શ્રી હરિએ તે હૂંડી ઉકેલી રે;
શુભ નગર દ્વારામતિ રે, જ્યાં વસે છે જાદવપતિ રે.
પેર કરજો દીનદયાળ રે, છો ગૌબ્રાહ્મણના પ્રતિપાળ રે;
સર્વે ઉપમાજોગ શ્યામ રે, નાથ નાણાવટીમાં નામ રે.
પરમારથ કરો તતખેવ રે, શેઠ શામળશા વાસુદેવ રે;

છે જૂનાગઢમાં વાસ રે, તે તો પ્રભુજી તમારો દાસ રે.
લખી હૂંડી નરસૈયો સેવક નામ રે, હૂંડી સીકારજો તમે શ્યામ રે;
એક ઘડીનો કરશો ઉધારો રે, તો જાશે કાર અમારો રે.
છે મોટા શેઠનું ધામ રે, રાખો વાણોતરનો વિશ્રામ રે;
લખી હૂંડીમાં એંધાણી રે, નાથ આવીને પીજો પાણી રે.
ધનના તીરથવાસી ધણી રે, વિનતિ થોડામાં છે ઘણી રે;
એવું લખવું પડ્યું શાને રે, મસ્તક ધુણાવ્યું ભગવાને રે.
હું નરસૈયાનો કહેવાઉં રે, જ્યાં નરસૈયો વેચે ત્યાં વેચાઉં રે;
આવું લખવું નહોતું લેશે રે, રૂપૈયા આપત હું સંદેશે રે.
કહે જાતરાળુને અવિનાશ રે, રૂપૈયા આવ્યા મુજ પાસ રે;
તમે શોધતા ફરો તે શું ય રે, ભાઈ શામળદાસ તે હું ય રે.
નરસૈયો વાણોતર મુજ જાણો રે, આ નગરમાં રહું છું છાનો રે;
કરું વૈષ્ણવજનની સેવા રે, મુને ઓળખે છે નરસૈયાના જેવા રે.
મેં તો બીજી વિધિ છાંડી રે, મહેતાને પુણ્યે કોથળી માંડી રે;
પરિવાર છે રે શામળશાહનો રે, એ તો આશરો નરસૈયાનો રે.
છોડી કોથળી કરુણા કરી રે, કાઢ્યા રૂપૈયા તે મૂઠી ભરી રે;
જોવા મળ્યાં ચઉટાનાં લોક રે, ગણી આપ્યા રૂપૈયાના થોક રે.
સો ઉપર આપ્યા મહારાજ રે, તે તો ખરચ ખૂટણને કાજ રે;
નરસૈયાને વિનતિ કહેજો મારી રે, કાગળ લખજો કહે દેવ મોરારિ રે.

(વલણ)

મોરારિએ કાગળ લખ્યો, અંતરમાં છે આનંદ રે;
કેવો વિવેક કરે વહાલો, કહે પ્રિય પ્રેમાનંદ રે.

નાસિકા–શગ રે–નાક દીવાની જ્યોત જેવું સીધું, લાંબું અને તેજસ્વી. કશતા–બધમેસતા; દાંત બરાબર હીરા જેવા ઊજળા છે. તાઈ–(નારીજાતિ) બંડી. દોત–કલમદાન. મોજાં–મોજડીઓ.

# મામેરું

[ નરસિંહ મહેતાના જીવનમાં અનેક ચમત્કારોના સુંદર પ્રસંગો છે. એમણે સદાય ભગવાન પર ભરોસો રાખ્યો. આવા પ્રસંગોમાંથી શામળશાનો વિવાહ, કુંવરબાઈનું મામેરું, બાપનું શ્રાદ્ધ અને હૂંડીનાં પ્રસંગો આપણી પ્રાચીન કાવ્યસમૃદ્ધિમાં સ્થાન પામ્યા છે. નરસિંહ મહેતાએ પોતે પણ કેટલાંક કાવ્યો લખ્યાં છે.

એમ કહેવાય છે કે, પ્રેમાનંદના સમકાલીન કવિ શામળભટે પૌરાણિક આખ્યાનો લખવાની કવિની રીત ઉપર એક ટકોર કરી હતી કે 'કથ્યું કથે તે શાનો કવિ?' આના જવાબ રૂપે પ્રેમાનંદે નરસિંહ મહેતાના જીવનપ્રસંગો પર કાવ્યો રચ્યાં છે. ગમે તેમ આ કાવ્યોમાં ય પ્રેમાનંદે રસની ઝીણવટ સુંદર રીતે સાધી છે અને નરસિંહ મહેતાના જીવનચરિત્રને વધુ લોકપ્રિય બનાવ્યું છે. જુદા જુદા પ્રસંગો અને પાત્રોનું રસમય વર્ણન, હિન્દુ-ગુજરાતી રીતરિવાજોનું સૂક્ષ્મ નિરૂપણ, વસ્તુની વાસ્તવિક ગૂંથણી તેનાં કાવ્યોને આદિથી અંત સુધી અતિ રસમય બનાવે છે.

પોતાના મોટાભાઈથી જુદા પડીને નરસિંહ મહેતાએ ગૃહસ્થાશ્રમ માંડ્યો. કમાવાની બધી ચિંતા તેમણે પરમાત્માને સોંપી દીધી હતી. તેઓ ભજનકીર્તનમાં આખો સમય વ્યતીત કરતા. એમને શામળશા અને કુંવરબાઇ નામે સંતાનો હતાં. એમનાં લગ્ન સારી રીતે કરીને એમની માતા મરી ગઈ. શામળશા પણ ટૂંક સમયમાં અવસાન પામ્યો. કુટુંબીજનોએ વિલાપ કર્યો, પરંતુ મહેતાજીએ તો ગાયું કેઃ

'ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજશું શ્રી ગોપાળ.' પછી કુંવરબાઇ સાસરે ગઇ. જ્યારે તેનું સીમંત આવ્યું ત્યારે પોતાના પિતાને મોસાળું કરવા નિમંત્રણ આપવાનો—તેના સાસરિયાંઓનાં મહેણાં છતાં, તેણે આગ્રહ કર્યો. આખરે પંડયાજી નિમંત્રણપત્રિકા લઇને મહેતાને મળ્યા—ત્યાંથી આગળ વાંચો. ]

૧

ખોખલે પંડયે પત્ર જ આપ્યું, મહેતાજીને હાથ જી;
વધામણી કાગળમાં વાંચી, સમર્યા વૈકુંઠનાથ જી.

'મામેરું' પુત્રીનું કરવું, ઘરમાં નથી ખોટો દામ જી;
ત્રિકમજી ત્રેવડમાં રહેજો, દ્રવ્યતણું છે કામ જી.
ભોજન કરાવી દક્ષિણા આપી, મહેતો લાગ્યા પાય જી;
મોસાળું લઈ અમો આવીશું, પંડ્યો કીધો વિદાય જી.
નરસૈં મહેતે ઘેર તેડાવ્યાં, સગાં તે વૈષ્ણવ સંત જી;
મોસાળું લઈ આપણે જાવું, કુંવરબાઈનું સીમંત જી.
જૂની વહેલ ને ધૂંસરી વાંકી, સાંગી સોટા ભાંગી જી;
કોના તળાવા ને કોની પીંજણીઓ, બળદ આણ્યા બે માગી જી.
મહેતાજી મામેરે ચાલ્યા, સમર્યા શ્રી જગદીશ જી;
ત્રણ સખીઓ સંઘાતે ચાલી, વેરાગી દશવીશ જી,
સંપુટ ત્રાંબાની ડાબલીનો, તેમાં બાલમુકુંદ જી;
કંઠે હાર કરીને રાખ્યા, દામોદર નંદનનંદ જી.
વહેલની પૂંઠે કોથળો બાંધ્યો, માંહી ભર્યાં વાજિંત્ર જી;
ગાંઠડી એક ગોપીચંદનની, તુળસી કાષ્ટ પવિત્ર જી.
મોસાળાની સામગ્રીમાં, તિલક ને તુળસીમાળ જી;
નરસૈંયાને નિર્ભય છે જે, જોગવશે ગોપાળ જી.
બળહીણા બળદો શું હીંડે, ઠેલે વૈષ્ણવ સાથ જી;
શોર પાડે ને ઢાળ ચડાવે, જે! જે! વૈકુંઠનાથ જી.
એક બળદ ગળિયો થઈ બેસે, આખલો તાણી જાય જી;
પડયાને પૂંછ ગ્રહી ઉઠાડે, કૌતુક કોટિ થાય જી.
સાલે સાલ જૂજવાં દિસે, રથ તણાં બહુ વક્ર જી;
સાંગીનો બહુ શબ્દ જ ઊઠે, ચૂંચવે છે બહુ ચક્ર જી.
ચડે, બેસે ને વળી ઊતરે, લે રામ-કૃષ્ણનું નામ જી;
મધ્યાહ્ને મહેતાજી આવ્યા, જોવા મળ્યું ઊના ગામ જી.
શું જાણે વૈષ્ણવનો મહિમા, વિષયી પુરના લોક જી;
કોક પહોંત્યા કુંવર વહુના, મામેરું છે રોક જી.

( વલણ )

શેક મામેરું મહેતો લાવ્યા, જુઓ વૈષ્ણવી વસાત રે;
એકેકી માળા આપશે તો, પહેરશે નાગરી નાત રે.

૨

સુણી શ્રીરંગ મહેતો આવ્યા ધાઈ, ભાવે ભેટયા બંને વેવાઈ;
મળ્યો જમાઈ, જમાઈનો ભ્રાત, મળ્યો સહુ નાગરનો સાથ.
કપટે ભેટી પાછા ખસે, જોઈ જોઈ સામગ્રીને હસે;
ઊતરવા ઘર આપ્યું એક, ઝાઝા ચાંચડ મચ્છર વિશેક.
ખાડા ટેકરા વસમો ઠામ, ઉપર નળિયાનું નહિ નામ;
ફાટ્યું છાજ ને જૂની વળી, ભીંત્યો દોદશ બેવડ મળી.
ઝાઝા માંકણ ઝાઝા જૂઆ, ત્યાં મહેતાના ઉતારા હુઆ;
વેવાઈ ગયા ઉતારો કરી, બોલે હસણી નાત નાગરી.
કુંવર વહુનો વૈષ્ણવબાપ, દર્શન કરીએ ખોઈએ પાપ;
મહેતાને જોવા હરખે ભરી, ઘેર ઘેરથી ચાલી સુંદરી.
મન વિના મહેતાને નમે, સારું થયું જે આવ્યા તમે;
માંહોમાંહો કહે સુંદરી, મહેતો દીઠે દીઠા હરિ.
જુઓ સાથ કેવો ફૂટડો, એને પરમેશ્વર ત્રૂઠડો;
કુંવર વહુનું ભાગ્યું દુઃખ, એવું કહીને મરડે મુખ.
જુઓ બળદ મહેતાજી તણા; બગાઈઓ શબ્દ કરે જે ઘણા;
વજાડશે મંડપમાં ચંગ, નાગરી નાતમાં રહેશે રંગ.
આ ગાંઠડી વળગાડી લટકે, તાળના જોડા બાંધ્યા પટકે,
તુલસીકાષ્ટ તણો એ ભારો, હવે મામેરાનો શો ઉધારો.
છાબમાં તુલસીદળ મૂકશે, ઊભો રહીને શંખ ફૂંકશે;
વેરાગી હરિના ગુણ ગાશે, એટલે મોસાળું પૂરું થાશે.
એમ નાગરી કૌતુક કરે, ટોળ કરીને પાછી ફરે.
કુંવરબાઈએ જાણી વાત, મોસાળુ લઈ આવ્યા તાત.

ઉતાવળી મળવાને ધસી, બોલી નણુદી મર્મે હસી;
આ શું પિતા-પુત્રીનું હેત, શાને કરવા આવ્યો ફજેત?
લજાવ્યું સાત પેઢીનું નામ, સાથે વેરાગીનું શું કામ?
શું મળવા ચાલ્યાં એકલાં, એ બાપથી ન-બાપાં ભલાં.
કઠણ બોલ એવો સાંભળી, કુંવરબાઈ બોલી પાછી વળી;
નણુદી શું મચ્છર આવડો? પૂંઠળથી બાઈ શું બડબડો?
સુખી પિતા હશે જે તણો, તે પુત્રીને લાભ જ ઘણો;
કોનો પિતા લખેશરી કહાવે, તે તો મારે શે ખપ આવે?
રાંક પિતા આવ્યો મુજ ઘેર, એક કાપડું સોનાનો મેર;
તમે મન-માને તે કહો, એ પિતા મારે જીવતો રહો.
મર્મ વચન નણુદીને કહી, પછી પિતા પાસે પુત્રી ગઈ;
દૂર થકી દીઠી દીકરી, મહેતાએ સમર્યા શ્રી હરિ.
અન્યોન્ય નયણાં ભરી, ભેટયાં બેઉએ આદર કરી;
મહેતે મસ્તક મૂકી હાથ, પાસે બેસાડી પૂછી વાત
કુંવરબાઈ કહો કુશળખેમ, સાસરિયાં કાંઈ આણે છે પ્રેમ?
રૂડો દિવસ આવ્યો દીકરી, તો મોસાળું કરશે શ્રી હરિ.
કુંવરબાઈ બોલી વિનતિ, મોસાળું કાંઈ લાવ્યા નથી;
નાગરી નાતે રહેશે કેમ લાજ, વિના દ્રવ્ય આવ્યા શેં કાજ?
નિર્માલ્ય નિર્ધનનો અવતાર, નિર્ધનનું જીવ્યું ધિક્કાર;
નિર્ધનને કોઈ નવ ગણે, નવ રાખે ઊભો આંગણે;
ચતુરપણું નિર્ધનનું જેહ, ઘેલામાંહી ગણાએ તેહ.
લોક બોલાવે દુર્બળ કહી, એથી માઠું કાંઈ બીજું નહીં.
પિતાજી કાંઈ ઉદ્યમ ન કરો, ધનનો નવ રાખો સંઘરો;
આ અવસર સચવાશે કેમ? પિતાજી તમે વિચારો એમ.
નથી લાવ્યા કંકુની પડી, નથી લાવ્યા મોડ નાડાછડી;
નથી માટલી ચોરી ને ઘાટ, એમ શું આવ્યા બારે વાટ!
કેમ કરી લજ્જા રહેશે નાત, હું શેં ન મૂઈ મરતે માત;

માતા વિના સૂનો સંસાર, માતા વિના તે શો અવતાર!
જે બાળકની માતા ગઈ મરી, બાપની સગાઈ સાથે ઊતરી;
જેવું આથમતા રવિનું તેજ, મા વિના એવું બાપનું હેત.
સુરભિ મરતાં જેવું વચ્છ, જળવિણ જેવું તલપે મચ્છ;
ટોળાંવછોયી જેવી મૃગલી, મા વિના દીકરી એકલી.
લવણ વિના જેવું ફિક્કું અન્ન, ભાવ વિના જેવું ભોજન;
કીકી વિના જેવું લોચન, મા વિના તેવું બાપનું મન.
ઘડો ફૂટે રઝળે ઠીકરી, મા વિના એવી દીકરી;
ગોળ વિના મોળો કંસાર, માત વિના સૂનો સંસાર.
શીદ કરવા આવ્યા ઉપહાસ! સાથે વેરાગી પાંચપચાસ!
શંખ તાળ ને માળા ચંગ, એ મોસાળું કરવાના ઢંગ?
ન હોય તો પિતા! જાઓ પાછા ફરી, એવું કહી રોઈ દીકરી;
મહેતે મસ્તક મૂક્યો હાથ, કરશે મોસાળું વૈકુંઠનાથ;
પહેરામણી કરવી હોય જેટલી, આસામી લખી લાવો તેટલી,
લખજો સાસરિયાં સમસ્ત, વિસારજો મા એકે વસ્ત.
વચન મહેતાજીનાં સુણી, કુંવરબાઈ આવ્યાં સાસુ ભણી;
મારા પિતાએ મોકલી હૂંય, લખો કાગળમાં જોઈએ શું ય.
મુખ મરડીને બોલી સાસુ, શો કાગળ ચીતરવો ફાંસુ;
છાબમાં તુલસીદળ મૂકશે, ઊભો રહીને શંખ ફૂંકશે.

( વલણ )

ફૂંકશે શંખ ઊભો રહી, નરસૈંયો મોસાળું શું કરે?
સંવાદ વરવહુનો સાંભળી, પછે વડસાસુ એમ ઓચરે.

[ કુંવરબાઈની સાસુએ આ પ્રમાણે મો મરડીને ના પાડી છતાં તેનાં વડસાસુ પહેરામણીની ટીપ લખાવવા તૈયાર થયાં. એમણે એવી ને એટલી બધી ચીજો લખાવી કે જે સામાન્ય રીતે કોઈ આપે નહિ, ને આપી શકે પણ નહિ. આ જોઈને કુંવરબાઈ તો વિલાપ કરવા લાગી કે :

ડાટ વાળ્યો રે ડોશીએ ડાટ વાળ્યો રે;
વડસાસુ વેરણ થઈ મારી, હરખ હૈયાનો ટાળ્યો રે.

આ ટીપ લઈને તે પિતાજી પાસે ગઈ. મહેતાજીએ તેને આશ્વાસન આપ્યું. બીજે દિવસે મોસાળાને વખતે તેના પિતાએ આખી ન્યાતને નિમંત્રણ આપી ભેગી કરવાનું સૂચવ્યું, પણ તેને વિશ્વાસ આવ્યો નહિ. નહિ અપાય તો તેની હાંસી થશે એ બીક તેના મનમાં બીક પેસી ગઈ હતી. પુત્રીને સમજાવી ખાલી હાથ અને પેલી ટીપ સાથે મહેતાજી મંડપમાં દાખલ થયા. કૃષ્ણનું સ્મરણ કરવા તેમણે શંખ ફૂંક્યો. ]

૩

મહેતે વજાડચો શંખ, સમર્યા વનમાળી;
લાગી હસવા ચારે વર્ણ, માંહોમાંહી દે તાળી.
જુઓ મોસાળાના ઢંગ, વેવાઈ એ માંડયા;
નાગરના વહેવાર, સર્વ એણે છાંડયા.
છાપાં, તિલક ને તાળ, જુઓ તુલસીમાળા:
નરસૈયો કરશે નૃત્ય, ગાશે ટોપીવાળા.
જોવા મળી નાગરી નાત્ય, બહુ ટોળેટોળાં;
મુખ મરડી કરે વાત, આપશે ધરચોળાં.
બહુ નાની મોટી નાર, મંડપમાં જ મળી;
કરે વાંકી છાની વાત, સાકરપેંજ ગળી.
મહેતાને કરે જેશ્રીકૃષ્ણ, હસી પરું જોતી;
મુખ ઉપર લળકે સાર, વેસરનાં મોતી.
સજ્યા સોળ શણગાર, ચરણા ને ચોળી;
જોબન મદભરી નાર, કરે બહુ ઠંઠોળી.
માળા મોતીહાર, ઉરપર લળકે છે;
જડાવ ચૂડો હાથ, કંકણ ખળકે છે,
સમી રહી ઓઢે ચીર, શણગટ વાળે છે;

અણિયાળાં લોચંન, કટાક્ષે ભાળે છે.
કુંવર વહુ ધન્ય ધન્ય, પિયર પનોતી છે;
બાપે વગાડ્યો શંખ, સાદર પોતી છે.
વાંકાબોલા વિપ્ર, બોલે ઉપહાસે;
મૂકો છાબમાં પહાણ, વાયે ઊડી જાશે.
મૂક્યો દીકરીએ નિશ્વાસ, આવી પિતા પાસે;
મહેતે કીધી સાન, રહેજે વિશ્વાસે.

(વલણ)

વિશ્વાસ રાખો દીકરી, કરમાં લીધી તાળ રે;
કાગળ મૂક્યો છાબમાં, મહેતે સમર્યા શ્રીગોપાળ રે;

૪

ઠાલી છાબમાં કાગળ ધરી, નરસિંહ મહેતે સમર્યા હરિ;
વેરાગી સર્વ પૂંઠે ગાય, નાગરને મન કૌતુક થાય.
વાંકાં વચન બોલે વેદિયા, મહેતા માધવમાં ભેદિયા;
જુઓ છાબમાં મુકયું સાર, એ દીસે કમખાની હાર.
તે બોલ અંતર નવ ધરે, મહેતા સ્તુતિ માધવની કરે,
જય દામોદર બાલમુકુન્દ, નરકનિવારણ નંદાનંદ
વિશ્વેશ્વર વૃન્દાવનચંદ, દેવકીનંદન આનંદકંદ,
ગોપનાથ ગોવિંદ, ગોપાળ, અનાથબંધુ દીનદયાળ.
હું સેવકની લેજો સંભાળ, મોસાળાની કરજો ચાલ;
મુખે કીર્તન હાથે તાળ, નાત્ય નાગરી બોલે આળ.
છે દોહલો લોકાચાર, લજ્જા રાખજો આણીવાર;
મારો શેઠ તું નંદકુમાર, શું કરશે પાપી સંસાર!
તમો પ્રતિપાળો પોતાના દાસ, માટે મુજને છે વિશ્વાસ;
અંબરીષનો નિવાર્યો ત્રાસ, તમે ભોગવ્યા છે ગર્ભવાસ;
લીધો મચ્છતણો અવતાર, શંખાસુરનો કીધો સંહાર;

કચ્છરૂપ ધર્યું મોરાર, ચૌદ રત્ન મથી કાઢ્યાં બહાર.
માર્યો હિરણ્યાક્ષ મહા પાપી, ધરણી સ્થિર કરીને સ્થાપી;
અજામિલ સરખો મહાપાપી, પુત્રને નામે પદવી આપી.
પ્રહ્લાદની દોહલી જાણી વેળા, પરમેશ્વર પ્રગટ થયા વહેલા;
ધ્રુવનો જન્મમરણ-ભય હર્યો, અવિચળ પોતા સરખો કર્યો.
સુદામાના લેઈ તાંદુલ, નવનિધ આપ્યા છે અણમૂલ;
મદ મઘવાના મનનો હર્યો, લીલાએ ગોવર્ધન ધર્યો.
અનાથબંધુ દીનદયાળ, હું સેવકની લેજો સંભાળ;
તમો છો દામોદર દક્ષ, હું સરખા સેવકને લક્ષ.
મારે એક તમારો પક્ષ, પરમેશ્વર થાજો પ્રત્યક્ષ;
મારે માથે દુઃખનાં વૃક્ષ, તેથી લાજે તમારી પક્ષ,
ધનવંત છે નાગરી નાત્ય, તેમાં દુર્બળ મારી જાત્ય;
દુઃખે દુભાયે તેત્રીસ ક્રોડ, કલ્પવૃક્ષને લાગે ખોડ.
શોભા વૈષ્ણવની જો ગઈ; કળા તમારી ઝાંખી થઈ;
મુને સગાં થઇ લાગ્યાં જમ, તમને નિદ્રા આવે કયમ?
સગાં સૌ બેસાડ્યાં આણી, પુત્રીના કરમાંહીં પિંગાણી;
છે કંકુવોણી કંકાવટી, પુત્રીને થાએ ચટપટી.
મધ્યાન્હ ઉપર થઈ બે ઘડી, વહેલા આવો વેળા વડી;
કુંવરબાઈ તારે આશરે, હું દુર્બળથી અર્થ ન સરે.
શું સૂતો વૃંદાવનમાંય, ત્યાં શું રાધાજી ચાંપે પાય?
જાગી જો રે જાદવપતિ, સાંભળ સેવકની વિનતિ,
નવ જાણતો ધોળા પર કાળો, ભાભીએ મને કીધો ગોવાળો;
સદાશિવે મને કીધો દાસ, દેખાડ્યો મને અખંડ રાસ.
મેં જોયો તમારો વિલાસ, તેવો મેં કીધો અભ્યાસ;
લોકો બોલે મને ઉપહાસ, મારે મન તારો વિશ્વાસ,
બોલાવીએ પોતાનો કહી, તેને ત્રિકમ તજીએ નહીં.
**બીચડો જમાડવા આવ્યા નાથ, હું માટે કીધા પંચ હાથ.**

હું મધ્યરાત્રે તરસ્યો જાણી, ઝારી લઈને પાયું પાણી;
મને સાચો કીધો કોટિવાર, હૂંડી સીકારી શ્રી મોરાર.

તમો તે રીતે મોસાળું કરો, ઠાલી છાબ સોનૈયે ભરો;
જો નહિ આવો સુંદરશ્યામ, તો નાગર સાથે છે કામ!

(વલણ)

નાગર સાથે કામ છે, સમજી લેજો વાત રે;
સુણી નરસૈંની વિનતિ, ઊઠી ધાયા વૈકુંઠનાથ રે.

૫

ભક્ત નરસૈંયાનું દુઃખ જાણી રે, ઊઠી ધાયા પુરુષપુરાણી રે;
થયા શેઠ તે સારંગપાણિ રે, સાથે લક્ષ્મી થયાં શેઠાણી રે.
નંદસુનંદ ગરુડ સાથે રે, વસ્ત્ર ગાંઠડીઓ તેને માથે રે;
રથે બેઠા શ્રી ગોપાળ રે, ધમકે ઘોરીને ઘૂઘરમાળ રે.
લોકે ઓળખ્યા નહીં જગદીશ રે, સાથે વાણોતર દશવીશ રે;
સર્વે જોઈ જોઈ વિસ્મય થાય રે, પ્રભુ આવ્યા મંડપમાંય રે,
છડીદારે વાડ મુકાવી રે, નાગરી નાત જોવાને આવી રે;
આ વહેવારિયો કોઈ આવ્યો રે, સાથે ગાંઠડીઓ ઘણી લાવ્યો રે.
કોઈ ન જાણે ત્રિભુવન ભૂપ રે, વહાલે લીધું વણિકનું રૂપ રે;
રથ ઉપરથી ઊતરિયા રે, હરિ સભામાંહી સંચરિયા રે.
ખટદર્શને ખોળ્યો ન લાધે રે, જેને ઉમિયાવર આરાધે રે;
ન જડે ધ્યાને દાને બહુ જાગે રે, તે હરિ અણવાણે પાગે રે.
જે ચૌદ લોકનો મહારાજ રે, મહેતા કાજે થયા બજાજ રે;
વાઘો શોભે કેસર છાંટે રે, બાંધી પાઘડી અવળે આંટે રે.
કાને કુંડળ હીરે જડીયાં રે, નેત્ર પ્રલંબ શ્રવણે અડિયાં રે;
એક લેખણ કાને ખોશી રે, નામ ધર્યું દામોદર દોશી રે.
ઝીણા જામા ને પટકા ભારે રે, હરિ હળવે હળવે પધારે રે;
ખાંધે પછેડી ઓઢી નાથે રે, બેઉ છેડા ગ્રાહ્યા છે હાથે રે.

વીંટી વેઢ દશે આંગળીએ રે, સાદાં મોજાં પહેર્યાં સામળીએ રે;
ઘણા વાણોતર છે સાથે રે, કોણે ઝોળા ગ્રહ્યા છે હાથે રે.
ઘણા સેવક સેવામાં સજ્જ રે, ઉદ્ધવના હાથમાં ગજ રે;
પ્રભુ પૂંઠે કમળારાણી રે, સભા મોહી જોઈ શેઠાણી રે.
ઊતર્યાં નાગરીઓનાં અભિમાન રે, જાણે ઉગ્યા શશિયર ભાણ રે;
ભલું ભાલ ભ્રમર રૂડી રાજે રે, રત્નજડિત રાખડી છાજે રે.
વિશાળ લોચન ચંચળ ચાલે રે, કે શું ખંજન પડિયાં ગાલે રે;
છે અધરબિંબ પરવાળી રે, મસ્તક ઉપર વેણ વિશાળી રે.
બાજુબંધ ગલુબંધ માળ રે; નાક વેસર ઝાકઝમાળ રે;
કટિ ઘમકે સેર ઘંટાળી રે, પહેરણ ચંપકવરણી સાડી રે.
ઝમકે ઝાંઝર ઉજ્જવલ પાગે રે, વિંછુવા અણવટ બહુ વાગે રે;
જડાવ ચૂડો કંકણ ખળકાવે રે, માયા મહેતીરૂપે આવે રે.
મોહી સભા લક્ષ્મીને નીરખી રે, દેવી દીસે વાણિયણ સરખી રે;
લલિતા વિશાખા બે ખવાસી રે, છે ભક્તિ મુક્તિ બે દાસી રે.
આવ્યા સજોડે દેવાધિદેવ રે, મહેતે હરિ ઓળખ્યા તતખેવ રે;
ભલે આવ્યા શેઠ શામળિયા રે, મહેતો માધવજી શું મળિયા રે.
મળતાં બોલ્યા સુંદરશ્યામ રે, મારું પ્રગટ ન લેશો નામ રે;
રખે વાત અમારી ચરચો રે, તમારે જે જોઈએ તે ખરચો રે.
કુંવરબાઈના પૂરો કોડ રે, એમ કહી બેઠા રણછોડ રે;
પછે સભા સહુ સાંભળતાં રે, હરિ વચન બોલ્યા છે વળતાં રે.
જાઓ શેઠાણી દુઃખ કાપો રે, કુંવરબાઈને હૃદયાશું ચાંપો રે;
એવું કહેતામાં કમળા હીંડયાં રે, કુંવરબાઈને હૃદયાશું ભીડયાં રે.
મારી મીઠડી ન ભરીએ આંસુ રે, તેડા કર્યા છે તમારી સાસુ રે।
મળી નાગરીઓ સેંચાર રે, જોઈ રૂપ મેલ્યો અહંકાર રે.
વેવાણ કમળાને એમ પૂછે રે, મહેતા સાથે સગપણ શું છે રે?
કોકિલા સ્વરે અમૃતવાણી રે, ત્યારે હસીને બોલ્યાં શેઠાણી રે.
વેવાણ તમોએ શું નવ જાણિયા રે, તમો બ્રાહ્મણ હમો વાણિયા રે;

વેપાર દોશીનો ઘેર કોઠી રે, અમારે ઓથ નરસૈંયાની મોટી રે.
અમો ધન મહેતાજીનું લીજે રે, વેપાર કાપડનો કીજે રે;
અમો આવ્યાં મોસાળું કરવા રે, ઠાલી છાબ સોનૈએ ભરવા રે.
મહેતે જે જે વસ્ત્ર મંગાવ્યાં રે, અમો લખ્યા પ્રમાણે લાવ્યાં રે;
એવું કહીને બેઠાં શેઠાણી રે, સહુ નાગરી સાંસે ભરાણી રે.
તેડયા શ્રીરંગ મહેતો વહેવાઈ રે, ભાવે ભેટયા શ્રી જદુરાય રે,
ત્યારે વિસ્મય થયા સહુ નાગર રે, છાબ ભરી તે કરુણાસાગર રે.
મહેતાને કહે વનમાળી રે, કરો પહેરામણી સંભળી રે.

(વલણ)

સંભાળી કરો પહેરામણી, એવું કહે સુંદરશ્યામ રે;
વળી ઘટે તે માગજો, અમો વાણોતર સરખું કામ રે.

૬

મહેતે તેડાવી દીકરી, આ છાબ જુઓ સોનૈયે ભરી;
પહેરાવો સહુ નાત નાગરી, આવો અવસર નહીં આવે ફરી.
કંકાવટીને કરમાં ધરી, સાસુ પાસે વહુ સંચરી;
હાંકીને ગર્વે ઓચરી, જુઓ છાબ સોનૈએ ભરી.
વૈષ્ણવ કહીને દેતાં ગાળ, એ શું મોસાળું કરશે કપાળ;
તમો નિંદતાં તુળસી ને તાળ, એ શું મોસાળું કરશે કપાળ!
જુઓ કમાઈ દુર્બળ તણી, જીવે છે હરિના ગુણ ભણી;
જો લખ્યાથી આશા હોય ઘણી, તો માગી લેજો પહેરામણી.
સાંભળી કુંવરવહુની વાણી, સાસુએ તેડયાં ગોરગોરાણી;
પૂજ્યા પાગ કરમાં પિંગાણી, આઠ વસ્ત્ર તેને આપ્યાં આણી.
પછે નાગરની ભીડ ઘણી ભાળી, પછેડીની પલવટ વાળી;
આવ્યા છાબ પાસે વનમાળી, છોડે ગાંઠ આપ વસ્ત્ર ટાળી.
મહેતાજી કહે લ્યો દીકરી, સસરાને આપો પામરી;
ગડી જરકશી વાઘાની કરી, હેમ સાંકળી ઉપર ધરી.
એ વરના મુખ આગળ ધરો, નીચું જોઈને પાછાં ફરો;
પહેરામણી મનગમતી કરો, રખે અબલું પાખું ભરો.

સજોડે તેડયાં જેઠ–જેઠાણી, આઠે વસ્ત્ર ત્યાં આપ્યાં આણી;
પ્રીતે પૂજ્યાં દિયેર-દેરાણી, ભુસટિયો તવ બોલ્યો વાણી.
જ્યાં નરસૈયો ત્યાં નવનિધિ, દિયરિયે એડો હઠ કીધી;
પંચ મહોર સોનાની લીધી, પછી પહેરામણી ચાલતી કીધી.
પહેરામણી નણદીએ અટકાવી, કુંવરબાઈ પિતા કને આવી;
બે તોલાની રાખડી લાવી, દશ તોલા આપી સમજાવી.
આપ્યા સાસુને સોળ શણગાર, પહેરાવી કીધો નમસ્કાર;
તવ કોપ્યાં વડસાસુ અપાર, સર્વ કુટુંબનો કીધો તિરસ્કાર.

( વલણ )

તિરસ્કાર કીધો ડોશીએ હવે પહેરામણી પહેરું નહીં રે;
વડી વહુઅર આગળ થઈ, ને હું ઘરડી બેસી રહી રે.

૭

વડી વહેવાણ રિસાયાં જાણી, લક્ષ્મીજી પાસે આવ્યાં જી,
સારું ખીરોદક ખાંધે મૂકી, ડોસીને સમજાવ્યાં જી.
જેજેકાર થયો મંડપમાં, ગીત ગાય છે રામા જી;
મોસાળું તે મહેતાજીનું, બીજા સર્વે ભામા જી.
પોતે પોતાનાં સગાં તેડયાં, જેનો જ્યાં સગવેડ જી;
મનવાંછિત પહેરામણી દેખી, માંડી તેડાતેડ જી.
ઘેરઘેર વાત થઈ નાગરમાં, મહેતા કરે મામેરું જી;
વિચાર કરતી અબળા દોડી, મનમાની સાડી પહેરું જી.
ચાર વરણ સઉ ચરણે ચાલી, આવ્યાં મંડપમાય જી;
પલવટ વાળી શ્રી વનમાળી, તત્ક્ષણ આવ્યા ત્યાંય જી.
મહેતાજી ઊભા તાળ વગાડે, ગાય વૈરાગી ગીત જી;
વડસાસુ કુંવરવહુને કહે, પહેરામણીની રીત જી.
શ્રીરંગજી ને શામળ મહેતો, પામ્યા ધોળાં શેલાં જી;
હેમજી ખેમજી મહેતાને, દમેક ખાંધે મેલ્યાં જી.
કભાય કોને પામરી પટકા, નામ ન જાયે ગણિયાં જી;
કોને મુગટા, કોને પીતાંબર, કોને શેલાં અણિયાં જી.

મગિયાં દોરિયા અસાવળી કોને, શેલાં પટુ સાલ જી;
ગુચ્છ પેચ પાઘડીઓ તોરા, દીસે ઝાકઝમાલ જી.
પાયજામા નીમા પછેડી, જામા અત્તળા બંધ જી;
વસ્ત્ર તણો તો વરસાદ વરસ્યો, જયાં દોશી કરુણાસિંધ જી.
કોને કંદોરા ને કંઠી પહોંચી, કોને સાંકળી માળ જી;
કનક કડાં ને કાને કુંડળ, જડાવ ઝાકઝમાળ જી;
પહેરામણી પુરુષોને પહોંચી, તેડયો અબળા સાથ જી;
પિયળ કાઢીને ખાંધે મૂકર્યાં, પટકૂળ નાના ભાત્ય જી.
સાડી જરકશીની ઓઢણી, ચળકે સુંદર જોર જી;
કેસરછાંટયા ધોળા સાળુ, ફરતી કસબી કોર જી.
ચંદ્રકળાને મોરની શોભે, દરિયાઈમાં દોર જી;
અતલશ પાંચ પટા આભૂષણ, સોના રૂપાની મહોર જી.
કોને અકોટી કોને ટોટી, ગળુબંધ બહુમૂલ જી;
કોને ભમરી કોને સેંથો, ત્રસેંગિયાં શીશફૂલ જી.
કો મહેતા પાસે માળા માગે, ઊભી રહી કર જોડે જી;
કેટલીએક પોતાના બાળક, મહેતા આગળ ઓડે જી.

( વલણ )

ઓડે બાળક જાણે આપે, મનવાંછિત પામ્યાં સહુ;
સાસરિયાંનું મહેણું ટાળ્યું, પિયર પનોતી કુંવરવહુ.

૮

કોડ પહોંત્યા કુંવરવહુના, ભાગ્યું ભવનું મહેણું જી;
મનવાંછિત પહેરામણી પામ્યાં, જેને જેનું લેણું જી.
નાગરી નાત્ય કુટુંબ પાડોશી, ચાકર કોળી માળી જી;
પહેરામણી સહુકોને પહોંતી, વાચા પ્રભુએ પાળી જી.
સોળે શણગાર કુંવરબાઈને, આપી દીધું માન જી;
કનક પહાણ બે છાબમાં મૂકયા, હરિ થયા અંતર્ધાન જી.
સભા સહુકો વિસ્મય પામી, અલૌકિ શેઠ-શેઠાણી જી;

મહેતાને સહુ પાયે લાગે, ભક્તિ સાચી જાણી જી
કુંવરબાઈની નણદી આવી, બડબડતી મુખ મોડે જી;
પહેરામણી કોઈને નવ પહોંતી, વેવાઈને અવખોડે જી.
પહેરામણી પરનાતી પામ્યાં, ઘરનાં માણસ ગયાં ભૂલી જી;
એક કટકો કાપડું નવ પામી, પુત્રી મારી ફુલફુલી જી.
મને આપ્યું તે લ્યો ભાભી પાછું, રાખડી બંધામણ જી;
નામ મહેતો પણ નોહે નાગર, દીસે દુર્બળ બ્રાહ્મણ જી.
કુંવરબાઈ પિતા કને આવી, તાત હવે શું થાશે જી?
આટલું ખરચતે મહેણું રહ્યું, તે હવે કયમ જિવાશે જી.
વીસરી દીકરી નણદી કેરી, નાનબાઈ તેનું નામ જી;
છ મહિનાની છે તે છોકરી, એક કાપડાનું કામ જી.
મહેતાજી કહે પુત્રી મારી, સમરો શ્રી ગોપાળ જી;
એક તાંતણો મુજથી ન પામો, બેઠો વજાડું તાળ જી.
ફરી ધ્યાન ધર્યું માધવનું, ત્રિકમ રાખજો ટેક જી;
પચરંગી ત્યાં કાપડું સુંદર, આકાશથી પડયું એક જી.
નણદી સંતોષી કુંવરબાઈની, મહેતાજી માગે વિદાય જી;
સહસ્ર મહોર સોનાના પહાણા, મૂકયા તે છાબમાંય જી.
નાગર લોક સહુ પાયે લાગે, પ્રજા કરે વખાણ જી;
નાગરી નાતે મોટા નરસિંહ, માથે સારંગપાણ જી.
ધન્ય મહેતાજી તમ સમોવડ, આ કલિયુગમાં નોય જી;
નાગરી નાતનો મહિમા રાખ્યો, ઊજળું સહુ કોય જી.
અમને તો વિશ્વાસ નો'તો જે, મહેતોજી કરે મામેરું જી;
સર્વની લજ્જા પ્રભુએ રાખી, મેણું ટળ્યું ભવ કેરું જી.
પછી મહેતાજી વિદાય માગે, બોલે બેઉ કર જોડી જી;
કુંવરબાઈને વોળાવો, વેલ્ય, આણી છે જોડી જી.
પછે કુંવરબાઈ વેલે બેસી, જૂનેગઢ તે જાય જી;
સહુકો વળાવી પાછાં વળિયાં, ધન્ય ધન્ય વૈકુંઠરાય જી.

વીરક્ષેત્ર વડોદરું, ગૂજરાત મધ્યે ગામ જી;
ચાતુર્વંશી જ્ઞાતિ બ્રાહ્મણ, ભટ પ્રેમાનંદ નામ જી.
સંવત સત્તર ઓગણચાલો, આસો શુદિ નવમી રવિવાર જી;
પૂરણ ગ્રંથ થયો તે દિવસે, યથાબુદ્ધિ વિસ્તાર જી,
પ્રીતે કરી જે ગાય-સાંભળે, દારિદ્ર તેનું જાય જી.
એવું જાણી ભક્તિ કરે તેને, સન્મુખ વૈકુંઠરાય જી.

( વલણ )

વૈકુંઠનાથ સન્મુખ હોય, જો નિર્મળ મને સાંભળે;
ભટ પ્રેમાનંદ કહે કથા, તેને માધવજી નિશ્ચે મળે.

૧

દામ-પૈસો. ત્રેવડ-સગવડ. ધૂંસરી-જે લાકડાના કકડાને બળદ જોડવામાં આવે છે તે. આ લાકડું બળદની ખૂંધ આગળ રહે છે. સાંગી-રથની ધરી અને સોટા વચ્ચેનો કઠેરાવાળો ભાગ સોટા-ધોરિયા ઉપર માણસને બેસવા માટે રાખેલો ભાગ. તળાયાં-ધરી ઊંચીનીચી ન થાય તે માટે એક ઊભો અને એક ત્રાંસો એવા બે કકડા: માંચડા સાથે ટેકાવેલા હોય તે. પિંજણીઓ-પૈડું તથા તળાયા નીકળી ન જાય માટે જે કમાન મૂકવામાં આવે છે તે. સખીઓ-સાખીઓ. સંપુટ-બેમાંના કોઇપણ એક ચતા હાથ ઉપર બીજો ચતો ઊંધો હાથ મૂકવાથી આ પ્રકારની મુદ્રા થાય છે. ગળિયો-જરા જરાવારમાં જે બળદ બેસી જાય તે. કૌતુક-મશ્કરી. શબ્દ ઊઠે-અવાજ થાય. વિષયી-વિષયમાં લુબ્ધ થયેલા. વસાત-શક્તિ.

૨

વસમો-વિષમ. હસણી-મશ્કરીખોર. ફૂટડો-રૂપાળો. ત્રૂઠો-પ્રસન્ન થયો. પટકે-ચીંથરે. દળ-પાન ટોળ-મશ્કરી. મચ્છર-મત્સર; અભિમાન. નિર્માલ્ય-નકામો. મોડ-લગ્ન વગેરે શુભ પ્રસંગે સ્ત્રીઓ માથે મૂકે છે તે. ઘાટ-ઘાત, પોતાનું કપડું. બારેવાટ-તૈયારી કર્યા વિના.

સુરભિ-ગાય. વચ્છ-વાછરડું. તફડે-તરફડિયાં મારે. મચ્છ-માછલું. વછોઇ-છૂટી પડેલી. વલણુ-મીઠું. ભાવ-પ્રેમ. ઉપહાસ-મશ્કરી. આસામી-માણસ. વસ્ત-વસ્તુ. ફાસુ-નકામો.

૩

ચારે વર્ણ-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્રઃ બધા લોક એવો અર્થ છે. ટોપીવાળા-બાવા. ઘરચોળાં-એક પ્રકારનું રેશમી વસ્ત્ર. સાકરપેં-સાકર કરતાં વધારે. પરું-આડું. વેસર-વાળી. સજ્યા-પહેર્યા. ચરણાં-ચણીઓ, ઘાઘરો. જોબન-યૌવન. મદભરી-અભિમાની. કરે ઠંઠોળી-મશ્કરી કરે. ઉરપર-છાતીપર. લળકે છે-ઝગઝગાટ કરે છે. જડાવ ચૂડો-સોનેથી મઢેલી હાથીદાંતની મોટી ચૂડી. કંકણુ-હાથે પહેરવાની જણસ. ખળકે છે-ખણખણ અવાજ કરે છે. ઘુણગટ-ઘૂમટો, લાજ કાઢવી તે. કટાક્ષ-તીરછી નજરે. કડલાં, કાંબી-પગે પહેરવાનાં ઘરેણાં. વહુવારુ-જુવાન માનીતી વહુ. પટોળી-પટોળું. પનોતી-સુખી. પોતી-પુત્રી.

૪

કાગળ-વડસાસુએ મોસાળાની લખાવેલી યાદીવાળો કાગળ ભેદિયા-તદાકાર, લીન. નંદાનંદ-નંદરાજા શ્રી કૃષ્ણના પાલકપિતા, તેમને આનંદ આપનાર. વૃંદાવનચંદ-વૃન્દાવન નામના વનમાં ચંદ્રરૂપ. દેવકીનંદન-કંસના કાકા દેવક રાજાની પુત્રી દેવકીના પુત્ર. આનંદકંદ-આનંદના મૂળ; ઇશ્વર. બોલે આળ-આક્ષેપ કરે. દોહેલો-મુશ્કેલ, અઘરો. આણીવાર-આ વખતે. પ્રતિપાળો-રક્ષણ કરો. નિવાર્યો-ટાળ્યો. મોરાર-મુર નામના રાક્ષસનો વધ કરનાર, શ્રી કૃષ્ણ. ધરણી-પૃથ્વી. મઘવા-ઈંદ્ર. લીલાએ-સહેલાઇથી. દક્ષ-ચતુર. અર્ચા-ચંદનને ચોપડાવવું તે. પક્ષ-તરફેણ. પિંગાણી-ધૂપેલની વાડકી, ચલાણું. કંકુવોણી-કંકુ વગરની. ચટપટી-ચિંતા. વેળા વટી-સમય થઈ ગયો. ધોળાપર કાળો-લખતાં વાચતાં.

૫

પુરુષપુરાણી–શ્રીકૃષ્ણ. સારંગપાણી–સારંગ નામનું ધનુષ્ય હાથમાં ધારણ કરનાર–વિષ્ણુ. ધમકે–અવાજ કરે. ધોરીને–બળદને. વાણોતર–મુનીમ વગેરે. વાડ–વાટ, રસ્તો. સાંચરિયા–ગયા. ખટ-દર્શન–છ દર્શન. શાસ્ત્રો–સાંખ્ય, ન્યાય, યોગ, વૈશેષિક, પૂર્વ મીમાંસા વગેરે. લાગે–મળે. ઉમિયાવર–શંકર. આરાધે–ધ્યાન ધરે. અણુવાણે –જોડા વગર, ઉઘાડે પગે. બજાજ–કાપડીઆ. વાઘો–અંગરખો. પ્રલંબ–અતિશય લાંબા. શ્રવણ–કાન. સજરે–તૈયાર. શશિયર–ચંદ્રમા. ભાણુ–સૂર્ય, ભાલ–કપાળ. રાજે–શોભે. જડિત–જડેલી. ખંજન–હસતાં ગાલ ઉપર ખાડો પડે તે, ખંજન એક પક્ષી પણ છે. અધર-નીચેનો હોઠ. વેણુ–વેણી, કટિ–કેડ, ક્ષુદ્ર ઘંટાળી–નાની ઘંટડીઓવાળી, પહેરણુ–પહેરેલી. તતખેવ–તરત જ, ઓથ–આધાર, સાંસે–શ્વાસે.

૬

સંચરી–ગઈ. હાંકીને–જોરથી, તાણીને. ઓચરી–બોલી. કપાળ–કાંઈ નહિ; ધૂળ. આઠ વસ્ત્ર–પાંચ કપડાં પુરુષનાં અને ત્રણ સ્ત્રીનાં મળીને આઠ: ધોતિયું, પહેરણ, અંગરખું, દુપટ્ટો અને પાઘડી; ઘાઘરો, ચોળી ને સાડી આ પ્રમાણે આઠ વસ્ત્રો થાય. પલવટ-કેડ બાંધવી. ટાળી–કોને શું આપવું તેનો વિચાર કરીને. પામરી–ઊન કે રેશમનું ખભે ઓઢવાનું વસ્ત્ર. હેમ–સોનું, બુસટિયો–સીમંતમાં ગર્ભિણી ભાભીના ખોળામાં બેસી તેને ગાલે કંકુવાળા હાથે તમાચો મારનાર દિયેર. નવાનધ–કુબેરના નવભંડાર, સર્વ પ્રકારની રિદ્ધિસિદ્ધિ.

૭–૮

ખીરોદક–સ્ત્રીઓને પહેરવાનું એક જાતનું ધોળું વસ્ત્ર. રામા–સ્ત્રીઓ. ભામાં–ફાંફાં. કભાય–જામો, વાઘો. મગિયા–એક જાતનું કપડું. નીમા–પગની ઘૂંટી સુધીના જામા. અકોટી–કાનમાં પહેરવાનું ઘરેણું. ઓડે–આગળ ધરે. લેણું–માગણું. ભવ–જન્મ, જિંદગી. સંતોકી–સંતોષી. સમોવડ-સરખો. કરઓડી–કર જોડી. વોળાવો–મોકલો. યથાબુદ્ધિ–બુદ્ધિ મુજબ. દારિદ્ર–ગરીબાઈ. સન્મુખ–મોઢા આગળ.

# અખો



[ અખો (સને ૧૬૧૫—૧૬૭૫) અમદાવાદનો સોની હતો. એ પૂરો પ્રામાણિક હતો. એક બહેન માનેલી સ્રીને તેનામાં સંદેહ આવવાથી અખાને લાગ્યું કે દુનિયામાં સારા, પ્રામાણિક માણસોને સ્થાન નથી. વળી સરકારી ટંકશાળમાં ચાંદી સાથે બીજી હલકી ધાતુઓ ભેળવવાનો તેના પર આરોપ મૂકવામાં આવ્યો. અમદાવાદના નવાબે તેને પકડ્યો, પરંતુ નિર્દોષ ઠરવાથી તેને છોડી દેવામાં આવ્યો. આ પછી તે યોગ્ય માર્ગે દોરે એવા ગુરુની શોધમાં નીકળ્યો. પણ એણે ઘણા ગુરુઓને દ્રવ્યલોભી જોયા, કંચન અને કામિની તરફ આકર્ષાયેલા જોયા. આખરે મણિકર્ણિકાના ઘાટ ઉપર એક નાનકડી ઝૂંપડીમાં અકસ્માત તેને તારણહાર મળી આવ્યો. ઝૂંપડીની દીવાલો પાછળ છૂપાઇને બારમાસ સુધી તેણે તેમનો ઉપદેશ સાંભળ્યો. વિદ્વદ્ભોગ્ય કવિતાનો જન્મ અહીંથી જ થયો. 'અખો કરે ટખો' એ ઉક્તિ તેની કવિતાની સંપૂર્ણ સૂચક છે ]

## ગોથાં ખાતો સંસાર

[ જ્ઞાની અખો આ સંસાર કેવો વિચારશૂન્ય છે અને તેમાં બાહ્યાડંબર કેવો ચાલે છે તે બતાવતાં જણાવે છે કે પામર પ્રાણીઓ પરબ્રહ્મને પૂરેપૂરો પિછાની શકતા નથી, પરિણામે કોઈ શંકરને, વૈષ્ણવો વિષ્ણુને, શક્તિના ઉપાસકો શક્તિને ઉત્તમ પદ આપે છે. કેટલીક કલ્કી અવતારની વાત કરે છે. જૈન સંપ્રદાય વળી અહિંસા પરમો ધર્મ- બતાવી પોતાનો પંથ શ્રેષ્ઠ નક્કી કરવા મથે છે. આમ સૌ એકબીજાના મતનું ખંડન કરવાનો પ્રયત્ન કર્યા જ કરે છે. કેટલાક તો શબ્દને જ વળગી રહે છે, અને શાંત ચિત્તે વસ્તુનો વિચાર જ કરી શકતા નથી.

અખો ભક્ત કરતાં જ્ઞાની વિશેષ છે. સાથે અનુભવનેત્ર પણ છે. અજ્ઞાન ગુરુઓની તે ઝાટકણી કાઢે છે. આંધળાઓમાં કાણો રાવ ગણાય તેમ થોડુંઘણું શાસ્રનું જ્ઞાન ધરાવનારા એટલે એક શાસ્રની આંખવાળા,

મસ્તક મૂંડાવી પ્રધાનપદ ભોગવે છે. લોકો તેવાને હરિને પામેલો સમજી 'મહારાજ' કહી પૂજે છે. આવા ગુરુ ઉપર ઈશ્વરની મહેરબાની છે એમ માની લઈ માયામાં ફસાય છે અને માયામાં ફસાયા પછી એને હરિ મળે પણ શી રીતે? આમ અનુભવ વિનાના પંડિતો ઈશ્વરનો સાક્ષાત્કાર કરી શકતા નથી.]

કોઈ કહે મોટા શિવદેવ, કોઈ કહે વિષ્ણુ મોટો અહમેવ;
કોઈ કહે આદ્ય ભવાની સદા, બુદ્ધ કલ્કીના કરે વાયદા;
જૈન કર્મની સદા કે શીખ, યવન માને કલમે શરીફ;
અખા સૌ બાંધે બાકરી, કોઈ ન જુએ હરિ પાછો ફરી;
ઘણા શબ્દ પડચા જે કાન, તેને તેનું લાગ્યું ધ્યાન;
કોઈ મૂશળ પરવાહે વહ્યા, કોઈ શબ્દને ગ્રાહે ગ્રહ્યા;
એમ ગોથાં ખાતો સંસાર, અખા વિના વસ્તુ વિચાર.

## અંધામાં કાણો રાજા

સો અંધામાં કાણો રાવ, આંધળાને કાણા પર ભાવ;
સૌનાં નેત્રો ફૂટી ગયાં, ગુરુ આચાર્ય જ કાણા થયા;
શાસ્ત્રતણી છે એક જ આંખ, અખા અનુભવની ઉઘાડી ઝાંખ.
મૂંડ મૂંડાવી હરિને કાજ, લોક પૂજે ને કહે મહારાજ;
મન જાણે હરિએ કૃપા કરી, માયામાં લપટાણો ફરી;
સૌને મન તે કરે કલ્યાણ, અખા એને હરિ મળ્યાની હાણ.

### સ્વાધ્યાય

અખાને મતે સંસાર શાથી ગોથાં ખાય છે તે સમજાવો અને ગુરુ-આચાર્યને હરિ મળતા નથી એનું આપેલું કારણ લખો.

અહમેવ (અવશ્યમેવ)–ચોક્કસ, આદ્ય–પહેલાંની. ભવાની–આદ્ય-શક્તિ, કાળિકા. યવન–યુનાન દેશનો રહેવાસી, આર્ય સંસ્કૃતિ બહારનો માણસ, મલેચ્છ. કલમેશરીફ–કુરાન. બાંધે બાકરી–ની દુશ્મન થાય, ની સાથે તકરાર કરે; બાકરીનો અર્થ મમતભર્યું વેર થાય છે.

# પ્રીતમદાસ

[ **પ્રીતમદાસ** ( ૧૭૩૦ ?–૧૭૯૪ ? ) ખેડા જિલ્લાના સંદેસર ગામના ભાટ હતા. ઘણું ખરું તેઓ નડિયાદમાં જ રહેતા. શૃંગાર અને વૈરાગ્ય જ્ઞાન ઉપર જ તેમનાં કાવ્યો મોટે ભાગે લખાયેલાં છે. પોતે અભણ, સ્વભાવે તુંડમિજાજી અને સંસર્ગ વિનાના છતાં ઘણાં પુસ્તકો લખ્યાં છે. તેઓ સ્વામીનારાયણ ધર્મ પાળતા હતા. બાળલીલાનાં તેમનાં અનેક પદોમાંથી નીચેનું એક તેમની શક્તિના નમૂના રૂપ છે. ]

## વાંસલડી

હો વાંસલડી, વેરણ થઈ લાગી રે, વ્રજની નારને,
તું શોર કરે, જાતલડી તારી રે, મન વિચાર ને—હો વાંસલડી૦

તેં એવડાં કામણ શાં કીધાં ? શ્યામળીએ મુખ ચુંબન લીધાં,
અમીરસ તેં કૈં પાયાં પીધાં. હો વાંસલડી૦

તુંને કોડ કરી કૃષ્ણે ઝાલી, ગૌનાદ સુણી આવી ચાલી,
તું વિશ્વંભરને બહુ વહાલી, હો વાંસલડી૦

તેં વ્રત વ્રતાદિક શું કીધું ? રાધા થકી માન અધિક લીધું,
તુંને આલિંગન પ્રભુએ દીધું. હો વાંસલડી૦

પૂરત તું નથી કાંઈ લાવી; ઉઘાડે છોગે છે આવી,
ભગવાન તણે મન બહુ ભાવી. હો વાંસલડી૦

[અઢારમા શતકમાં ગરબાનું સાહિત્ય ઠીક ખીલ્યું છે. એમાં વલ્લભદાસ ભટ્ટ, **પ્રીતમદાસ**, કાળીદાસ, નરભેરામ વગેરે થઈ ગયા છે. આ શતક ગૂજરાતી સાહિત્યના હિસાબે નિરર્થક ગણાય.

રાસ, રાસડા, ગરબો ને ગરબીનું સાહિત્ય આજે સારી રીતનો પ્રકાશ ઝીલી રહ્યું છે કવિ નાનાલાલ રાસસાહિત્યના સમ્રાટ ગણાયા છે તથા તેના અગ્રણી પણ છે. રાસ–સાહિત્યનું આજે નવસર્જન અને ચિંતન સાથોસાથ થઈ રહેલ છે, તે વખતે તેના વિષે કંઈક જાણવું જોઈએ.

અઢારમા શતકમાંથી અહીં એક જ રાસસાહિત્યનો નમૂનો આપ્યો છે. દયારામે તેનું સારી રીતે પરિપોષણ કર્યું છે. કવિશ્રી નાનાલાલે ગરબા-ગરબીનું સાહિત્ય અત્યંત ઉચ્ચતમ શૈલીએ પીરસી ગૂજરાતી સાહિત્યને ઉપકારી કરેલ છે એમ કહી શકાય.

નવરાત્ર વા ઉત્સવ-પ્રસંગે આનો વિશેષ અને સાચો ઉપયોગ હોય છે. લોકસાહિત્યમાં રાસસાહિત્ય આવી જાય. કાઠિયાવાડમાં પુરુષો દાંડિયા લઈને રમતા ને ગાતા જાય છે. દરબાર શ્રી ગોપાળદાસ દેસાઈ ઢસાના દરબાર તરીકેનો રાજત્યાગ કરી ગૂજરાતમાં આવ્યા ત્યારે આનો ઘણાકને ખ્યાલ આવી શકયો હતો. સાહિત્યમાં રાસ ને ગરબા માટે એક જ શબ્દ 'રાસ' વધુ પ્રયોગમાં છે.

નવરાત્રિના દિવસોમાં ગુજરાતણો ગરબા-ગરબી વચ્ચે મૂકીને અથવા માથે મૂકીને જે ગીતો ગાતી, તે ગીતોને ગરબા એવું નામ આપવામાં આવ્યું. માટલાના ગર્ભમાં દીવો હોય છે તેથી તેને 'ગર્ભદીપ' કહે છે અને તેના ઉપરથી 'ગરબો' શબ્દ નિષ્પન્ન થયો; એમ શ્રી નરસિંહરાવ દીવેટિયાનું મન્તવ્ય હતું.

જે સ્થાન ગૂજરાતમાં ગરબાનું છે તે જ સ્થાન કાઠિયાવાડમાં રાસનું છે. કવિશ્રી નાનાલાલના રાસ સારી રીતે જાણીતા થયેલા છે. રાસસાહિત્ય તો એમનું જ. રાસ-ગરબા ઢાળમાં જ ગવાય છે. ગરબામાં તાલ હોવો જ જોઈએ. વલ્લભ ભટ્ટના ગરબા પણ એટલા જ લોકપ્રિય છે.]

# ધીરો ભક્ત

---

[ઓગણીસમા સૈકાના કવિઓમાં આ કવિ ધીરો ભક્ત મહત્ત્વના છે. જેમ 'અખાના છપ્પા' તેમ 'ધીરાની કાફી.' આવા ઘણાક કવિઓનો જન્મસંવત શંકિત છે. જ્ઞાતિએ ભાટ અને ગોઠડા ગામના વતની. આસરે ૧૮૦૯-૧૦માં જન્મ્યા લાગે છે. અભ્યાસ તો કંઈ જ કહી શકાય એવો નહોતો; પરંતુ બહુશ્રુત સારી રીતે. શ્રવણ, મનન સાથે સરસ, સાદી અને

સરળ ભાષામાં લખવાની હથોટી સારી બેઠી હોય એમ જણાઈ આવે છે. આ કળાને લઇ તેમને શિષ્ય-મંડળ પણ સારા પ્રમાણમાં હતું.

એમની પત્નીનું નામ જતનબા. વારસામાં મળેલા ખેતરમાં ખેતી કરતાં ચૌદ વર્ષની ઉંમરે કોઇ સંન્યાસીની કૃપાથી તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થઇ. એમણે ગુરુ-મહિમા સારો ગાયો છે. તુંબડીમાં, માટલામાં કે વાંસની ભૂંગળીમાં કાવ્યો લખી નદીમાં વહેતાં મૂકવાની પ્રકાશન-પદ્ધતિ ધ્યાન ખેંચે છે. એમની કાફીઓ 'અખા'ના છપ્પા કરતાં વધારે લોકપ્રિય છે.]

## તરણા ઓથે ડુંગર

તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહિ;
અજાયૂથ માંહે રે, સમરથ ગાજે સહી. ટેક૦
સિંહ અજામાં કરે ગરજના, કસ્તુરી મૃગ રાજન;
તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ઠમાં હુતાશન:
દધિ ઓથે ઘૃત જ રે, વસ્તુ એમ છૂપી રહી; તરણા૦
કોને કહું ? ને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર;
અગમ કેરી ગમ નહિ રે, વાણી ન પહોંચે વિસ્તાર.
એક દેશ એવો રે, બુદ્ધિ થાકી રહે તહીં; તરણા૦
મન પવનની ગતિ ન પહોંચે, અવિનાશી રે, અખંડ;
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મ પૂરણ, જેણે રચ્યું બ્રહ્માંડ;
ઠામ નહિ ઠાલો રે, એક અણુ માત્ર કહીં, તરણા૦
સદ્‌ગુરુજીએ કૃપા કરી ત્યારે, આપે થયા રે પ્રકાશ;
શાં શાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ;
દાસ ધીરો કહે છે રે, જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી; તરણા૦

ઓથે-પાછળ. અજાયૂથ-બકરીનું ટોળું. અગમ ખેલ-ન સમજાય એવી પ્રભુલીલા. વાણી ન પહોંચે વિસ્તાર-[જુઓ यतो वाचो निवर्तते તૈત્તરીય ઉપનિષદ.] જ્યાં વાણી થાકી પાછી પડે છે. સચરાચર-ચર અને અચર (ચેતન અને અચેતન) વસ્તુઓમાં. તુંહી તુંહી-તે તું જ છે, તે તું જ છે-तत्त्वमसि.

# બ્રહ્માનંદ

[બ્રહ્માનન્દ (જન્મ ?–મૃત્યુ સન ૧૮૪૯, સંવત ૧૮૫૦–૧૯૦૫) જાતે બારોટ અને જૂનાગઢ પાસે આવેલા ગઢડા ગામમાં રહેતા. સંપ્રદાયે સ્વામિનારાયણના પંથના હતા. એમનો જન્મ ડુંગરપુર પાસેના એક નાના ગામડામાં થયો હતો. કાઠિયાવાડમાં સ્વામિનારાયણ પંથનો પ્રચાર કરનારા સહજાનંદ સ્વામી સાથે તેમનો મેળાપ થતાં તે ધર્મ તેમણે સ્વીકારી લીધો. ચારણી ભાષામાં 'લાડુ' બારોટ એવા ઉપનામથી તેમણે કવિતા લખી છે. હિંદી ભાષામાં 'શ્રીરંગ' નામે અને ગુજરાતીમાં 'બ્રહ્માનંદ' નામે કવિતા લખી છે. સ્વામિનારાયણ પંથના કવિઓમાં બ્રહ્માનંદ ખાસ તરી આવે છે. ભાલણ, પ્રેમાનંદ કે મુક્તાનંદ કરતાંયે સરસ શબ્દો તેઓ વાપરી શકે છે. એમણે લગભગ આઠ હજાર પદો લખ્યાં છે. બોધના ગ્રન્થો પણ લખ્યા છે. જ્ઞાન અને બોધનાં પદો વિશેષ જાણીતાં છે તથા ઘણાં કંઠાગ્રે પણ છે. દુનિયાનું અને જનસ્વભાવનું સરસ નિરીક્ષણ કર્યું હોય એમ લાગે છે. દૃષ્ટાન્તો સચોટ અને લોકોને તરત સમજાય એવાં છે. ક્ષણે ક્ષણે અનુભવી લાગી આવે એવાં પણ છે. આના જેવાં પદો તો ઘણાને મોઢે છે.]

## આ તનરંગ પતંગ સરીખો

આ તનરંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગે જી;
અસંખ્ય ગયા ધન સંપત મેલી, તારી નજરો આગે જી
અંગે તેલ ફૂલેલ લગાવે, માથે છોગાં ઘાલે જી;
જોબન ધનનું જોર જણાયે, છાતી કાઢી ચાલે જી.
જેમ ઉંદરડે દારુ પીધો, મસ્તાનો થઈ ડોલે જી;
મગરૂબીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલે જી.
મનમાં જાણે મુજ સરીખો, રસિયો નહિ કોઈ રાગી જી;
બહારે તાકી રહી બિલાડી, લેતાં વાર ન લાગી જી.
આજકાલમાં હું તું કરતાં, જમડા પકડી જાશે જી;
બ્રહ્માનન્દ કહે ચેત અજ્ઞાની, અંત ફજેતી થાશે જી.

આ તનરંગ પતંગ સરીખો—આ શરીરનો રંગ પતંગિયાના રંગના જેવો જતો રહેવાનો છે. ફૂલેલ–ફૂલનું અત્તર. **રાગી–સહેલાણી**

# ધનો ભગત

## રામબાણ વાગ્યાં હોય તે જાણે

રામબાણ વાગ્યાં હોય તે જાણે (૨) ધ્રુવ૦
ધ્રુવને વાગ્યાં, પ્રહ્લાદને વાગ્યાં, ઠરી બેઠા ઠેકાણે,
ગર્ભવાસમાં શુકદેવજીને વાગ્યાં, વેદવચન પરમાણે. રામ૦

મોરધ્વજ રાજાના મન હરી લેવા, વહાલો પધાર્યા તે ઠામે,
કાશીએ જઈને કરવત મેલાવ્યાં, પુત્ર–પત્ની બેઉ તાણે. રામ૦

બાઈ મીરાં ઉપર ક્રોધ કરીને, રાણો ખડગ લેઈ તાણે,
ઝેરના પ્યાલા ગિરિધરલાલે, અમૃત કર્યા એવે ટાણે. રામ૦

નરસિંહ મહેતાની હુંડી સિકારી, ખેપ કરી ખરે ટાણે,
અનેક ભકતોને એણે ઉગાર્યા, ધનો ભગત ઉર આણે. રામ૦

ઉત્તાનપાદ રાજાને સુનીતિ અને સુરુચિ નામે બે રાણીઓ હતી. સુનીતિથી ધ્રુવ અને સુરુચિથી ઉત્તમ–એમ રાજાને બે પુત્રો હતા. સુરુચિ માનીતી હતી અને સુનીતિ અણમાનીતી હતી. રમતા ધ્રુવને રાજાના ખોળામાં બેસવાનું મન થયું. રાજાના ખોળામાં બેસવા માટે તેને પેટે જન્મ લેવો જોઈતો હતો એમ સુરુચિએ કહ્યું. ધ્રુવને આકરી અસર થઈ. આ પાંચ વર્ષના બાળકે તમામ પ્રલોભનો સામે ટક્કર ઝીલી વનમાં આકરી તપસ્યા આદરી. શ્રી. વિષ્ણુએ ખુશ થઈ તેને ધ્રુવપદ આપ્યું. કશ્યપ મુનિ અને દિતિના પુત્ર હિરણ્યકશિપુ રાક્ષસનો મોટો પુત્ર એટલે પ્રહ્લાદ. ખેપ કરી—કાસદનું કામ કર્યું. મોરધ્વજ આ નામના રાજાને વ્રત હતું કે કોઈ સાધુને જમાડયા પછી જ જમવું. એક વખત ત્રણ ચાર ઉપવાસ થયા અને એટલામાં એક અઘોરી બાવો આવ્યો. તેણે પુત્ર–પત્નીનું માંસ માગ્યું. તેણે આપવા તૈયારી કરી. ભગવાન તેના પર ખુશ થયા.

# દયારામ



[સંવત ૧૮૨૩ અને સને ૧૮૬૭માં સુરમ્ય રેવાના તટ પર રમણીય ચાંદોદમાં સાઠોદરા નાગર પ્રભુરામને ઘેર ગુજરાતનો કવિ-શિરોમણિ દયારામ જન્મ્યા છે. ગૂજરાતી સાહિત્યના સૈન્યનો મોખરો જેમ નરસિંહ મહેતાએ અને મધ્ય પ્રેમાનન્દે દીપાવ્યો છે, તેમ તેનો પાછલો ભાગ કવિવર દયારામે તેવી જ ઉત્તમ રીતે યશસ્વી કર્યો છે. તેમણે ગૂજરાતીમાં અડતાળીશ ને વ્રજભાષામાં એકતાળીશ ગ્રન્થો લખ્યા છે. ઉપરાંત ગૂજરાતીમાં સાત હજાર, વ્રજમાં બાર હજાર, મરાઠીમાં બસેં, પંજાબીમાં ચાલીસ, સંસ્કૃતમાં પંદર અને ઉર્દૂમાં પંચોતેર પદ લખ્યાં છે. આ બધાં અત્યારે અનુપલબ્ધ જેવાં છે.

દયારામ ભક્ત નથી પણ સદાયે કવિ જ છે. તેમનું વ્યક્તિત્વ કલાત્મક છે. સર્વગ્રાહી સંસ્કારિતા, માનવતાના ચમકાર, ઊર્મિઓનાં પ્રચંડ તોફાન, વાસ્તવિક ને કાલ્પનિક વિલાસની ઝાંખી–આ બધું સ્ત્રીઓને અકથ્ય તલસાટથી આકર્ષે છે. ચંડીદાસ, શેલી, બાયરન, ગેટી, મુસે, કલાપીનું એ વ્યક્તિત્વ છે. ઘાટીલું, નાજુક અને ગૌરવર્ણું એનું અંગ, લટકાળી ચાલ અને ગોંસાઇજી મહારાજના જેવા સુગંધી તેલથી તરબોળ માથાના વાળ વડે દીપી ઊઠતું. તોફાની, ટીખળી, ક્વચિત નફફટ છતાં સંસ્કારી મીઠા અવાજવાળા હૃદયભેદક સંગીતથી ગમે તેવાને વશ કરી લેવાની તેમની શક્તિ હતી. પ્રેમલક્ષણા ભક્તિનો રસ જેને હૈયે છે, 'એક વર્યો ગોપીજન વલ્લભ નહીં સ્વામી બીજો' અને 'ગોપી ગોવિંદની ગત ન્યારી, શું જાણે સંસારી રે' એવા દયારામની મસ્તી કંઈક જુદી જ હતી.

જીવનનો મોટો ભાગ ડભોઈમાં જ વ્યતીત થયો હતો. ગૂજરાતમાં નર્મદા-કિનારો એટલે સૌન્દર્ય-કિનારો. તેર-ચૌદ વર્ષે તો દયારામ માતા-પિતાવિહીન બની અઢાર-ઓગણીસ વર્ષે પોતાને મોસાળ ડભોઈ-દર્ભા-

વતીમાં આવી રહ્યા. લાલસા અને પ્રણયમાં પરિણમતી પોતાની વૃત્તિને દયારામ તેમના સ્વાભાવિક સ્ત્રીક્ષેત્રમાંથી ખસેડી શક્યા નથી. ગરબીઘેલી સ્ત્રીઓનું તેમને આકર્ષણ હતું. રતન સોનારણ તેમને પરભવની પોતાની સ્ત્રી દેખાઈ અને તેને પોતાના ઘરમાં પણ રાખી. એમની ભક્તિઘેલછા એવી નહોતી કે કાલ્પનિક પ્રભુ સાથે એ વિહાર કરી શકે. મહેતાનું દૈન્ય તેમનામાં નથી, તેમનામાં તો ભાવ-કથનની જ ઇચ્છા છે. તેમનાં કાવ્યોમાં દર્શન ને વર્ણન કરતાં ઊર્મિકથનની પ્રચંડ આત્મલક્ષી ઇચ્છા વધારે દેખાય છે. રા. નાનાલાલ કવિ કહે છે: 'ગુર્જરી સાહિત્ય કુંજેભરી બંસીનો એ છેડણહાર છે.' એ બંસી તે એમની ગરબીઓ. ગૂજરાતનાં સાચાં ને સર્વોપરિ ઊર્મિગીતો (Lyrics) એટલે સંપૂર્ણ શબ્દોની અપૂર્વ વ્યવસ્થા અહીં જણાશે. ગૂજરાતમાં ગરબી એ ઊર્મિગીતનું સુંદરમાં સુંદર સ્વરૂપ છે. ઊર્મિગીતનાં તમામ લક્ષણો નાની ગરબીમાં હોવાથી વિશુદ્ધ અનુભવનું સરલ કથન સહેલાઇથી થઇ શકે. વળી ક્ષણિક આનંદને ક્ષણ-ભરમાં ચાખી શકાય એવી નાની સરળ પંક્તિઓની દયારામમાં ખોટ નથી.

૧. કામણ દીસે છે અલબેલા તારી આંખમાં રે, ભોળું ભાખ મા રે. ૨. નંદકુંવર ક્યાંથી લાવું, વ્રજ વહાલું રે વૈકુંઠ નથી જાવું. ૩. સાંભળ રે તું સજની મારી, રજની ક્યાં રમી આવીજી. ૪. શ્યામ-રંગ સમીપે ન જાવું, મારે આજ થકી. ૫. હું શું જાણું જે વહાલે મુજમાં શું દીઠું, વારે વારે સામું ભાળે, મુખ લાગે મીઠું.

આવી અપૂર્વ શબ્દોની યોજનાવાળી અનેક અમર પંક્તિઓ છે. દયારામની ગરીબીઓમાં ડોલન પણ અદ્‌ભુત છે. સંગીતથી થતો આનંદ શબ્દડોલનથી થતા આનંદથી જુદો છે. ગરબીઓ ડોલનાત્મક છે; અને દયારામને એ ડોલનની અપૂર્વતામાં કોણ સ્પર્શી શક્યું છે? દયારામનું એટલા માટે ભક્ત કવિઓમાં સ્થાન નથી, પ્રણયના અમર કવિઓમાં છે. દુનિયામાં પ્રણયીઓ થયા છે, ભક્તો થયા છે, ઉવર્શીઘેલા પુરુરવો પણ થયા છે. જ્ઞાનમાં ગોથાં ખાતા જ્ઞાનીઓ જ્ઞાનપ્રેમ ક્ષુદ્ર ગણે છે. હૃદયનો તલસાટ કાવ્યસર્જન કરે છે. બીએટ્રીના વિયોગથી ડાંટેએ કવિતાનો આસરો લીધો. શોભનાની

સ્થિતિએ કલાપીની ઊર્મિઓએ કાવ્યનું સ્વરૂપ ધારણ કર્યું. તત્ત્વજ્ઞાન ને ગણિતનો અભ્યાસી નોવેલીસ વિદ્વાન હતો, પણ બાવીસ વર્ષની વયે સને ૧૭૯૪માં તેણે તેર વર્ષની બાલિકા સોફી જે સુંદર, સુરેખ, દૈવી મૃદુતા ને ભવ્યતાથી અદ્ભુત હતી તેને જોઈ પ્રેમઘેલો બન્યો, એટલે માબાપની સંમતિ લઈ તે તેને પરણ્યો. ૧૭૯૭માં તે મરી ગઈ ત્યારે તેની પ્રિયતમામાં શાશ્વત ને નિશ્ચલ શ્રદ્ધા પ્રગટી. એ શ્રદ્ધાએ તેને ઈશ્વરનો પરમ ભક્ત બનાવ્યો. એવી જ શ્રદ્ધા–પરમ શ્રદ્ધા દયારામના પંચાશી વર્ષના જીવનમાં પાછળથી ઊપજી હતી. આ દીર્ઘાયુષી કવિ ઓગણીસમી સદીના અર્ધ ભાગ સુધી જીવંત રહ્યા. ]

## શ્યા મ રં ગ

શ્યામરંગ સમીપે ન જાવું,
મારે આજ થકી શ્યામરંગ૦—

જેમાં કાળાશ તે તો સહુ એક સરખું, સર્વમાં કપટ હશે આવું;
કસ્તૂરીની બિંદી તો કરું નહિ, કાજળ ન આંખમાં અંજાવું.—મારે૦

કોકિલાનો શબ્દ હું સુણું નહિ કાને, કાગવાણી શકુનમાં ન લાવું;
નીલાંબર કાળી કંચુકી ન પહેરું, જમનાનાં નીરમાં ન નહાવું.—મારે૦

મરકત મણિ ને મેઘ દષ્ટે ન જોવા, જાંબુ વંત્યાક ન ખાવું;
દયાના પ્રીતમ સાથે મુખે નીમ લીધો; પણ મન કહે જે પલક ના
નિભાવું—મારે૦

## ચિત્ત તું શીદને ચિંતા ધરે

[ નરસિંહ મહેતાની માફક દયારામ પ્રેમલક્ષણા ભક્તિમાં માનનાર હતા. આ સંસારના માનવીઓ મોટે ભાગે પોતાના અને

પોતાના ઉપર આશ્રય રાખનારાઓના જીવનનિર્વાહ અને તેને અંગે ઉપસ્થિત થતા વિવિધ પ્રશ્નોને માટે અત્યંત ચિંતા કરે છે. ઉપર્યુક્ત પંથના અનુયાયીઓ એવી ચિંતા કરતા નથી. નરસિંહ મહેતા એનાથી મુક્ત હતા. દયારામ પોતે એવી ચિંતા ન રાખવાને સમજાવે છે. આ કાવ્યનો મુખ્ય ધ્વાન એ છે કે આ જગતમાં પ્રભુની ઇચ્છા વિના એક પાંદડું પણ હાલતું નથી; આપણી ચિન્તા ગમે તેટલી તીવ્ર હોય છતાં તે મિથ્યા છે.]

ચિત્ત તું શીદને ચિંતા ધરે,
કૃષ્ણને કરવું હોય તે કરે. —ટેક

સ્થાવરજંગમ જડ ચૈતનમાં, માયાનું બળ ઠરે;
સ્મરણ કર શ્રી કૃષ્ણચંદ્રનું, જન્મ-મરણ ભય હરે. કૃષ્ણને૦

નવ માસ પ્રાણી કૃષ્ણચંદ્રનું, ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનું આવરણ કર્યું ત્યારે, લક્ષ ચોરાશી ફરે. કૃષ્ણને૦

તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણને૦

દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે. કૃષ્ણને૦

થનાર વસ્તુ થયાં કરે, જ્યમ શ્રીફળ પ્રાણી ભરે;
જનાર વસ્તુ એણી પેરે જાશે, જ્યમ ગજ કોઠું ગરે. કૃષ્ણને૦

જેને જેટલું જે જ્યમ કાળે, તે તેને કરે ઠરે;
એમાં ફેર પડે નહિ કોઈથી, શીદ કુટાઈ તું મરે! કૃષ્ણને૦

તારું ધાર્યું થાતું હોય તો, સુખ સંચે દુઃખ હરે;
આપતણું અજ્ઞાનપણું એ મૂળ વિચારે ખરે. કૃષ્ણને૦

થાવાનું અણચિંતવ્યું થાશે, ઉપનિષદ ઓચરે;
રાખ ભરોસો રાધાવરનો, દયા! શીદને ડરે? કૃષ્ણને૦

# કવિ નર્મદાશંકર



[ આજથી સો વર્ષ પૂર્વે વીર કવિ નર્મદાશંકરનો જન્મ સુરત ખાતે લાલશંકર દવેના ઘેર ઈ. સ. ૧૮૩૩ની ૨૪મી ઓગસ્ટે થયો હતો. વડનગરા જ્ઞાતિના કવિ નર્મદાશંકરે સરકારી શાળામાં ગુજરાતીનો અભ્યાસ પૂરો કરી બાર વર્ષની નાની વયે મુંબઈની 'એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટયુટ'મા જોડાઇને અભ્યાસ શરૂ કર્યો. તેમના પિતા મુંબઇની અદાલતમાં માસિક ત્રીસ રૂપિયાની સામાન્ય નોકરી કરતા હતા. ઓગણીસમી સદીની શરૂઆતમાં અંગ્રેજી રાજ્ય ગુજરાતમાં સ્થપાયું. અંગ્રેજી કેળવણીના પાયા પણ સાથે નંખાયા. સુધારાનો પવન ફૂંકાયો. કવિ દયારામના અવસાન સાથે જ સંક્રાતિકાળ શરૂ થાય છે. આ ઓગણીસમા શતકનો ઉત્તરાર્ધ હતો, એટલે સામાજિક ને રાજકીય પરિવર્તનો થઇ રહ્યાં હતાં. 'વીર નર્મદ'થી સુવિખ્યાત તથા પ્રેમશૌર્યની પરમ ગાથાઓ ગૂંથનાર અને ગુજરાતના અર્વાચીન સાહિત્યનો પાયો નાખનાર નર્મદાશંકર લાલશંકર દવે (૧૮૩૩–૧૮૮૬) ને માતાનું અવસાન થવાથી સુરતમાં જ નોકરી સ્વીકારવી પડી. પત્નીના મૃત્યુથી જાગૃત બન્યા અને મુંબઈમાં આવી કવિતા રચવાની પ્રવૃત્તિ આદરી બેઠા. નોકરી પણ સાથે કરતા, પણ ૧૮૫૮માં તેને તિલાંજલિ આપી સાશ્રુ નયને કલમને ખોળે માથું મૂકયું.

દલપતરામ ડરેલ અને ચતુર કવિ ગણાયા છે, જ્યારે નર્મદાશંકર મસ્ત કવિ છે. 'યા હોમ કરીને પડો ફતેહ છે આગે' એ એમના જીવન અને કવનનો મંત્ર છે. સ્વદેશસ્વાતન્ત્ર્યનું પ્રથમ સ્વપ્ન ગૂજરાતમાં નર્મદે સેવ્યું. 'સ્વદેશાભિમાન' શબ્દ ગૂજરાતને જે અજ્ઞાત હતો તે નર્મદથી જ્ઞાત બન્યો. ગદ્ય લખવાની શરૂઆત તેમણે જ કરી. પ્રથમ શબ્દકોષ અને ગૂજરાતી વ્યાકરણ નર્મદે જ રચ્યાં. ઈતિહાસ, ધર્મ, સમાજસુધારણા, વિવેચન, જીવનચરિત્ર, નાટક–એ સર્વમાં તેમણે યથાશક્તિ ઉચ્ચતમ ફાળો આપ્યો છે.

નવલરામ લખે છે કે:—" નર્મદની કવિતામાં સ્વભાવ તથા શાસ્ત્રનું બળ ઘણું, પણ ચાતુર્યનું થોડું. દલપતશૈલી સભારંજની ચાતુર્યશૈલી

કહેવાય ને નર્મદની મસ્ત કહેવાય. નર્મદાશંકરની ભાષા સરળ, સંસ્કારી અને અસરકારક. એમનાં કાવ્યોનો સંગ્રહ 'નર્મકવિતા'ને નામે પ્રગટ થયો હતો.]

## સહુ ચલો જીતવા જંગ

(લાવણી)

સહુ ચલો જીતવા જંગ, બ્યૂગલો વાગે;
યાહોમ કરીને પડો, ફતેહ છે આગે.—ટેક
કેટલાંક કરમો વિષે, ઢીલ નવ ચાલે;
શંકા ભય તો બહુ રોજ, હામને ખાળે;
હજી સમય નથી આવીયો, કહી દિન ગાળે,
જન બહાનું કરે નવ સરે, અર્થ કો કાળે;
ઝંપલાવવાથી સિદ્ધિ, જોઈ બળ લાગે,
યાહોમ૦ સહુ ચલો૦ યાહોમ૦
સાહસે કર્યો પરશુએ, પૂરો અર્જુનને,
તે પરશુંરામ પરસિદ્ધ, રહ્યો નિજ વચને;
સાહસે ઈંદ્રજિત શૂર હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ, જગત સહુ ભણે;
જઈ ગર્દ જંગમાં મર્દ હકક નિજ માગે,
યાહોમ૦ સહુ ચલો૦ યાહોમ૦
સાહસે કોલંબસ ગયો, નવી દુનિયામાં,
સાહસે નેપોલ્યન ભીડયો, યૂરપ આખામાં,
સાહસે લ્યૂથર તે થયો પોપની સામાં
સાહસે સ્કોટે દેવું રે વાળ્યું જોતામાં;
સાહસે સિકંદર નામ અમર સહુ જાગે,
યાહોમ૦ સહુ ચલો૦ યાહોમ૦
સાહસે જ્ઞાતિના બંધ, કાપી ઝટ નાખો,
સાહસે જાઓ પરદેશ, બ્હીક નવ રાખો.

સાહસે કરો વેપાર, જમે બહુ લાખો,
સાહસે તજી પાખંડ, બ્રહ્મરસ ચાખો
સાહસે નર્મદા દેશદુઃખ સહુ ભાગે,
યાહોમ૦ સહુ ચલો૦ યાહોમ૦

## ના હઠવું

ડગલું ભર્યું કે ના હઠવું ના હઠવું;
વેણ કાઢયું કે ના લટવું ના લટવું—ટેક.

સમજીને તો પગલું મૂકવું, મૂકીને ના બીવું;
જવાય જો નહિ આગળ તોયે, ફરી પાછું ન લેવું. ડગલું૦
સંકટ મોટું આવી પડતે, મોઢું ન કરવું વીલું;
કળે બળે ખૂબ લડવું, પણ ના કરવું ફરવા ઊંચું. ડગલું૦
જ્યાં ઊભા ત્યાં ચોંટી રહીને, વચન લેવું સબળું;
આભ પડો કે પૃથ્વી ફાટો, તોય ન કરીએ નબળું. ડગલું૦
ફતેહ કરીને આગળ વધશું, અથવા અહીંથી મરશું;
પણ લીધેલું તે પાળીશું, રે વજ્જરનું કરશું. ડગલું૦
તજી હામને ઠામ મૂકવા, ખૂણા જે કો ખોળે;
ધિક કાયર તે અપજશ રૂપી, ખાળકૂંડીમાં બોળે. ડગલું૦
નાસી જાતાં હસે શત્રુઓ, સાથી ફિટ કહીને કાઢે;
બીકણ, બાયલા, નામર્દો એ, નામ મળે ઉપાડે. ડગલું૦
પોતાનો પસ્તાવો થાયે, જખ મારી રે ત્યારે;
મૂઆ નહીં કાં કરી પરાક્રમ, રણે ઉડાવ્યું જ્યારે, ડગલું૦
શૂરવીર તે જશનો લોભી, હિંમત-મદિરા પીએ;
ઉમંગથી તે ધસે વધે વા, ખૂબ ટકાવી રાખે. ડગલું૦
ભણી ગણી જન પુખ્ત વિચારે, પાયો નાખે મજબૂત;
કો કાળે પણ જશ મોટો લે, નર્મદ કેરું સાબૂત. ડગલું૦

**સ્વાધ્યાય:** ૧. ગરબા અને ગરબી-સાહિત્યની સાથે ઊર્મિગીતો સરખાવો અને બંનેમાં શું ગમે છે તે કારણો સાથે કહો.

# કવિ દલપતરામ



[ ગૂજરાતી 'વાણીરૂપી રાણીના વકીલ બનનાર, કવિવર દલપતરામનો જન્મ ઈ. સ. ૧૮૨૦ની ૨૪મી જાન્યુઆરીએ વઢવાણ શહેરમાં થયો હતો. તેમના પિતાનું નામ ડાહ્યાભાઈ, ને માતાનું નામ અમૃત-કુંવર. તેઓ ચૌદ વર્ષની ઉંમરથી જ કવિતા કરતા. એવામાં કાઠિયાવાડમાં આવેલ મૂળી ગામમાં સ્વામીનારાયણ પંથના મેળામાં ગયા. અહીં તેઓએ તે પંથ સ્વીકાર્યો. અત્રે દેવાનંદ નામના સાધુના પરિચયથી તેઓના કવિત્વને સારો વેગ મળ્યો,

ઇ. સ. ૧૯૦૧માં તેઓ અમદાવાદમાં આવ્યા. ભાગ્યોદયથી કવિ દલપતરામ (૧૮૨૦-૧૮૯૮) તે વખતે સમાજસુધારણાની ઈચ્છાથી, સમયની જરૂરીઆત પ્રમાણે ઉપદેશાત્મક કવિતા લખનાર સ્વ. ભોળાનાથ સારાભાઈની મારફતે ફાર્બસ સાહેબના પરિચયમાં આવ્યા, ત્યારથી જ તેમની યશસ્વી કારકીર્દિની શરૂઆત થઈ ગણાય. ગુજરાત વર્નાકયુલર સોસાયટી હવે 'ગુજરાત વિદ્યાસભા'ના મુખપત્ર 'બુદ્ધિપ્રકાશ'નું તન્ત્રીપદ પણ એમણે પ્રાપ્ત કર્યું.

નર્મદ અને દલપત બન્ને કાવ્યક્ષેત્રમાં પરસ્પરના વિરોધી લેખાતા. દલપતરામની શિક્ષકવૃત્તિ એમની કવિતામાં દેખાઈ આવે છે. નર્મદાશંકર ઉપર અંગ્રેજી સાહિત્યની છાપ ઊંડી પડેલી, જ્યારે દલપતરામને માત્ર તેનો સ્પર્શ જ થયેલો. દલપતરામ એમના યુગના પ્રતિનિધિ હતા. તેમનું છન્દનું જ્ઞાન અને તે ઉપરનું પ્રભુત્વ આપણને મુગ્ધ કરે તેવાં છે. ]

## ભાવનાની ભેટ

ભૂતળના લોકે એક સમે ઇંદ્રભુવનમાં,
જઈને જુદી જુદી ભેટ ભાવથી ધરાવી છે;
ગ્રીકે તો ઈસપનીતિ, આરબે નાઈટ, ઇંગ-
લીશે શેક્સપિયરની પોથી પરઠાવી છે;

હિંદુઓએ પ્રેમ ધરી પંચતંત્ર તણી પોથી,
આપી તે તો ઈંદ્રને અધિક ભલી ભાવી છે;
હાબે દલપતરામ બીજાઓની બંધ કરી;
હિંદુઓને હમેશાંની પાઘડી બંધાવી છે.

## યોગ્ય પ્રત્યુત્તર

[ પરાયાની મશ્કરીમાં ટેવાયલાઓને પોતાનો ખ્યાલ કરવાનું કવિ અહીં જણાવે છે. ]

કેડેથી નમેલી ડોશી દેખીને, જુવાન નર,
કહે શું શોધો છો કશી ચીજ અછતી રહી?
કહે ડોશી બાળપણું ખબર વિના મેં ખોયું,
જુવાનીમાં દીવાની તારા જેવી મતિ રહી;
છવાઈ જરાની છાયા, કાયાના વિખાયા બંધ,
ગાયા ન ગોવિંદરાયા, માયામાં મતિ રહી;
ઝૂકી ઝૂકી ડોકી વાંકી રાખી દલપતરામ,
જોતી હું ફરું છું જે જુવાની ક્યાં જતી રહી?

## આતશબાજી

એલો ઘેલો પેલો જુઓ આગખેલમાં ઊભેલો;
ગોદડે વીંટેલો એવા આવે હનુમાનજી;
કાળા હાથ દારૂવાળા, કાઢી મોઢું દીસે કાળું,
પાઘડીનો પલ્લો પૂંઠે, પૂંછડા સમાનજી;
લોક નાસાનાસ કરે ત્રાસ પામી તેને ઠામે;
એને ના'વે આંચ જેના રામજી જમાનજી;
ઠેકી ઠામ ઠામ આગ લગાડીને આઘો ખસે;
હસે હનુમાનજી કે મુલ્લાં સુલેમાનજી?

# પ્રકીર્ણ

[ મધ્યયુગના ઓગણીશમા શતકમાં કળાની દૃષ્ટિએ કંઇક મંદતા છે. પ્રેમાનંદ, શામળ, અખો અને દયારામ પછીનો વખત ઘણી રીતે અગત્યનો પણ છે. તે વખતે અને એની પહેલાં જે લખાયું છે તે કેટલું સરસ છે તે બતાવવા માટે નીચેનાં કેટલાંક મૌક્તિકો પૂરતાં થશે. ]

## સુભાષિત

ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર;
સંસ્કૃત બોલે તે શું થયું, કાંઈ પ્રાકૃતમાંથી નાસી ગયું.

સાદી ભાષા સાદી કડી, સાદી વાત વિવેક;
સાદામાં શિક્ષા કથે, તે જ કવિજન એક.

નરનારીની ચાતુરી, નરનારીનાં ચરિત્ર;
શૂરપણું ને શાણુપત, પ્રાક્રમ પુણ્યપવિત્ર.

જે કાવ્યથી ડહાપણ શિખે, જનમનરંજન થાય;
અદ્દભુત ને જનભાવનું, વર્ણન બહુ વખણાય.

ચલતાં પાણી નિર્મળાં, બંધીલાં ગંધીલાં હોય;
ધન તો વાવરિયાં ભલાં, માઠું સમજે કોય.

ઉજ્જડ કેડી ફરી વસે, નિર્ધનીઆં ધની હોય;
ગયું ન જોબન સાંપડે, મૂઆ ન જીવે કોય;

કંથા તું કુંજર ચઢયો, હેમકટોરો હથ્થ,
માગ્યાં મુક્તાફળ મળે, (પણ) ભીખને માથે ભઠ્ઠ.

સોબત કરતાં શ્વાનની, બે બાજુનું દુ:ખ;
ખીજ્યું કરડે પીંડીએ, રીઝયું ચાટે મુખ.

જળ પ્રમાણે પોયણાં, કર્મ પ્રમાણે મત;
જેવા નરને સેવીએ, તેવી દે ફળપત.

સૂમ, શિયાળ ને કાચબો, પરઘર પહોળા થાય,
ટાણું આવે આપ ઘર, ઝટ સંકેલાઈ જાય.

નામ રહંતાં ઠાકરાં, નાણાં નહિ રહંત;
કીર્તિ કેરાં કોટડાં, પાડયાં નહિ પડંત.

ચંદા વેરી વાદળાં, જળ વેરી સેવાળ;
પુરુષ વેરી ઊંઘ ને, મછલી વેરી જાળ.

હલકા જન હલકા રહે, લીએ પલકમાં લાજ;
ઉતરાવે છે પાઘડી, માકણુ ભરી સમાજ.

વાડ થઈને ચીભડાં ગળે, સોંઘી વસ્તુ કયાંથી મળે?
ખળું ખાતું હોય જો અન્ન, જીવે નહિ કો એકે જંન.

તેજી ચમકે ચાબૂકે, કડાંઅવાજે ભૂત;
વધઘટભાવે વાણિયો, તૂંકારે રજપૂત.

મરદાં હારી મૂંછડી, દો દો બાલ ઘણા;
ગંડક જેસો પૂંછડો, રાખે લોક ઘણા.

ભાગે શું તું કંથડા, તું ભાગે મુજ ખોટ;
મારી સહુ સાહેલીઓ, તાળી દે મુખ મોડ.

ખડ ખૂટયાં, ધણ વસૂકિયાં, વા'લાં ગયાં વિદેશ;
અવસર ચૂકયા મેહુલા, વરસી કાંઉ કરેશ?

હૈડા ભીતર દવ બળે, કોય ન જાણે સાર;
કાં મન જાણે આપણું, કાં જાણે કરતાર.

## રાણકદેવડીનો વિલાપ

( સોરઠા )

તરવરીઆ તોખાર, હૈયું ન ફાટયું હંસલા!
જાતાં રા'ખેંગાર, ગામતરાં ગુજરાતનાં!

ગરવો ગઢ ગિરનાર, વાદળથી વાતું કરે,
જાતાં રા'ખેંગાર, ખરેડી ખાંગો નવ થયો !

(પણ)મ પડ મારા ઓધાર, ચોસલા કોણ ચઢાવશે !
ગયા ચડાવણહાર, જીવતાં જાતક વાળશે.*

માણેરા તું મ રોય, મ કર આંખો રાતીઓ.
કુળમાં લાગે ખોડ, મરતાં મા ન સંભારીએ.

કાઠિયાવાડનું કંઠસ્થ સાહિત્ય

## મોરલીની અસર

સાંભળ સહિયર વાતડી, નૌતમ આસો માસ;
શરદપૂનમની રાતડી, ચંદ્ર ચડયો આકાશ.

એવામાં હરિ આવિયા, વૃંદાવનને ચોક;
મોરલીમાં વેદ વજાડિયા, તે સુણિયા ત્રિલોક.

અષ્ટકુળ પર્વત ડોલિયા, ડોલિયા નવકુળ નાગ;
મોર બપૈયા બોલિયા, સાંભળતાં તે રાગ.

જાતાં વળતાં થંભીઆં, નદીઓ કેરાં નીર;
વછને બાળ વલભીઆ, પીતાં પીતાં ખીર.

ખગમૃગ શ્રવણ ધરી રહ્યાં, તરણ ન વંદે ગાય;
ઠારોઠાર ઠરી રહ્યાં, મુખ ચારો મુખમાંય.

પવન રહ્યો મુરછાઈ ને. મુનિવર મૂકયાં ધ્યાન;
વળી રહ્યાં વલભાઈ ને, વહેલાં ગગન વિમાન.

* 'જીવતા જાતર આવશે' પાઠાંતર

વા નવ લે વનવેલડી, પ્રગટ થયાં ફળફૂલ;
વેંધાઈ નીકળી વણુ બેલડી, અબળા સો ફળ શૂળ.

મોહી મોરલીના તાનમાં, વ્યાકુળ થઈ વ્રજનાર;
એક એક નિશાનમાં, હીંડે હારોહાર.

નાકે ઓગનીઆ આણીઆ, નેપૂર પહેર્યાં હાથ;
મોર શ્રવણુમાં સમાણીઆ, કાંકણીયો પગ સાથ;

સેંથે કાજળ સારિયાં, નયને સારિયાં સિંદૂર;
સગાં કુટુંબ વિસારિયાં, સાગર સરિતા પુર.

અવળાં આભરણુ પહેરિયાં અવળાં ઓઢયાં ચીર;
અવળાં ઓઢયાં લહેરિયાં, ભૂલી સુધ શરીર.

## મે વ લો

[ લોકસાહિત્યનાં કેટલાંક પ્રાસંગિક ચિત્રો એટલાં હૃદયંગમ અને સનાતનતા ધગાવતાં હોય છે કે એ ગમે ત્યારે રજૂ થાય છે તે વખતે એ મૂર્તિમંત સ્થિતિ રજૂ કરે છે. સુખવાસી માનવતાનું દુષ્કાળ પ્રત્યે દુર્લક્ષ છે એમ પણુ નથી. રાતના દશેક વાગતાં શહેરોની પોળોમાં નાતજાતના ભેદભાવ વિના સમૂહબદ્ધ હલકભર્યા સ્વરાકારે નારીસમુદાય નજરે પડે છે. પ્રથમ 'દાણા આપો, દાણા આપો !' કરતાં છોકરાઓનું એક ટોળું નજરે પડે છે. ચંચળતાના મોકળા આવિષ્કરણનો પ્રસંગ હોય તેમ દુષ્કાળની ભયંકરતાનો લગીરે ભાર ઊચક્યા વિના તેઓ ખૂમ પાડે છે. પ્રત્યેક નારીને માથે ટોપલો હોય છે. નાનીમોટી તમામ વયની એ સમુદાયમાં સ્ત્રીઓ હોય છે. તેઓ સૌ નીચે મુજબ ગાવા માંડે છે. ]

મેવલા ભર્યાં રે સરોવર સુકઈ ગયાં
મેધા, દેડકડી દેશે શરાપ
નાં'વ્યો નમેરા મેહુલો !

મેવલા, ગાયે તે મેલ્યાં ગોંદરાં
મેવલા, ભેંસે તે મેલ્યાં તળાવ—
ના'વ્યો નમેરો મેહુલો !

આ સુખી 'માગણો'ના ખાલી ટોપલા દાણાથી ભરાઈ જાય છે. ટપોટપ ઘરેઘરનાં બારણામાં અનેક મુખ ધસી આવે છે, એનું આ પરિણામ છે. એક મરી રહેલી સંસ્થાના આ કોઈ સભ્યો નથી હોતા. સ્વયંસેવિકાઓની આ ટૂકડીને સાહજિક થયેલી સ્ફુરણાનું આ પરિણામ હોય છે. તેમને શીખવું પડતું પણ નથી, એવું આ લોકગીત છે. તેમને કંઠે ઝટ ચડી જાય છે. એમાંની એક પણ સ્ત્રીની આંખમાં સેવક કહેવડાવીને સ્વામી થવાની ખંધાઈ કે ખુમારી નહોતી. આના રહસ્યને આજની જનતા ખોઈ બેઠી છે. ઉછીની રીતોની અજમાયશ કાલોઘેલો લોકથર શી રીતે સમજી શકે ?

[ એવો જ હિન્દુ–મુસ્લિમ એકતા સૂચવનો પ્રસંગ આવા દુષ્કાળના દિવસોમાં નજરે ચડે છે. ઓલિયા પીરની દરગાહ પાસે બેસીને ખુદા પાસે વરસાદની માગણી કરતા મુસ્લિમ ભાઈઓ સાથે હિન્દુ ભાઈઓ પણ ભળે છે.

ધરતી માએ પહેર્યો છે, લીલો કાંચળો રે લોલ,
સૌને વહાલો છે વરસાદ રે
ઇંદર મહારાજ હેઠા ઊતરો રે લોલ !

લોકોએ ખાધો છે બંટી ને બાજરો રે લોલ
ઉપર ખાધી છે કળથી કથાર રે
ઇંદર મહારાજ હેઠા ઊતરો રે લોલ !

ગાયે છોડયાં હવે નાનાં વાછરું રે લોલ
લોકે છોડયાં રોતાં લાલ રે
ઇંદર મહારાજ હેઠા ઊતરો રે લોલ !

# કાન્ત



[ અહીંથી અર્વાચીન કવિઓનો સમય શરૂ થાય છે. શ્રી. મણિશંકર રત્નજી ભટ્ટ (૧૮૬૭–૧૯૨૩) 'કાન્ત'ના નામથી વધુ પરિચિત છે. એમનાં પત્નીનું અવસાન ભરજુવાનીમાં થવાથી તેમને અનુલક્ષીને એમણે કેટલાંક સુન્દર કાવ્યો રચ્યાં છે. કવિને ખ્રિસ્તીધર્મ તરફ પક્ષપાત હતો અને જાહેર રીતે ૧૯૦૦માં તેમણે તેનો સ્વીકાર પણ કર્યો હતો. મિત્રોની ખાતર ફરી આર્ય થયા, છતાં હૃદય તો ખ્રિસ્તી જ રહ્યું. એમનો કાવ્યસંગ્રહ એમના અવસાન બાદ 'પૂર્વાલાપ' નામે પ્રકટ થયો હતો. 'વસન્તવિજય' નામક કાવ્ય લખી 'કાન્તે' ખણ્ડકાવ્યમાં ભાવ પ્રમાણે છન્દ ફેરવવાની પ્રથા દાખલ કરી. એમનાં કાવ્યોની સંખ્યા ઓછી છતાં નૈસર્ગિક છન્દોમાં ભાષાબાહુલ્યને લઈ આપણે ચકિત થઈએ છીએ. કવિતા ઉપરાંત 'રોમન સ્વરાજ' અને 'ગુરુ ગોવિન્દસિંહ' જેવાં સુન્દર નાટકોના એ લેખક હતા. ]

## પ્રણયની ખાતર જ પ્રણય

સખે ! મારી સાથે પ્રણય કરવો, તો પ્રણયના
વિના બીજા માટે નહિ, નહિ જ આવું મન કહીં;
"સ્મિતો માટે ચાહું, દગ મધુર માટે, વિનયથી
ભરી વાણી માટે, અગર દિલના એક સરખા
તરંગોને માટે, અમુક દિન જેથી સુખ થયું !"
બધી એ ચીજો તો પ્રિયતમ ! ફરી જાય, અથવા
તને લાગે તેવી; અભિમુખ અને તું પ્રથમથી
થયો, તે એ રીતે વિમુખ પણ રે ! થાય વખતે !
અને આવાં મારાં જલભરિત લૂછે નયન જે,
દયા તારી, તેથી પણ નહિ, સખે ! સ્નેહ કરતો;

રહે કાં કે તારી નિકટ, ચિર આશ્વાસન લહે,
ખુવે તે એ પ્રીતિ, હૃદય ! નિજ આંસુ વિસરતાં !
ચહો વ્હાલા ! માટે પ્રણય જ તણી ખાતર મને;
ગ્રહે કે જેથી એ નિરવધિ યુગોમાં અમરતા.

## મહેમાનોને

મહેમાનો ! ઓ વહાલાં ! પુનઃ પધારજો !
તમ ચરણે અમ સદન સદૈવ સુહાય જો !
કરજો માફ હજારો પામર પાપ જો
દિનચર્યામાં પ્રભુ પાસે પણ થાય જો !
મહેમાનો ! ઓ વહાલાં ! પુનઃ પધારજો !

ઉન્નત ગિરિશૃંગોમાં વસનારાં તમે !
ઊતર્યાં રંક ઘરે; શો પુણ્યપ્રભાવ જો !
શુશ્રૂષા સારી ના અમને આવડી;
લેશ ન લીધો લલિત ઉરેનો લ્હાવ જો !
મહેમાનો ! ઓ વહાલાં ! પુનઃ પધારજો !

કરજો–જો, આખા દિવસના આપણા કાર્યક્રમમાં આપણે અનેકવાર ઇશ્વરના ગુનેગાર બનીએ છીએ, તો પછી મનુષ્યની સેવામાં ઉણપ રહી જાય તેમાં નવાઈ શી ? માટે હે મહેમાનો, અમારી એ ઉણપો માટે અમારાં જેવાં પામર પ્રાણીઓને માફી આપશો.

ઉન્નત–જો, ઊંચા આશયોવાળાં તમે અમારાં જેવાં સામાન્ય માણસો પર કૃપા કરીને સહવાસનો લાભ અમને આપો છો, તે ખરેખર અમારાં અહોભાગ્ય છે.

શુશ્રૂષા; (સં.) સાંભળવાની ઇચ્છા. અર્થાત સેવા. (કંઈ કામ કરવું ન હોય તો આપણે તે વિષે કશું સાંભળતા જ નથી.)

લેશ-લ્હાવ, તમારા સમાગમનો લાભ મળ્યો, તો પણ અમારી અણઆવડતને લીધે અમે તમારા હૃદયના અનેક સુંદર ભાવોને બરાબર ઝીલી શકયાં નહિ માટે જરૂર પુનર્દર્શન દેજો.

## ચંદાને સંબોધન

તને હું જોઉં છું, ચંદા ! કહે, તે એ જુએ છે કે ?
અને આ આંખની માફક કહે, તેની રૂએ છે કે ?
અને તવ નેત્રમાં તે નેત્રનું પ્રતિબિંબ જોવાને,
વખત હું ખોઉં તેવો શું, કહે તેયે ખુએ છે કે ?
સખી ! હું તો તને જોતાં, અમે જોયેલ સાથે તે,
સ્મરંતાં ના શકું સૂઈ ! કહે, સાથી સૂએ છે કે ?
સલૂણી સુંદરી ચંદા ! ધરી તવ સ્વચ્છ કિરણોમાં,
હૃદયનાં ધોઉં છું પણ હું : કહે, તે એ ધુએ છે કે !

તે એટલે આ કાવ્યમાં જેને સાથી કહેલ છે તે, કવિનું દૂરસ્થ-સ્વર્ગસ્થ સ્વજન. હું તને એટલે ચંદાને જોવામાં વખત ગાળું છું. કોઇના સામું જોવું એટલે તે વ્યક્તિની આંખમાં જોવું. માટે કવિ કહે છે કે હે ચંદા, તારા નેત્રમાં તે સાથીના નેત્રનું પ્રતિબિંબ જોવામાં હું જેમ વખત ગાળું છું તેમ તે સાથી મારી આંખનું પ્રતિબિંબ તારી આંખમાં જોવાને વખત ગાળે છે કે ?

સખી હું...હું તો નથી ઊંઘી શકતો, સાથી ઊંઘી શકતો હોય તો ઘણું સારું.

### સ્વાધ્યાય

૧. કાન્તની કવિતાઓ ખૂબ હૃદયંગમ તથા કવિતા નામને સાર્થક કરે તેવી પ્રસાદભરી, ઓજસ્વી અને શબ્દોની પ્રસંગોચિત યોગ્યતાથી ચમકી ઊઠે છેઃ આ હકીકત તેમનાં રજૂ કરેલાં કાવ્યો ઉપરથી સિદ્ધ કરો.

# કલાપી



[રાજવી કવિ સુરસિંહજી તખ્તસિંહજી ગોહેલ (૧૮૭૪-૧૯૦૦) 'કલાપી'ના નામે જ પ્રખ્યાત છે. રાજત્વ અને કવિત્વનો વિરલ સંયોગ અહીં જોવા મળે છે. અને સહેજે રાજા ભોજ કે રાજા હર્ષ જેવા વિદ્વાન રાજાઓની યાદ આવે છે. તેઓશ્રીનો જન્મ કાઠિયાવાડમાં આવેલ ચોથા વર્ગના લાઠી સંસ્થાનમાં, ત્યાંના રાજકર્તા ઠાકોર શ્રી તખ્તસિંહજી ગોહેલને ત્યાં ઈ. સ. ૧૮૭૪ના ફેબ્રુઆરીની ૨૬મી તારીખે થયો હતો. લાઠીમાં જન્મ લઇ તેઓ ૧૮ વર્ષની વયસુધી રાજકુમાર કૉલેજમાં ભણી લઈ, તેઓ ૧૮૯૫માં ગાદીએ આવ્યા અને ઉગતી જુવાનીમાંજ અકાળે કાળનો ભોગ થયા.

કલાપીની કવિતાને તેમના જીવન સાથે ગાઢ સંબંધ છે. પોતાની 'રાણી રમાની દાસી શોભના પ્રત્યે પ્રેમ ઉદ્ભવ્યો.' આ આત્મમંથનકાળ વિદ્યાર્થીઓએ ખૂબ સમજવા જેવો છે; અન્યથા એ આખો પ્રસંગ અવળે માર્ગે લઈ જાય એવો છે અને એથી 'કલાપી'ને અન્યાય થાય એમ છે. શ્રી. કાન્ત. શ્રી. ગોવર્ધનરામ ત્રિપાઠી, વગેરે તેમના ગુરુ-મિત્રો હતા. ૧૮૯૮માં શોભના સાથે લગ્ન અને ૧૯૦૦માં મૃત્યુ. તેથી ગૂજરાતી સાહિત્ય દુર્ભાગી બન્યું.

'રાજ્યદ્વારોના ખૂની ભપકા' તેમને પ્રિય ન હતા. ગાદીત્યાગ તથા સંસારત્યાગનો નિર્ણય પણ કરેલો. પ્રેમ એ જ સર્વ માનવપ્રવૃત્તિનું મૂળ અને ધ્યેય છે એમ એ માનતા. કુદરત, પ્રેમ, સ્વાર્પણ, પ્રભુ-એ એમની કવિતાના મુખ્ય વિષયો છે. સ્વ. મણિલાલ નભુભાઇ પાસેથી પ્રેરણા લઇ કલાપીએ ગૂજરાતી ભાષાને સુંદર અને હૃદયસ્પર્શી ગઝલોથી સમૃદ્ધ કરી છે. એમની શૈલી પ્રવાહી અને આડંબર વિનાની છે.

તેઓ ગદ્યલેખક પણ હતા. એમના સંવાદો, પત્રો અને કાશ્મીરનાં પ્રવાસવર્ણનોએ ગૂજરાતી સાહિત્યમાં ઊંચું સ્થાન મેળવ્યું છે.]

# સા ર સી

[ રાજવી સ્નેહકવિ કલાપીનાં કેટલાંક કાવ્યો ઘણી વાર વાંચવા છતાં તાજાં અને નવાં જ લાગે છે, એ જ કવિતાનું અમરત્વ. કલાપીની કેકા સાંભળતાં કદીય કંટાળો આવે ખરો ? અને કોઈ વખત તો એ કેકા ઘણી મધુરી અને હૃદયંગમ લાગે છે. 'સારસી'નું આ કાવ્ય સુંદર લાગે છે, કારણ કે એમાં મધુરતા અને સ્વાનુભવરસિકતા છે. ક્ષણેક્ષણે નવીનતા પ્રાપ્ત કરે એ રમણીયતાનું સ્વરૂપ છે, એ મહાકવિ કાલિદાસની વ્યાખ્યા પ્રમાણે આ કાવ્યમાં રમણીયતા લાગે, એમાં શું આશ્ચર્ય હોઈ શકે ?

આખા કાવ્યનો પ્રાણ પ્રેમ છે. શિકારીને હસ્તે સારસ વીંધાઈ મૃત્યુ પામે છે. અને સારસી એકલી અટુલી પડી રહી જાય છે. કોઈ પારધીના હસ્તે વીંધાયેલો પ્રિયતમ તેની પાસે પડ્યો છે. એ શિકારીને દયા નહિ આવી હોય ? " પ્રેમનાં બાણ વાગ્યાં હોય તે જાણે " એ ઉક્તિ પ્રમાણે એ પ્રેમ અને પ્રેમદંશ કલ્પનાતીત છે. ત્યારપછી કવિ વૈધવ્યને પ્રાપ્ત થયેલી સારસીનું કરુણાજનક–હૃદયને રડાવે એવું ચિત્ર આલેખે છે. અહીં કવિ એક કોયડો ઉપસ્થિત કરે છે; સામાન્ય ભાષામાં કહીએ તો વિધવાના પુનર્લગ્નનો પ્રશ્ન છે. એક પત્ની મરી જતાં પતિ ફરી બીજી પત્ની કરી લે છે, તો શું પત્નીને તેવો અધિકાર પ્રાપ્ત થતો નથી ? તો તે જ પ્રમાણે આ સારસી કેમ ન કરે ? કવિ કહે છે કે:—

" ન કિન્તુ સારસી આ તો, આવો માર્ગ કદી ગ્રહે;
એકને દિલ અર્પ્યું તે, બીજા કોનું નહિ બને. "

લગ્નની ભાવના આ શબ્દોમાં સચોટ આપેલી છે, અને અહીં જ વિધવા પુનર્લગ્ન કરી શકે કે કેમ, એ પ્રશ્નનો ઉત્તર કવિએ સ્પષ્ટ શબ્દોમાં આપી દીધો છે.

પ્રેમની ખાતર પોતાનું સર્વસ્વ અર્પણ કરી દેવું એ પ્રેમીનો પરમ ધર્મ છે. સારસીની તો અખંડ પ્રેમસમાધિ છે અને એ મૃત્યુના સમયે પણ છૂટતી નથી. તેને તો મરણનું શરણ એ મોટો હર્ષ છે.

પ્રીતિનું કારણ પ્રીતિ છે. ખરો પ્રેમી કોણ? પોતાની વહાલી પત્ની મરી જતાં પુનર્લગ્ન કરી બીજી પત્ની કરે તે? પોતાનો વહાલો પ્રિયતમ મૃત્યુ પામતાં દીન બનેલી, નિરાધાર બનેલી વિધવા પુનર્લગ્ન કરે તે? સ્પષ્ટ ઉત્તર મળતો નથી. પરંતુ "એકને દિલ આપ્યું તે બીજા કોનું નહીં બને" એ ભાવના આપણે સ્વીકારીએ, તો સારસીનું બલિદાન પ્રેમની પરાકાષ્ટા બતાવે છે અને આપણા હૃદયમાંથી એ જ ઉદ્ગાર નીકળી જાય છે કે "પ્રેમીઓ હોય તો એવા જ હોજો."

[ આ નાના કાવ્યમાં કવિએ ખરા પ્રેમીનું સ્વરૂપ આલેખ્યું છે. ]

મીઠા દીર્ઘ ધ્વનિવતી વન બધું હર્ષે ભરે કોકિલા,
ઝીણી વાંસળી શા સ્વરો સુખભર્યાં ચંડોળ આલાપતા;
ખિસકોલી તરુના મહાન વિટપે ઝૂકી રહી ત્યાં કૂદે,
ને રંગીન શુકો ઘણાં મધુરવાં આકાશ ઊડી રહે!

આવી આનન્દ વેળાએ બિચારું કોણ આ દુઃખી?
હશે એ પ્રેમનું માર્યું હૈયું કોઈ રહ્યું તપી!

ગંભીર નાદ કરતી સરિતા વહે છે,
સિંચી જલે પુલિન શીતલ એ કરે છે;
ત્યાં દીન સારસી ઊભી જલપુર નેત્રે,
સૂતી! અરે! શિર નમાવી રહી રડે એ!

અહોહો! પાંખ પ્રીતિની તેની તૂટી ગઈ દીસે,
આંવું આ પક્ષી, તેનેયે આવી પીડા ખરી! અરે!

રે રે! તેનો પ્રિયતમ તહીં પાદ પાસે પડયો છે,
વ્હોળી પાંખો શિથિલ બની છે મૃત્યુનો હસ્ત લાગ્યે;

પારાધીએ હૃદય પર હા! તીર માર્યો દીસે છે,
ખૂંચ્યો છે ત્યાં, રુધિર વહતું બંધ હાવાં થયું છે.

જીવવું જીવ લેઈને આંહીં એવી દીસે રીતિ!
કોઈને દુઃખ દેવાથી તૃપ્તિ કેમ હશે થતી!

મૂકી ગયો કયમ શિકાર હશે શિકારી!
આવી હશે દિલ દયા કંઈ સારસીની?
બચ્ચાં અને પતિ-પ્રિયાતણી એ ઘડીની,
નાસ્યો હશે હૃદય ચીરતી ચીસ સુણી?

ગાળે છે પ્રેમનાં અશ્રુ વજ્ર જેવાય દિલને,
કો વેળા પારધીને'ય પ્રેમનો દંશ લાગતો.

આવું આવું નીરખી દિલમાં કાંઈ કેવુંય થાય,
કેવો છે રે રુદનમય આ ક્રૂર દેખાવ હાય!
નાનાં બચ્ચાં ટળવળી રહી માત સામું જુવે છે,
ને પંપાળે નિજ જનકના કંઠને ચંચુથી એ.

હજુ તો ખેલવા પૂરું શીખ્યાં આ નથી બાલુડાં,
રે! શું તે મૃત્યુને જાણે ભોળાં આ લઘુ પંખીડાં!

દુઃખ સહુ ઊડી જાશે કાલ આ બાળકોનાં,
રમતગમત માંહીં હર્ષ લેશે ફરી આ;
પણ ઝૂરી મરશે રે સારસી બાપડી તો,
જખમ નહિ રુઝાશે પ્રેમનો કારી લાગ્યો.

પ્રેમીએ પ્રેમી જાતાં કો બીજાથી પ્રેમ જોડવો,
આવું કાં ન કરે સૌએ પ્રેમી જો કે મળે ખરો?

જોડવી એક જોડીને બે કો ખંડિત થાય તો,
બંનેનાં એકબીજાથી ઓછાં જેથી બને દુઃખો.

અઢેલી બાઝીને તરુ સહ રહે ખીલતી લતા,
દઇ પુષ્પો પ્રેમે લઈ રસ જીવે છે પ્રણયમાં;

સુખી આવા દહાડા સરકી કંઈ જાતા રમતમાં,
અને એ વેલીને મરણપડદામાં લઈ જતા.

મરેલી વેલીનું સ્મરણ નવ ભૂલે તરુ કદી,
અને પ્રેમી ગાળે દિવસ દુઃખના કૈં રડી રડી;
પરંતુ ચાંપે છે હૃદય પર બીજી કંઈ લતા,
અને પ્રેમી રેડે મધુર રસ તેના હૃદયમાં.

ધીમે ધીમે આવું તરુ થઈ જઈ વૃદ્ધ મરતું,
અને વેલી વ્હાલી રુદન કરતી કૈં દુઃખભર્યું;
છતાં ટેકો બીજાં તરુપર લઈ નેય જીવતી,
અને આપી પુષ્પો જીવિત નિજ તે પૂર્ણ કરતી.

ન કિન્તુ સારસી આ તો આવો માર્ગ કદી ગ્રહે,
એકને દિલ અર્પ્યું તે બીજા કોનું નહિ બને.

પ્રેમને કારણો સાથે સંબંધ કૈં એ નથી,
કારણ પ્રીતિનું પ્રીતિ, પ્રેમની લક્ષ્મી તે બધી.

ઝૂરી ઝૂરી મરવામાં સ્નેહ સંતોષ માને,
નહિ કદી રસ શોધે સારસી અન્ય સ્થાને:
રસ દઈ લઈ લીધો ઈશ્વરે છીનવી તો,
હૃદયહીણ બિચારાં પ્રેમીને મૃત્યુ આપો.

પ્રેમીનો હોય બેલી કો તો આનું કૈં થવું ઘટે,
પામે છે ત્રાસ મારો તો આત્મા, આ દુઃખ જોઈને.

ત્યાં કાંઈ આ વન મહીં હિલચાલ થાય,
પક્ષી બધાં ઊડી ઊડી અહીં શાં તણાય!
સર્પો હરિણ સસલાં સહુ દોડી આવે.
લાંબો ધ્વનિ ભયભર્યો શ્રવણે પડે છે.

ઉલ્કાપાત થયો કાંઈ હશે આ વનની મંહી;
પ્રતીતિ થાય છે એવી જોઈ આ ગતિ સૌ તણી.

હા ! અગ્નિ ત્યાં સળગી ઘાસ પ્રજાળતો, રે !
વૃક્ષો તણાં કુંપળ બાળી ઉડાડતો તે;
ભૂખ્યો ધસી જીવ અનેક ગળી જતો તે,
દિશા બધી ધૂમવતી છવરાવી દે છે !

વહાલો છે જીવ પોતાનો વહાલાંથીય વધુ! અરે !
નાસે છે સિંહ પેલો ત્યાં સૂતી સિંહણ છોડીને.

પણ અડગ સમાધી સારસીની, ન છૂટે.
મરણશરણ જવું હર્ષ તેને દિસે છે;
ભડભડભડ થાતી અગ્નિની ઝાળ આવી,
બળી મરી પ્રિય સાથે સારસી પ્રેમઘેલી.

દર્દીના દર્દની પીડા વિધિનેય દિસે ખરી,
અરે ! તો દર્દ કાં દે છે, ને દે ઔષધ કાં પછી ?

## સ્વાધ્યાય અને સમજૂતી

અનિલ, (સં.) અને અનલ (સં.) આ બે શબ્દોના અર્થમાં ફેર છે. અનિલ એટલે પવન અને અનલ એટલે અગ્નિ.

વસન્ત-રમ્યા, ખીલેલા વસન્તની શોભાને બીનના સૂરોએ એવડી મનોહર બનાવી.

ભીતિ, (સં.)-ભય, બીક. ભીતિ, નીતિ, પ્રીતિ, રીતિ, જોડણી લક્ષમાં રાખશો ? પ્રત્યય કયો છે ?

જોડી-પીએ છે, કેવું રમ્ય દૃશ્ય ! કોઈ શિષ્ય આનું ચિત્ર ન દોરે ?

ખાટ, ખાટ અને હીંચકો એ બે જુદી વસ્તુઓ છે. તફાવત જાણો છો ? મીંડ-તલ્લીનતા, એકતાનતા (કાઠિયાવાડી શબ્દ).

વેળાનું-હશે, વખત અહીં સદા તાજો જ રહે છે, એટલું તાજું સુકુમાર લાવણ્ય !

પશુ-પ્રેમને, તદ્દન સાચી વાત. પથિક-(સં.) પથિન્-પન્થ, પથ, રસ્તો; રસ્તે જનાર તે પથિક મુસાફર. હેલી-'હેલી થઈ' એવું આપણે

ક્યારે કહીએ છીએ ? વાત્સલ્ય–(સં) वत्सल+य; માબાપનું બાળક (વત્સ) પ્રત્યે હેત.

અનન્ત–(સં.) સમય, કાળ, વખત. અનન્તચતુર્દશી કયા માસમાં આવે છે ? તે દિવસે આપણા લોકો કોની પૂજા કરે છે ? શા માટે ? ભોક્તા–(સં) ભોગવનાર માણસ. ભોજ્ય–(સં) ભોગવવાની વસ્તુ. કલા–મળે નહિ, આ બે છેલ્લી લીટીઓમાં કવિએ આખા કાવ્યનું દોહન કર્યું છે. કલા એ બહુ સુન્દર મીઠી ઉપભોગની વસ્તુ છે, પણ એ કલાની મીઠાશ કલામાં રહેતી નથી, તેને ભોગવનારના માનસમાં રહેતી છે, ભોક્તા ન હોય તો ભોજ્ય વસ્તુની શી કિંમત ?

૧. આ કાવ્યમાં ભોક્તા કોણ ? અને ભોજ્ય શું ?

૨. પ્રેમીનો ધર્મ ત્યાગમાં પૂરો થાય છે, એની અહીં ચર્ચા કરો.

૩. માણસને સાચો ધર્મ કુદરત પાસેથી જ માન શકે એમ છે. સિદ્ધ કરો.

## શિકારીને

[આ એક સર્વાંગસુંદર કાવ્ય છે. વાંચતાં જ રુચિકર થાય છે, આનન્દ આપે છે અને ચિત્તને પ્રસન્ન કરે છે]

( અનુષ્ટુપ )

રહેવા દે ! રહેવા દે ! આ સંહાર યુવાન તું;
ઘટે ના ક્રૂરતા આવી વિશ્વ આશ્રમ સન્તનું.

પ્રંખીડાં ફૂલડાં રૂડાં, લતા, આ ઝરણાં તરુ,
ઘટે ના ક્રૂર દૃષ્ટિ ત્યાં, વિશ્વસૌન્દર્ય કુમળું.

તીરથી પામવા પક્ષી વ્યર્થ આ ક્રૂરતા મથે;
તીરથી પક્ષી તો ના ના, કિન્તુ સ્થૂલ મળી શકે.

પક્ષીને પામવાને તો છાનો તું સુણ ગીતને;
પક્ષી તેના પ્રભુ સાથે હૈયામાં મળશે તને.

સૌંદર્યો વેડફી દેતાં ના ના સુંદરતા મળે;
સૌંદર્યો પામતાં પહેલાં સૌંદર્ય બનવું પડે.
સૌંદર્યે ખેલવું એ તો પ્રભુનો ઉપયોગ છે;
પોષવું પૂજવું એને એ એનો ઉપભોગ છે.
રહેવા દે ! રહેવા દે ! આ સંહાર યુવાન તું,
બધે છે આર્દ્રતા છાઇ તેમાં કંઈ ભળવું ભલું.

વિશ્વને આશ્રમ માન્યું તેથી; સંતોના સીમાડામાં રાગદ્વેષને સ્થાન નથી. વિશ્વ-સન્તનું-આ વિશ્વ સજ્જનો માટે જ છે; તેથી હે શિકારી, તારે કટુતા છોડી સાધુતા ધારવી જ જોઈશે !

'આશ્રમ' શબ્દને આ પ્રમાણે ઘટાવાય-આશ્રમોના અધિષ્ઠાતા પોતાનાં ઉપવનોનાં પ્રાણીઓને સુખે રહેવા દે છે, તેમ પ્રભુ પોતે આ સૃષ્ટિમાં પોતાનાં પ્રાણીને સુખે રહેવા દે છે અને રંજાડતો નથી.

'વિશ્વસૌન્દર્ય કુમળું'-કુમળું એટલા માટે કે તે નિહાળતાં હૃદયના મર્મભાગોને કોમળ રીતે એનો સ્પર્શ થાય છે, આઘાત નથી થતો.

પક્ષીને તીરથી મારવામાં એટલે હાથમાં માત્ર એનું ચેતન-વિહોણું ખોખું જ મળે. જેનાથી માણસ લોભાય છે તે તો ચેતનવતુ, સુસ્વરું, મનમોહક અખંડ એવું પક્ષી હતું. એટલે પક્ષી પામવા માટે એક જ રસ્તો છે. એ વ્યગ્રચિત્ત ન થાય એમ છાનામાના એના સંગીતને સંભળાય તો પ્રભુએ ઉત્પન્ન કરેલ અખંડ પક્ષી મળે; અને એથી કિરતારની શક્તિનું ભાન થાય.

પક્ષી હાથ, મોં કે જઠરમાં નથી પણ હૈયામાં છે. જઠરનું પક્ષી તો ક્ષણિક છે, પણ હૈયાનું તો ચિરંજીવ છે.

'સૌંદર્યો વેડફી દેતાં...' સુંદર વસ્તુને તોડી વછોડી નાંખતાં તો સૌંદર્ય પણ ભેગું જ નાશ પામશે; સૌંદર્યને પામવાને તો સુંદરતાનો શોખ કેળવવો પડશે અને એની પિછાન કરતાં શીખવું પડશે.

પ્રભુનો ખરો ઉપયોગ, પ્રભુના બનાવેલા સુંદર પદાર્થોની સાથે માયાભરી રીતે હળવામળવાથી થઈ શકે છે, તેમજ એની સર્જાવેલી સૃષ્ટિને પાળીપોષીને, તેનું પૂજન કરવામાં, તેને જોઈ જોઈને તજ્જન્ય આનન્દ લૂંટવામાં છે.

માટે મનુષ્યે ધમપછાડ છોડી દઈ વિશ્વની પ્રભુપૂરિત નમ્રતાથી આપણાં હૃદયને નમ્ર બનાવી, એ નમ્રતાને અપનાવી લઈ, સૃષ્ટિ ઉત્પન્ન કરવાનો સરજનહારનો મૂળ ઉદ્દેશ ફળવન્તો કરવો. જગતને ફાલવા દેવાનો, નહિ કે સંહારી નાખવાનો આદ્ય હેતુ છે, નહિતર આવડો મોટો મંડપ જ શું કામ રચત ?

સૌન્દર્ય—શબ્દ સમજવો ઘટે છે. સુન્દર ઉપરથી આ શબ્દ ઘટાવાયો છે. આદિ સ્વરની વૃદ્ધિ ને અંત્ય સ્વરનો લોપ થાય છે. તેવી જ રીતે 'પંડિત' ઉપરથી પાણ્ડિત્ય; 'મધુર' ઉપરથી માધુર્ય; 'લલિત' ઉપરથી લાલિત્ય; 'લવણ' ઉપરથી લાવણ્ય; 'અરોગ' ઉપરથી આરોગ્ય; 'એક' ઉપરથી ઐક્ય; પરંતુ સૌન્દર્યતા, પાણ્ડિત્યતા, માધુર્યતા, લાલિત્યતા, આરોગ્યતા, અકયતા, તદ્દન ખોટા છે. બીજી રીતે સુંદરતા, પંડિતતા, મધુરતા, લલિતતા, એકતા વગેરે કહી શકાય.

આર્દ્રતા–ભાવનાની લાગણી, કોમળતા.

## સ્વાધ્યાય અને સમજૂતી

૧. 'ધરે ના ક્રૂરતા આવી '–કેમ ?

૨. આશ્રમ કયું ? સંહારમાં શી હરકત છે ? સૌન્દર્ય અને સંહાર વચ્ચે કશોય સંબંધ છે ખરો ?

૩. આજે માણસોમાં માનવતા જ નથી, એ હકીકત સાથે આ કાવ્ય કેટલી રીતે હળેમળે છે ?

# વીણાનો મૃગ

ઊગતા સૂર્યની સામે આવે છે મૃગ દોડતો,
ઉતરે બાગમાં હાવાં ફલાંગે ગઢ કૂદતો.

વીણા તણો નાદ તહીં સુણાય,
આનંદલ્હેરે અનિલો ભરાય;
ઝૂલે ફૂલે એ કંઈ તાલમાં ત્યાં,
વસંતલીલા સ્વર એવડી રહ્યા.

બીતિ કશી એ મૃગને દીસે ના,
પિછાન જૂની સ્થલની નકી આ;
નમાવી શૃંગો ચળ પીઠમાં કરે,
યથેચ્છ પર્ણો તરુનાં જરા ચરે.

ઊડી રહ્યો છે જળનો ફુવારો.
હોજે તરે રંગીન માછલીઓ;
ત્યાં કાન માંડી મૃગ તે ઢળે છે,
જરા નમીને જળ એ પીએ છે.

પાસેથી ત્યાં તો સ્વર દિવ્ય આવ્યા,
વાયુ તણી લહેર મહીં ગુંથાયા;
કૂદી ઉમંગે ચમકાવી કર્ણો,
સ્વરો ભણી એ મૃગ દોડતો ગયો.

હીંચકે ખાટમાં બેઠી કુંજમાં દિવ્ય સુંદરી,
બીનની મીંડ મીઠીમાં એ છે ઍક ગળી ગઈ.

દીસે અંગો નાનાં હૃદયમય કે તાનમય શાં !
લતા શા ડોલે છે કટિ ઉપરના સૌ અવયવો !
અહા ! કાળા ઝૂલે કમર પર એ વાળ સઘળા !
દીસે તારા જેવાં ચકિચકિત શાં સ્નિગ્ધ નયનો !

મળી છે શું આંહીં જગત પરની સૌ મધુરતા!
અહીં વેળાનું ના કરવત ઘસાતું નકી હશે;
ગ્રહો, તારા, ભાનુ, જરૂર ક્ષણ આંહીં અટકતા!
સ્વરોની દેવીનાં નમી નમી અહીં દર્શન કરે!

દૂરથી આવતો દોડી વ્હાલો એ મૃગ જોઇને;
કન્યા તે હસ્ત લંબાવી હેતથી આવકાર દે.

આનંદભીનાં નયને નિહાળી,
પંપાળતી તે મૃગને કરેથી;
દાસત્વ મીઠું મૃગમાં દીસે છે,
પ્રેમાળ ભીનાં નયને વસે જે.

પછી વીણાતારો મધુર સ્વર દૈવી જગવતા,
હવામાં નાચંતી સ્વરની કંઇ મૂર્તિ ખડી કરે;
જડી જાણે રાખે નયન મૃદુ કન્યા મૃગ પરે,
અને એ ચ્હેરામાં નવીન કંઇ ભાવો પલટતા.

મૃગે એ ભાસે છે વશ થઈ જતો કે ગળી જતો,
જરા ડોલે શૃંગો વળી અરધ મીંચ્યાં નયન છે;
નિસાસા લેતો એ મૃગ હૃદય જાણે ઠલવતો,
અને કન્યાશિરે રસમય અભિષેક કરતો.

અહો! ક્યારે ક્યારે થનનથન નાચી કૂદી રહે,
વળી એ કન્યાના ઘડીક પદ ચાટે જીભ વડે;
ફરે વીણા તેવાં હૃદયનયનો અંગ ફરતાં,
દીસે બંને આત્મા અનુભવી રહ્યા એકમયતા.

પ્રભાતકાળે મૃગ આમ આવતો,
વીણા સુણીને વનમાં ફરી જતો;
સ્વરો ન મીઠા મૃગવિણ ઊઠતા,
સુખી થતી ના મૃગવિણ કન્યકા.

લગની કો લગાડે છે ઉરોની રસએકતા,
પશુ આ માનવી આ એ કાંઈ ભેદ ન પ્રેમને.

દિનો કૈં આનંદે રસભર ગયા આમ વહતા,
સદા રહેતા ધૂને મધુર સ્વરની આમ દિલ આ;
પ્રભાતે કોઈ એ પથિક ગઢ પાસે અટકતો,
ઘડી સુણી વીણા નિજ પથ જતો આશિષ દઈ.

... ... ...

તહીં ઊગ્યો છે હજુ અર્ધ ભાનુ,
નવીન રંગે નભ છે ભરેલું;
શુકો ઊડે ગીત હજાર ગાઈ,
સહુ સ્થળે છે ભરપૂર શાંતિ.

ઉદાર શાંત સ્વર બીન છેડે,
ઉદાર ભાવો મૃગનેત્ર રેડે;
મચી રહી આર્દ્ર સ્વરોની હેલી,
મહાન આનંદની રેલ રેલી.

અરર સુસવાટો થાય ત્યાં બાગમાં કં,
અરર! મૃગ બિચારો ઊછળીને પડે છે;
થરથર થર ધ્રૂજે કન્યકા ત્રાસ પામી,
શિથિલ કર થતાં એ બીન તૂટે પડીને.

મૃગહૃદય મહીં છે તીર લાગ્યો અરે રે!
ખળખળ ઢળતું હા! રક્ત ભૂમિ પરે એ!
નયનજલ વતી એ કન્યકા ઘા ધુવે, ને
મૃગ તરફડ થાતો હાંફતો શ્વાસ લે છે.

મિચાઈ એ જાતાં નયન દરદે બે ક્ષણ, અને
ઘડી કન્યા સામે રુદનમય એ શાં નીરખતાં!

અરે ! ક્ષેલ્લે યાચે નિજ પ્રિય કને એક નજરે,
વદે છે કૈં આવું નયન મૃદુ ચોંટી રહી હવેઃ—
"કરીને શીર્ષનું તુમ્બુ, નેત્રની નખલી કરી,
બજાવી લે બજાવી લે, તારૂં બીન હજી હજી !
કૃપા હોજો, દયા હોજો, પ્રભુની બીનની પરે !
અનુકૂળ સ્વરો મીઠા હજો આ તુજ હસ્તને."

કન્યા બિચારી દુઃખણી થઇને,
એ શીર્ષ ખોળે મૂકતી રડે છેઃ
ત્યાં પાછળેથી નર કોઇ આવે,
વાત્સલ્ય ભાવે વદતો જણાયેઃ—

"અયિ પુત્રી ! શિકારી તો પાપી છે તુજ આ પિતા ?
ભૂલી જા એ ! બજાવી લે તારું બીન હવે જરા !"

હૃદય સ્થિર નથી એ કન્યકા બાપડીનું,
નજર નવ કરે તે, કોણ આવ્યું ન આવ્યું;
પણ દૃઢ થઇ અંતે અશ્રુમાં તે ગળંતી,
દરદમય છતાં એ કાંઇ મીઠું લવે છેઃ—

તુમ્બુ તૂટી પડ્યું ! અરે ! જિગરના ચીરા થયા છે, પિતા !
રે ! આ સાંભળનારના જગતમાં એવું થયું છે, પિતા !
વીણા બંધ થયું ! સ્વરો ઊડી ગયા ! ખારી બની જિંદગી !
સાથી ના જગમાં રહ્યો ! પ્રભુ તણી આશિષ એવી મળી !

મૃત્યુને વશ આ કલા થઇ ગઈ ! હું યે બની મૃત્યુની !
આ સંસાર અસાર છે ! અહહહા ! એ શીખ આજે મળી !
વ્હાલાં હાય ! અરે અરે ! જગતમાં વ્હાલાં ઉરો ચીરતાં !
ભૂલોની જ પરંપરા જગત આ એવું દીસે છે, પિતા !

ક્યાં શ્રદ્ધા ! અહ પ્રેમ ક્યાં ? જગત આ આખું અકસ્માતનું !
જે પ્યાલું મૃગને મળ્યું મરણનું તે હું ય માગું પ્રભુ !
જોઇ એ ઘડી આ લઉં મૃગ અને વીણા તૂટેલું, પિતા !
એ નિર્માણ અનંતના જલ મહીં ડુબું પછી હું, પિતા !

દિનો કં કન્યાના દરદમય ઓહો ! વહી ગયા !
ફર્યાં છે એ ગાત્રો, મુખ પણ ફર્યું છેક જ અરે !
હવે જો કોઇ એ પથિક ગઢ પાસે અટકતો,
શિલા ત્યાં આ વાંચી કંઇક દુઃખમાં તે ડૂબી જતો:-

" કલા છે ભોજ્ય મીઠી તે ભોક્તા વિણ કલા નહિ !
કલાવાન કલા સાથે ભોક્તા વિણ મળે નહિ. ! "

અનિલો–પવન. શૃંગો–શીંગડાં. સ્નિગ્ધ-પ્રેમાળ; ચકોર; આર્દ્ર–મધુર, રસમધુર. ભીતિ–ભય, બીક. યથેચ્છ–મરજી મુજબ–ઇચ્છા મુજબ. એકમયતા–તન્મયતા–એકપણું.

## સ્વાધ્યાય

૧. લૌકિક પ્રેમની સાથે આની સરખામણી થઇ શકશે ?
૨. કવિ કલાપીનું હૃદયદર્દ જ આવાં કાવ્યોનું સર્જન કરી શકે: આના ઉપર લંબાણથી ચર્ચા કરો.
૩. પ્રેમ સ્વાર્થવશ થવા કરતાં તે ત્યાગ માગે છે. આના ઉપર નિબંધ લખો.
૪. ભોજ્ય, ભોક્તા અને ભોગ–આનું સ્પષ્ટીકરણ કરો.
. વિદ્યાર્થીઓએ કલાપીનાં કાવ્યોમાંથી નવયુગની નજરે શો બોધ લેવા યોગ્ય છે ?
૬. આ કાવ્યોમાં શૃંગારને લગીરે સ્થાન નથી, છતાં તે અલૌકિક શૃંગારરસપૂરિત કાવ્યો છે, એમ કહી શકાય ? સ્પષ્ટપણે સમજાવો.

# લલિતજી



[ કવિ 'લલિત'નું સાહિત્યનામ એટલું સુપ્રસિદ્ધ અને સુવિદિત છે કે એમના અંગત સ્નેહીઓ સિવાય બીજાને તેમના મૂળ નામની ભાગ્યે જ ખબર હશે. મૂળ જન્મનામ જન્મશંકર મહાશંકર બુચ (જન્મ સન ૧૮૭૭). મુંબઇના રાષ્ટ્રીય મહાવિદ્યાલયમાં એઓ ગૂજરાતી ભાષાના અધ્યાપકપદે હતા. તેઓ ખાસ કરીને તેમના મધુર ને સંગીતમય કાવ્યોને માટે ખ્યાતિ ધરાવતા. તેમના નૈસર્ગિક કંઠ તથા મંજીરા સાથે ગાવાની સ્વાભાવિકતાના એક રસમાં સાંભળનાર ડૂબી જતો. એવી સિદ્ધકળા બીજા કવિઓએ ઓછી અપનાવી છે. શ્રી. ઝવેરચંદ મેઘાણીને આ પ્રસંગે એમના પહાડી અને બુલંદ કંઠને માટે યાદ રાખવા જોઈએ. તેટલાં જ ખ્યાતિ અને માન એક કાળે એમનાં પણ હતાં. શ્રી. લલિતનાં કાવ્યો ગેયતાને લીધે મનોહર બની શક્યાં છે. પોતાના મધુર કંઠ અને મંજીરાની મદદથી પોતાનાં જ કાવ્યો લોકપ્રિય બનાવવાનો વિરલ પ્રયાસ શ્રી લલિતે અને બીજા શ્રી. મેઘાણીએ સફળતાથી કર્યો. લલિતજીના કાવ્યોમાં વિચારોની ગહનતા ભલે ન હોય છતાં શબ્દલાલિત્ય અને કુળા ભાવો તો એમના જ. તેઓ હાલમાં જ સ્વર્ગસ્થ થયા.

## મઢૂલી

મઢૂલી મજાની પેલે તીર, સંતો વહાલાં;
અનેરી અમારી એ લગીર! ધ્રુવ

વૃક્ષો વેલડીઓવાળાં, કુમળાં ફળફૂલ રસાળાં,
લઈ જાઓ લ્હાણાં એ લગીર! સન્તો વહાલાં૦

મનની કંઈ મોજમજાઓ, રસિયા ઉરનો કંઈ લહાવો.
લેવાને આવજો લગીર! સન્તો વહાલાં૦

સામે સંસારી વિલસે, વચ્ચે જીવનસરિતા વહે,
રેલવિયે ત્યાં રસરંગ લગીર ! સન્તો વહાલાં૦
ઉડવાય સફર સહિયારી,–સુખદુખની કંથા ધારી,
આનન્દ ઓર એ લગીર ? સન્તો વહાલાં૦
લગની રહેવા–રહાવાની, ગીતડાં પ્રભુનાં ગાવાની;
લાગે તે આવજો લગીર ! સન્તો વહાલાં૦

## અબોલ બોલ

દિલના અબોલ બોલ ઝીલતાં બતાવો કોઈ !
ઉરસૂર પડછંદ ગેબી ગુંજતાં બતાવો કોઈ!

પ્રાણ અને પ્રિયજન, પ્રભુ, દિલ વસનારાં દેવ,
એ તો હસી બોલાવતાં રેલાવે રસરેલ!

રસની એ રેલમાં, બસ ! ઘૂમતાં બતાવો કોઈ !
નેહનીતરતાં નયનાં ગેબી ચૂમતાં બતાવો કોઈ! દિલના૦

પ્રાણકિરણ ચેતન ભરે, શાન્તિ સ્વજનનાં હેત;
હેતે તેજહિંડોલ વિભુ ઝૂલે એક અનેક !

એવું એક અનેકમાં આનન્દતાં બતાવો કોઈ !
વન્દતાં બતાવો કોઈ !
દિલના અબોલ બોલ ઝીલતાં બતાવો કોઈ!

કોઈને અર્થહીન ભાસતા (પણ વિચાર કરતાં અર્થભારવાળા છે તે) થોડાક શબ્દો તથા વચનોથી ઉત્પન્ન થતો દોષ બાદ કરતાં આ કાવ્યમાં ભાવોદ્‌ગારનો ઉભરો કાંઈક લલિત અને સાદી વાણીમાં પ્રગટ થયો છે. ભાવોનો સંચય એક સ્થળે કેન્દ્રિત થયો છે. આ એક સરસ સંગીત–કાવ્ય છે, તેની ના નહિ પડાય.

# ખબરદાર



કવિ શ્રી. અરદેશર ફરામજી ખબરદાર (જન્મ સને ૧૮૮૧) પારસી હોવા છતા ગૂજરાતી ભાષાની એકનિષ્ઠાથી સેવા કરી રહ્યા છે અને છેક ૧૯૦૮થી વેપારાર્થે મદ્રાસ જઇ વસેલા છતાં 'કાવ્યરસિકા,' 'વિલાસિકા,' 'પ્રકાશિકા,' 'સન્દેશિકા,' 'કલિકા,' 'ભજનિકા,' 'રાસચન્દ્રિકા'—એમ કાવ્યસંગ્રહોમાં ઉત્તમ પ્રસાદી ગૂજરાતી આલમને પીરસી શકયા છે. ૧૯૩૫થી તેઓશ્રી મુંબઈ આવી વસેલા છે. સ્વદેશાભિમાન, પ્રકૃતિપૂજા અને આધ્યાત્મિક અનુભવો એ એમના કાવ્યોના મુખ્ય વિષયો છે. નીચેના 'પુરોહિતની રાજભક્તિ' નામક કૃતિમાં કથાત્મક છતાં વેગભર્યું કરુણ કાવ્ય દેખા દે છે. ]

## પુરોહિતની રાજભક્તિ

"રાજપુત્ર હું ત્યાં શો યુદ્ધનો ભય રાખવો;
ભ્રાતા ! અસ્ત્ર ચલાવીને રણપાંડિત્ય દાખવો !"

પ્રતાપ ને શક્ત સુસંપ ધારે,
રાણા ઉદેસિંહતણા સુત બેઉ શૂરા;
દુર્યોગ એક દિન તે પ્રિય વીર પૂરા,
ચડયા ત્રિવાદે મૃગયાવિહારે.

તાપે ઊંડું વન બહુ તપે, અગ્નિજ્વાલા છવાતી,
અશ્વો સર્વે ફિણુ ફિણુ થતા ત્યાં સહે ભૂમિ તાતી;
આઘે પક્ષી ઉભય ઊડતાં ઊંડી છાંયે ભરાય,
ને રહેજે ત્યાં ઉભય કુંવરો વાદમાં કંઇ તણાય.

પ્રસ્તાવ ત્યાં પ્રતાપે દ્વંદ્વયુદ્ધ તણો કીધો,
શકતે તે શૂર શબ્દોથી ઉત્તર ભ્રાતને દીધો

દ્વંદ્વ યુધ્ધે પડે બન્ને, શસ્ત્ર સૌ ચમકી રહે;
વીરહાકે ધરા ધ્રૂજે, સાથીઓ નીરખી રહે.

દેહે દેહે ઝેર વ્યાપી ગયું છે,
રોમે રોમે શૌર્ય ઘૂમી રહ્યું છે,
ભ્રાતા—ભ્રાતા સ્નેહસંબંધ ભૂલે;
શસ્ત્રેશસ્ત્રો, નભ ચમકતાં આથડી હસ્ત ઝૂલે.

કૂદી કૂદી, ઊછળી ઊછળી, સિંહશું રંગ રાખે,
રાતા રાતા ઉભય કુંવરો યુદ્ધનૈપુણ્ય દાખે;
ઊભા ઊભા અવર જન સૌ ધ્રૂજતા મીટ માંડે;
વૃક્ષો ધ્રૂજે ઊભેલાં અનિલ ઘૂઘ્રવતો ઘોર ત્યાં ઘોષ પાડે.

ઊંચા વ્યોમે, નહીં નહીં કદી યુદ્ધ કો જોયું એવું,
ઘેરું ઘેરું નહીં જ અનિલે ગીત કો ગાયું તેવું;
પાષાણોમાં વન વન વિષે, ઘોષ એવા ન ઘૂમ્યા,
આજે મેવાડના શા ઉભયવીર લડે, અંધ ક્રોધે ઝઝૂમ્યા !

મેવાડ રત્ન શું ખોશે, સ્નેહમંત્રો જ શેં સર્યા ?
સૂર્ય ને ચંદ્રના જેવા રાજપુત્રો પ્રભાભર્યા !
ક્રોધ છે સ્નેહનો વૈરી, અગ્નિમાં બધું બાળતો;
નરકસાથી એ ક્રોધ પ્રજળે ને પ્રજાળતો.

નથી નથી હઠતા કુંવરો જરા,
ઉભય યુદ્ધકલામહીં છે પૂરા;
કુલપુરોહિત આવી જુએ તહીં
સકળ નાશ થતું દીસતું જહીં.

સ્થિતિ વિચિત્ર જણાય વિલોકતાં,
યુગલ તે અટકે નહીં રોકતાં;
ઉભયને અતિ તીવ્ર જ આર્જવે,
શમન કાજ પુરોહિત વિનવે.

સફળ યત્ન જરાય જણાય ના,
વિકૃત બુદ્ધિથી કાંઈ સુણાય ના;
કુલ—પુરોહિત દીન વિમાસતો,
હૃદય ના સમજે વિધિપાશ તો.
ઉભય બંધુવિશે થકી આ સમે,
જીવન નિશ્ચય એકનું આથમે;
ઉભય વા કદી નાશ જ પામશે:
અરર! આ મનું પછી શું થશે?

તપતું ત્યાં મહાતાપે દીસે છે વન આ વધુ,
લાગે છે ઘૂમતું હૈયું, વન ને વિશ્વ તો બધું!
રાતા તાતા ઉભય કુંવરો યુદ્ધથી ના જ થાચે,
ઊભા ઊભા અવર જન સૌ ધ્રુજતા શાંતિ જાચે;
એવે આવી યુગલ વચમાં તે પુરોહિત ઊભે,
ભોંકીને તે કટારી ઝટ નિજ ઉરમાં ત્યાં પડી રક્તડૂબે.

લડતા કુંવરો મધ્યે વિપ્રનો દેહ તર્ફડે;
ભૂલીને યુદ્ધ પોતાનું શુશ્રષા કરવા પડે!
પ્રાણશૂન્ય પડ્યો દેહ વિપ્રનો પળમાં તહીં;
શુશ્રૂષા ત્યાં કરે કોની? અરેરે! સમજ્યા નહીં!

રે કેવી આ ઉર જગવતી ભરવી રાજભક્તિ!
અહા કેવી પ્રબળ સ્ફુરતી એ મહાપ્રાણ શક્તિ?
કેવો ઊંડો, અડગ, વિરલો, ભવ્ય આ દેશપ્રેમ!
એ આત્મા, એ ગહન પ્રતિમા, ક્લેશ ભુલાય કેમ?

છે મેવાડે રુધિર વિરલું ભૂમિમાં વીરકેરું,
પાષાણોમાં કુહર કુહરે, ઉછળે તે અનેરું;
રાજસ્નેહે રુધિર નિજ દે, હા પુરોહિત સુએ!
ઊંડા તેના હૃદયપડઘા ત્યાં ઘૂમે છે હજુયે!

શોકાશ્રએ ઊભા બન્ને વીર શક્ત-પ્રતાપ ત્યાં,
ઢળતાં ભાનુનાં રશ્મિ ભુલાવે ઉરતાપ ત્યાં,
થતા પ્રતાપની સંજ્ઞા, શક્ત તે ભૂમિ ત્યાગતો;
પ્રતાપ પ્રાણનિદ્રાથી પ્રતિજ્ઞામય જાગતો,

ગહન શાંતિ વને પ્રસરી રહે,
ગગન રક્તપ્રભા ક્ષિતિજે ગ્રહે:
ક્વચિત કોઈક અશ્વ ખુંખારતો,
વન અગાધ પ્રતિધ્વનિ ધારતો.

તાતી–ગરમ. પ્રસ્તાવના–સૂચના. ધરા–ભૂમિ. અવર–બીજા. મીટ–દૃષ્ટિ. વ્યોમ–અહીં સાતમી નહિ પણ ત્રીજી વિભક્તિ લો. ઘોષ–અવાજ. અનિલ–પવન. નરકસાથી–નરક જેવું દુઃખ ઉત્પન્ન કરનાર. વિમાસતો–શોચ કરતો. અનેરું–અજોડ. પ્રાણનિદ્રા–ક્રોધમાં ભુલાયેલી ભાનની અવસ્થા. ક્ષિતિજ–આકાશ અને પૃથ્વી એક થતાં દેખાય છે તે ભાગ. રક્તપ્રભા–સંધ્યા. પ્રતિધ્વનિ–પડઘો. રાજપુત્ર –રજપૂત. અહીં મરણ ભય નથી એવો કથનભાવ છે. અસ્ત્ર–હથિયાર : અસ્ત્ર અને શસ્ત્રનો તફાવત સમજાવો. રણપાંડિત્ય–યુદ્ધ ખેલવાની હોશિયારી. સભય–બીકવડે. ધરા–ભૂમિ. રોમેરોમ–પ્રત્યેક રુંવાડામાં. સિંહશું–સિંહની માફક. યુદ્ધનૈપુણ્ય–રણપાંડિત્ય. મીટ માંડે–જુએ. અનિલ–પવન. શેં સર્યા–કેમ ભુલાઈ ગયા. પ્રભાભર્યા–તેજસ્વી. પ્રજળે ને પ્રજાળતો–પોતે બળે અને સાથે બીજાને પણ બાળે. યુગલ–જોડી, બન્ને. આર્જવ–સરળતાથી; વિનવણીથી. શમનકાજ–શાંતિ પમાડવા માટે. વિકૃત–ઊંધી, ખરાબ. વિમાસતો–વિચાર કરતો. વિધિપાશ–નશીબના ખેલ. એકનું જીવન આથમે–એકાદ મરણ પામે તો. નાજ ખાંચે–પાછા હઠે નહિ. જાચે –વિનવે. ઊભે–આવીને ઊભો રહે. શુશ્રૂષા–સેવા, ચાકરી. ભૈરવી–

મહાન, વિરાટ. પ્રતિમા–મૂર્તિ. ઢળતા ભાનુના–આથમતા સૂર્યના. પ્રતિધ્વનિ–પડઘો.

રા. ખબરદાર ભાવનાપ્રધાન કવિ છે. આ કાવ્ય વર્ણનાત્મક છે ને તે એમની સામાન્ય કવિતાપ્રવૃત્તિમાં અપવાદરૂપ છે; તેમ છતાં એમની વેગવાન, સરળ ને અસરકારક શૈલીનો અહીં સાક્ષાત્કાર થાય છે. પ્રતાપ અને શક્ત એ બન્ને મેવાડનરેશ ઉદયસિંહના પુત્રો થાય. તેઓ સંપથી રહેતા છતાં એક વેળા વાતવાતમાં લડાઈ ઊભી થઈ, ને બેઉ લડવાને તત્પર થયા. આથી મેવાડના રાજકુળને ભારે હાનિ પહોંચશે, એમ સૌએ જાણ્યા છતાં એનું નિવારણ તો માત્ર એક જ પુરુષને સૂઝ્યું: તેણે રાજ્યભક્તિથી પ્રેરાઈને એ બેઉ રાજકુમારોને, આદરેલા યુદ્ધના વિપરીત પરિણામનો ખ્યાલ કરાવવાને વચ્ચે પડીને પોતાના દેહનું બલિદાન આપ્યું. મેવાડની રાજભક્તિ ઇતિહાસવિદિત છે. આ કાવ્ય તેનો પ્રત્યક્ષ અનુભવ કરાવે છે.

'વૃક્ષો ધ્રૂજે ઊભેલાં...' ભાઈ, ભાઈ વચ્ચેના યુદ્ધની ભયંકર અસર વાચકના મન પર ઠસાવવાને કવિ સજીવ અને નિર્જીવ વસ્તુઓમાં ભયનું આરોપણ કરે છે. 'નરક સાથી...પ્રજાળતો' ક્રોધને નરકનો સાથી કહ્યો છે. કારણ કે એ પાપનું મૂળ છે ને પાપી મનુષ્ય નરક સેવે છે, એવી આપણામાં માન્યતા છે. ક્રોધ ઉગ્રપણે ભડભડ બળે છે ને બીજાને બાળે છે.

## સ્વાધ્યાય

(૧) પુરોહિતની રાજભક્તિ ટૂંકમાં વર્ણવો. તે સંબંધી કવિની પ્રશંસાનાં વચનોવાળી પંક્તિઓ ટાંકો. શા માટે પુરોહિતે પોતાના દેહનું બલિદાન આપ્યું?

નીચેની લીટીઓ સમજાવો:—

(૧) તાપે ઊંડું વરુ.........વાદમાં કૈં તણાય.

(૨) મેવાડ રત્ન શું ખોશે...પ્રજળે ને પ્રજાળતો.

(૩) તપતું ત્યાં મહાતાપે...વન ને વિશ્વ તો બધું.

# કાલિકાની ૨૩૫ મી પાંદડી

( મુક્તધારા છંદ )

રજનીના સૌન્દર્યને પોતાનું સર્વસ્વ અર્પી,
સૂર્ય આ બિચારો પૂરે રખડે–અપાર;
રજનીના ખોળે નિજ શીશ મૂકી પ્રેમ માગે,
રજની ત્યાં ખોલે નિજ હૃદયનાં દ્વાર:–
લાખો સૂર્ય બીજા ત્યાં તો બંધને પડેલા દીસે,
પલકતા સોનેરી ત્યાં પાડે આંસુધાર;
પ્રિયા, તારે હૈયે એવા સેંકડો તેં બાંધ્યા ભલે
બાંધ મને પણ તારા હૈયા કેરો હાર !

## સ્વાધ્યાય

૧ શું મથાળું આપશો ? ( બિચારો સૂર્ય )
૨ રજનીને સુન્દર બનાવવા સૂર્યે પોતાનું સર્વસ્વ અર્પી દીધું. એ ખરૂં છે ? ( અસ્ત પામીને તેજ આપી દીધું. )
૩ રજનીને ખોળે શીશ મૂકવું એટલે શું ?
૪ લાખો સૂર્ય કયા ? સૂર્ય કેમ કહ્યા ? એની આંસુધારા કઈ ?
૫ સૂર્ય પોતે પણ બંધનમાં પડવા તૈયાર થાય છે: કઈ શરતે ?
૬ નીચે લખ્યા શબ્દો બરાબર વપરાયા છે, એ સિદ્ધ કરો:– સર્વસ્વ, બિચારો, અપાર, બંધન, ( આંસુ ) ધાર.
૭ દેશભક્તિથી નીતરતું સરસ કાવ્ય એટલે ?

# સદાકાળ ગુજરાત

જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત !
જ્યાં જ્યાં ગુજરાતી બોલાતી, ત્યાં ત્યાં ગુર્જરીની મ્હોલાત–ધ્રૂવ

ઉત્તર દક્ષિણ પૂર્વ કે પશ્ચિમ,
જ્યાં જ્યાં ગુર્જરનો વાસ;
સૂર્ય તણાં કિરણો દોડે ત્યાં,
સૂર્ય તણો જ પ્રકાશ.

જેની ઉષા હશે હેલાતી, તેનાં તેજ પ્રફુલ્લ પ્રભાત.
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત !

ગુર્જર વાણી, ગુર્જર લહાણી,
ગુર્જર શાણી રીત;
જંગલમાં પણ મંગલ કરતી,
ગુર્જર ઉદ્યમ પ્રીત.

જેને ઉર ગુજરાત હુલાતી, તેની સુરવન તુલ્ય મિરાત;
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત !

કૃષ્ણ દયાનંદ દાદા કેરી,
પુણ્ય વિરલ રસભોમ:
ખંડ ખંડ જઈ ગૂંજે ગર્વે
કોણ જાત ને કોમ !

ગુર્જર ભરતી ઊછળે છાતી, ત્યાં રહે ગરજી ગુર્જરમાત;
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદા ગુજરાત !

અણકીધાં કરવાના કોડે,
અપૂરાં પૂરાં થાય;
સ્નેહ, શૌર્ય ને સત્યતણાં ઉર,
વૈભવરાસ રચાય.

જયજય જન્મ સફળ ગુજરાત ! જયજય ધન્ય અટલ ગુજરાત;
જ્યાં જયાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત !

કવિ કહે છે ગુજરાતી સંસ્કૃતિ એટલી પ્રબળ છે કે જ્યાં જ્યાં ગુજરાતનો કોઈપણ બચ્ચો જાય ત્યાં ત્યાં એ પોતાની સંસ્કૃતિ સૂર્યના કિરણોની પેઠે લેતો જાય છે. વાણી-લ્હાણીમાં પણ ગૂજ-રાતીઓ અગ્રે હોય છે અને સર્વત્ર આનંદનું વાતાવરણ ઉપજાવે છે. કૃષ્ણ, દયાનંદ સરસ્વતી અને દાદાભાઈ નવરોજીની એ જન્મ-દાત્રી છે. ગુજરાતીઓ જાત કોમના ભેદ પાડયા વિના ગમે તે ખંડમાં પોતાની અસ્મિતા દેખાડે છે. દરેક સાચા ગુજરાતીના હૈયામાં સ્નેહ, શૌર્ય ને સત્ય વિલસે છે.

હેલાતી-ખૂબ આનંદમાં. ઉદ્યમપ્રીત-કામ કારવાની પ્રીતિવાળો. ફૂલાતી-રમી રહી છે. મિરાત-ધન, સુખ. દયાનંદ-આર્ય સમાજના આદ્ય સ્થાપક, વૈભવરાસે-સુંદર ગૂથણી. અદલ-યથાર્થ.

જેના સ્વ૦ સર રમણભાઈ પ્રમુખ હતા એ આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં આ કાવ્ય ગવાયું હતું.

મહોલાત-અનેક મોટાં મકાન. સૂર્ય-પ્રકાશ. કવિ દૃષ્ટાંત આપી સમજાવે છે કે જેમ સૂરજનાં કિરણો જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તેની ગરમી, તેનો ચળકાટ વગેરે હોય જ. તેજ પ્રમાણે ગુજરાતી લોકો જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તેમની સંસ્કૃતિ સાથે લેતા જ જાય છે. જેની-પ્રભાત=ગુજરાતી લોકોનું ભાવી ખૂબ ઉજ્જવળ છે, એવું આ ઉપરથી સૂચવાય છે. ગુર્જર-પ્રીતઃ ગુજરાતની ચાર વિશિષ્ટતા [૧] ગુજરાતી ભાષા [૨] લહાણું, [૩] વ્યવહારુ ડહાપણ, [૪] ઉદ્યોગપ્રીતિ [ જેને લઈ આજે કેનિયા જેવી ઉજ્જડ ભૂમિ વસવાયોગ્ય બની ચૂકી છે. ] લહાણી ( સં. लभनकम् ), પ્રા. લહાણુઉં. સુરવન-દેવોનું ઉપવન-નન્દનવનઃ 'સુરતાની વાડી' સાથે સરખાવાય ! મિરાત -પુંજી, મિલ્કત. સરખાવો.

"મુજ અબળાને મોટી મિરાત બાઈ,
શામળો ઘરેણું મારે સાચું રે." મીરાંબાઈ

કૃષ્ણ–શ્રીકૃષ્ણ દ્વારકાધીશ ગુજરાતી હતા. દયાનન્દ–આર્યસમાજના સ્થાપક અને વેદધર્મના પરમ ભક્ત. ઈ. સ. ૧૮૨૪–૧૮૮૩. મોરબી પાસે ટંકારા ગામના વતની હતા. દાદા–આખા હિન્દના દાદા તરીકે સુવિખ્યાત સ્વ. દાદાભાઈ નવરોજી પારસી હોઈ ગુજરાતી હતા. ઈ. સ. ૧૮૨૫થી ૧૯૨૭.

ગુર્જર માત–ગુજરાતીઓ દેશપરદેશમાં ખૂબ અથડાવાથી સારો વસવાટ કરી શક્યા છે. આથી ગુર્જર પ્રેમી જનોનાં હૈયાં ઊછળી રહે છે અને ત્યાં ગુર્જરી માતા પણ હર્ષનાદ કરી રહે છે.

સ્નેહ સ્થાય–ગુજરાતીઓની સફળતાનો આધાર પ્રેમ, શૌર્ય અને સત્યનિષ્ઠા પર જ છે.

કવિ ખબરદાર પોતે મદ્રાસમાં રહેતા, પણ હવે મુંબઈમાં રહે છે. ગુજરાતની બહાર રહેતા ગુજરાતીઓમાં ‘ અમે ગુજરાતી છીએ,’ ભાવના હંમેશ જાગ્રત રહે છે અને એથી જ બૃહદ્ ગુજરાત, મહાગુજરાત એવા શબ્દપ્રયોગો પ્રચલિત થઈ શક્યા છે.

## સ્વાધ્યાય

૧. ‘ સદાકાળ ગુજરાત ’ના ઉચ્ચારમાં કવિ શાનો સમાવેશ કરે છે ?

૨. ગુજરાતી તરીકે શી આવશ્યકતા સ્વીકારી છે, તે કવિના શબ્દોમાં, પણ તમારી ભાષામાં બરાબર જણાવો.

૩. ગુજરાતીઓ જાતકોમના ભેદ પાડ્યા વિના ગમે તે ખંડમાં પોતાની અસ્મિતા દેખાડે છે: આ મંતવ્યની ચર્ચા કરો.

૪. આ કાવ્યની સરસ પંક્તિઓની નોંધ કરો.

૫. ગુજરાતી તરીકે જેમણે નામના કરી હોય તેમના નામનિર્દેશ સાથે હકીકત રજૂ કરો.

# ન. ભો. દ્વિવેટિયા



[શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા (સન ૧૮૫૯-૧૯૩૭) નો જન્મ ઈ. સ. ૧૮૫૯માં અમદાવાદમાં થયો હતો. બી. એ. થઈ, મહેસૂલી અધિકારી અને મેજિસ્ટ્રેટનો ઓદ્ધો ભોગવી ઇ. સ. ૧૯૧૨-માં તેઓ નિવૃત્ત થયા. એમણે કવિ તરીકે 'કુસુમમાળા,' 'હૃદયવીણા,' અને 'નૂપુરઝંકાર,' ઉપરાંત પોતાના યુવાન પુત્રના મૃત્યુબાદ 'સ્મરણસંહિતા' નામક સુન્દર હૃદયદ્રાવક, કરુણપ્રશસ્તિયુક્ત કાવ્યો લખી ગુજરાતી આલમને મગરૂર બનાવી છે. તેઓ સમર્થ ગદ્યલેખક અને વિવેચક પણ હતા. એમની ભાષા સંસ્કૃતમય છતાં કૃત્રિમ નથી. કઠોર, કટુ અને ક્રૂર સત્ય કહેતાં એ ચૂકતા નથી. વ્યાકરણ અને વ્યુત્પત્તિશાસ્ત્રમાં પણ એમનાં પ્રયાસ અને સેવા અપૂર્વ છે. એમના ગદ્યગ્રન્થોમાં 'સ્મરણમુકુર' અને 'મનોમુકુર' વગેરે છે. તેમની સાથે મણિલાલ દ્વિવેદી, પ્રો. બ. ક. ઠાકોર, મણિશંકર રત્નજી ભટ્ટ—આ ચારે સાથે, તેમના યુગના તેઓ પ્રતિનિધિ-રૂપ છે. પાશ્ચાત્ય વિવેચનકલાના દર્શનની કસોટીમાં ઊતરનારાં સંગીતકાવ્ય આ નવીનયુગમાં જ ઉત્પન્ન થયાં.]

## કુસુમમાળાની ભેટ

ફૂલડાં ગૂંથતો મુજને નિરખી, હઠડે તું રહી હરખી હરખી;
મુજ સંગ રસે ફૂલગન્ધ ગ્રહી, અદકું દીધ સારભ પુષ્પ મહીં.
પ્રિય! તે તુજ કણ્ઠ સમર્પી રહું, ફૂલમાળ, અને ગ્રહું તે કર હું;
તુજ કણ્ઠ અને મુજ હસ્ત વિશે, પડી માળ મુને શી હસંતી દીસે!
ગૂંથી માળ અનુપમ દિવ્ય ફૂલે, મુજને તુજને દઢ બાંધી બળે;
મૃદુ બન્ધન એહ સુગન્ધ ભર્યું, ચિરકાળ રહો સ્થિર ઠામ ઠર્યું.

# બાલાશંકર ઉ. કંથારિયા

[અન્તરાલયુગ અને નવીન યુગના વચગાળામાં એક નોંધવાલાયક સંગીતકાવ્યોનો કવિ શ્રી બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા (સં.૧૯૧૪-૧૯૫૪) ભુલાય એમ નથી. નડિયાદના સાઠોદરા નાગર. પ્રારંભથી જ રેવન્યુ ખાતાની નોકરીમાંય સાહિત્યશોખ ને માતૃભાષાની સેવા કરવામાં અને પોષવામાં હોંશ ધરાવતા. એવી સરસ નોકરી છોડી સાહિત્યસેવા કરવાનું એ બીડું ઝડપનારા હતા. ૧૯૮૭માં 'ભારતીભૂષણ' ત્રૈમાસિક શરૂ કરેલું. વિવેચન, ગદ્ય, કાવ્ય વગેરે એમની સાહિત્યસામગ્રી હતી. હાફેઝ એમનો પ્રિય કવિ હતો. તેમની કેટલીક સુંદર ગઝલોને તેમણે ગુજરાતીમાં ઉતારી છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં થોડોક વખત આસિ. સેક્રેટરી તરીકે રહી 'બુદ્ધિ-પ્રકાશ'નું સંપાદન પણ કરેલું. મૃચ્છકટિક, કર્પૂરમંજરી, કલાન્ત કવિ, ચંદ્રાવલી, દેવદાસની રાજનીતિ—તેમની સાહિત્યકૃતિઓ છે. ]

## જિગરનો યાર

જિગરનો યાર જુદો તો બધો સંસાર જુદો છે,
બધા સંસારથી એ યાર બેદરકાર જુદો છે,
ગણું ના રાવરાયાને, ગણું ના આખી દુનિયાને,
પરંતુ જાન આ પર પ્યારીનો અખ્ત્યાર જુદો છે.
હજારો બોધમંદિરો મહીં નિત્યે ભલે જાજો,
અમો મસ્તાનના ઉસ્તાદનો દરબાર જુદો છે.
નથી તુજ બાપ માર્યો મેં અરે મૂર્ખો કહાં નિંદે ?
સમજ રે બેસમજ કે પ્રેમીનો આચાર જુદો છે.
બધા પરકાર તોફાને થઈ ચંચલ ચૂકે નિશાન,
અમારા ચિત્તનો ચારુ અચળ પરકાર જુદો છે.
ઘડીભર બેશ, બતલાવું, શિખાવું પ્રેમનો જાદુ,
અમો જાદુગરોનો યારનો બાઝાર જુદો છે.

થયો જે પ્રેમમાં પૂરો, થયો છે મુક્ત સર્વેથી,
મહામસ્તાન જ્ઞાનીના મગજમાં તાર જુદો છે.
નજર મારી પ્રિયા વિના ન દેખે કંઈ જગત આખે,
બીજાના બંધકારી પ્રેમનો તો યાર જુદો છે.
ગુરુ આદેશ છે અમને અવળ પંથે પડયા જઈએ,
દુનિયાથી પછી આ બાલ બેદરકાર જુદો છે.

સૂફીવાદની છાયાવાળા આ કાવ્યમાં મુખ્ય લક્ષ્યવસ્તુ, સંસૃતિનાં જાદુઈ દીપચિત્રો તરફ પુરુષ અને એની જોડે પ્રેમલગ્ન ભક્ત વચ્ચે અભેદપ્રેમી યુગલનો અભેદનો નિર્દેશ છે. એ લાગણીને કેન્દ્રભૂત કરી બીજા પોષક વિચારોને ખેલાવનારું આ સંગીતકાવ્ય છે.

ગઝલ તો જેમ અંગ્રેજીમાં Sonnet, ode વગેરે પદ્યઘટનાઓ છે તેવી ઘટના ફારસીમાં ગઝલની છે. ગઝલનો વિષય બહુધા પ્રેમ અને તેને અંગે ઉદ્દભવતી વિવિધ લાગણી હોય છે. તેનું બંધારણ અમુક નિયમોને વશ હોય છે. ગઝલમાં બને તેટલી સંક્ષિપ્તતા પણ જોઇએ.

## સમજુતી અને સ્વાધ્યાય

પરકાર–હોકાયંત્ર. હોકાયંત્રનો કાંટો સમુદ્રમાં તોફાન વખતે ઉત્તર તરફનું પોતાનું વહાણ ચૂકી જાય, પણ મનરૂપી હોકાયંત્રનો કાંટો હંમેશાં સ્થિર અને અચલ રહે છે. જિગરનો યાર–પ્રિય પદાર્થ માટે 'યાર' શબ્દ વપરાયો નથી.

૧. આ કવિતા કેવા પ્રકારની છે તે સમજાવો.

૨. યાર, પ્રિયા–શબ્દો કેવા અર્થમાં અહીં છે તેનો ખુલાસો કરો.

# મણિલાલ નભુભાઇ દ્વિવેદી

[શ્રી. મણિલાલ નભુભાઈ દ્વિવેદી (સને ૧૮૫૮–૧૮૯૮)ની કાવ્ય-કૃતિઓ જથામાં અલ્પ છે; પરંતુ એમાં ગુણોનો સંભાર સારો ભરેલો છે. અદ્વૈતવાદ એમનો મુખ્ય વિષય છે. સંસ્કૃત અને તળપદી શૈલી નીચે અંગ્રેજી સંસ્કારનાં સુચિહ્નન ગૂઢરૂપે દબાયેલાં જણાઈ આવશે. તેઓ નડિયાદના સાઠોદરા બ્રાહ્મણ હતા. બી. એ. થયા પછી ડે. એ. ઈન્સ્પેક્ટર પણ હતા. ભાવનગરની સામળદાસ કોલેજમાં સંસ્કૃતના પ્રોફેસર નીમાયા હતા. તેમના નાકના દર્દને લઈ તેમને નિવૃત્ત થવું પડેલું. તેમણે અખાના વિષય ઉપર પણ જુદી રીતે 'આત્મનિમજ્જન', 'અભેદોર્મિ' અને 'પ્રેમજીવન' ગ્રંથો લખ્યા છે. તેમને સૂફીવાદ ઘણો પ્રિય છે. 'કવી' ભાખેલ નિરાશામાં અમર આશા છુપાઇ છે,' એ એમની અમર કડી.]

## પ્રેમની છલક

પ્રેમની છલક છાઈ રે, ગગને આજ, પ્રેમની છલક છાઈ.
પૃથ્વી રહી છવાઈ, પર્વતો રહ્યા નાહી,
સચરાચરે ભરાઈ રે, ગગને૦ પ્રેમની૦
ભૂત ને ભવિષ્ય ગયા, વર્તમાન સર્વ થયા,
એકમાં અનેક રહ્યા રે, ગગને૦ પ્રેમની૦
કીડીથી કુંજર સુધી ગળી, ભેદબુદ્ધિ ઔંધી,
વાટડી અભેદ સુધીરે, ગગને૦ પ્રેમની૦
સાંભળશે કોણ રહેશે? શા થકી વખાણી લેશે?
ન કહ્યો કહેવાઈ રહેશે રે, ગગને૦ પ્રેમની૦
પ્રેમ જે કહી બતાવે, પ્રેમ જે કરી બતાવે,
મણિ તેને મન ભાવે રે, ગગને૦ પ્રેમની૦

આ કાવ્યમાં પાશ્ચાત્ય કવિ શેલીની અદ્વૈતદર્શનની શૈલી, અને અખાની અદ્વૈતવાણી–બન્ને અભેદભાવે વણાઈ ગયાં છે. એમના 'કાન્તા' નામના નાટકમાંનાં છૂટક છૂટક કાવ્યોમાં પણ સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યના સંસ્કાર બહુધા સમતોલરૂપે દેખાશે.

# રામનારાયણ વિ. પાઠક



[શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક (જન્મ સન ૧૮૮૭) જ્ઞાતિએ પ્રશ્નોરા નાગર અને ધોળકા તાલુકાના ગાણોલના વતની છે. વિલ્સન કોલેજમાં લોજીક અને મોરલ ફિલોસોફી લઇ ૧૯૦૮માં બી. એ. થઈ પ્રથમ વર્ગમાં આવ્યા. ત્યાં જ દક્ષિણા ફેલો નિમાયા. એલએલ. બી. થયા બાદ સાદરા, અમદાવાદ વગેરે સ્થળે વકીલાત કરી. અમદાવાદની જે. એલ. ન્યૂ ઈંગ્લિશ સ્કૂલમાં આચાર્યપદે, ૧૯૨૦માં અસહકાર થયો ત્યાં લગી, રહ્યા. ગુજરાત વિદ્યાપીઠમાં અધ્યાપકપદે નિયુક્ત થયા. ગુજરાતી સાહિત્યના મનનશીલ અભ્યાસનો પાયો આ વખતે જ નંખાયો. આજે તેઓ મુંબઈના ભારતીય વિદ્યાભવનમાં ગુજરાતી વિભાગના અધ્યક્ષ છે. દ્વિરેફની વાતો (૧-૨), સ્વૈરવિહાર (૧-૨), પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા, કાવ્યપ્રકાશનું ભાષાંતર, કાવ્યસમુચ્ચય (૧-૨), શેષનાં કાવ્યો વગેરે એમની કૃતિઓ છે.

સાહિત્યના ગદ્યપદ્ય બન્ને વિભાગો પર તેમની અલૌકિક અને કુનેહભરી વિવેચનાએ સિદ્ધહસ્ત લેખકોને પણ વિચાર કરતા કરી મૂકયા છે. વિવેચન, વાર્તા, કાવ્ય, હાસ્યનિબંધ—આ એમનો લેખનવ્યવસાય છે. ગુજરાતી સાહિત્ય પરિષદના સાહિત્ય વિભાગના બે વખત તેઓ પ્રમુખ ચૂંટાયા હતા. તેમજ ગુજરાતી સાહિત્યપરિષદના રાજકોટ અધિવેશન (સને ૧૯૪૬)ના તેઓ પ્રમુખ ચૂંટાયા હતા. તેમનાં લખાણોમાં વિશદતા, મિતાક્ષરતા, અલૌકિક વિચારણા તથા સરળતા તરી આવે છે. તેઓ વાર્તાઓ માટે 'દ્વિરેફ' ઉપનામ, કાવ્ય માટે 'શેષ' અને હાસ્યરસના લખાણો માટે 'સ્વૈરવિહારી' રાખે છે. છંદોવિધાનનું કૌશલ, રસવૈવિધ્ય, ચિંતનપ્રકર્ષ તથા વિજયી પ્રયોગશીલતામાં વિરલ સિદ્ધિ શ્રી. પાઠકને વરી છે.]

## જ્યારે આ આયખું ખૂટે

જ્યારે આ દેહમથી દેવે ધીરેલું આયખું ખૂટે,
જીવનનો તાંતણો તૂટે.

જેવી રીતે માત નીંદરતું બાળ ધીમેથી અંકમાં લિયે
માસે માસે અમાસને દિન દેવો મયંકને પીએ;
તેવી રીતે ગોદમાં લેજે, તારામાં સમાવી દેજે;
જ્યારે આ આયખું ખૂટે, જીવનનો તાંતણો તૂટે.

જેવી રીતે બાપ ખંખેરી ધૂળ બાળકના શીશને સૂંઘે,
થાકેલું બાપને ખભે ડોક નાંખી નિરાંતે ઊંઘે;
તેમ ખંખેરી લેજે, મને તું તેડી લેજે,
જ્યારે આ આયખું ખૂટે, જીવનનો તાંતણો તૂટે.

જેવા મહાન કવિના બસ જરા એક શબ્દને સ્પર્શી
ભાવક પ્રવેશે તેને વિશ્વ સ્વયં બસ રસને હર્ષે;
તેવો આકર્ષજે મુને, તારે રસ વર્ષજે મુને;
જ્યારે આ આયખું ખૂટે, જીવનનો તાંતણો તૂટે.

જેવી રીતે માળી ખરેલાં પાન, ક્યારામાં વાળી લિયે,
નવા અંકુર પાંગરવા કાજ, એ પાનને બાળી દિયે,
તેમ મુજ જીવનના સૌ શેષનું કોઈને ખાતર કરજે,
કોમાં નવજીવન ભરજે;

મારો કોને લોપ ન નડશો; મારો કોઈ શોક ન કરશો;
જ્યારે આ આયખું ખૂટે, જીવનનો તાંતણો તૂટે.
જ્યારે આ દેહમહીં દેવે ધીરેલું આયખું ખૂટે,
જીવનનો તાંતણો તૂટે.

# હરિહર ભટ્ટ

[ શ્રી. હરિહર ભટ્ટ અમદાવાદના પ્રસિદ્ધ સાહિત્યકારોમાંના એક છે. ગુજરાતનાં માસિકોમાં પ્રગટ થયેલાં એમનાં કાવ્યોએ કાવ્યરસિક ગુજરાતીઓનું ધ્યાન ખેંચ્યું છે. ખાસ કરીને સને ૧૯૨૫માં તેમણે લખેલા 'એક જ દે ચિનગારી'ના કાવ્યે ગુજરાતમાં એમનું નામ જાણીતું કર્યું છે. આ કાવ્ય એક પ્રાર્થના છે. એને યોગ્ય વિનમ્રભાવ ઉતારવામાં કવિ બહુ સફળ થયા છે. બે માન્ય વિવેચકો શ્રી. નરસિંહરાવ તથા પ્રો. બ. ક. ઠાકોરે તેમને પ્રથમ આવકાર્યા હતા. અને શ્રી. રામનારાયણ પાઠકે ૧૯૩૪માં કાવ્યોનો સંગ્રહ 'હૃદયરંગ'રૂપે બહાર પડતાં ઉપોદ્ઘાત લખી વિશેષ આવકાર્યા છે.

કવિ પોતાને માટે એક ચિનગારી–જ્ઞાનરૂપી અગ્નિના એક તણખાની યાચના કરે છે. આવો તણખો પ્રાપ્ત કરવાને સારુ આખી જિંદગી પ્રયાસ કર્યો છતાં તે અફળ ગયો. એમ જણાવીને કવિ વિશ્વ તરફ પોતાની નજર ફેરવે છે તો એમને પ્રકૃતિના સર્વ પનોતા પુત્રો–ચાંદો, સૂરજ, તારાઓ–મહાનલનો પ્રસાદ મેળવીને આભ–અટારીમાં પ્રકાશી રહેલા દેખાય છે; તથાપિ પોતાની નાની શી સગડી સળગી નહિ એથી કવિને દુઃખ થાય છે–એમની ધીરજ ખૂટે છે, ને છેલ્લી બે પંક્તિઓમાં યાચના કરે છે:—

'વૈશ્વાનર ! હું અધિક ન માગું, માગું એક ચિનગારી.'

કાવ્યની સંગીતમયતા એને વધુ અસરકારક બનાવે છે. ]

## (૧) ચિનગારી

એક જ દે ચિનગારી; મહાનલ ! એક જ દે ચિનગારી.
ચકમક લોઢું ઘસતાં ઘસતાં, ખરચી જિંદગી સારી;
જામગરીમાં તણખો ન પડ્યો, ન ફળી મહેનત મારી.–મહાનલ !
ચાંદો સળગ્યો, સૂરજ સળગ્યો, સળગી આભ અટારી;
ના સળગી એક સગડી મારી, વાત વિપતની ભારી.–મહાનલ !
ઠંડીમાં મુજ કાયા થથરે, ખૂટી ધીરજ મારી;
વૈશ્વાનર ! હું અધિક ન માગું, માગું એક ચિનગારી.–મહાનલ !

અપૂર્વ કવિત્વપ્રેરણાથી જન્મ પામેલા આ સુન્દર કાવ્યમાં જે ચિનગારીની પ્રાર્થના કરી છે તે આ કવિને મળી જ ચૂકી છે;

નહિ તો આ કાવ્ય રચાય જ નહિ. ચિનગારીનું ઉપમેય શું? મહાનલ કયા મૂળ પદાર્થના ચિહ્ન–symbol–તરીકે ધાર્યો છે? એ ધ્વનિનું દર્શન જુદા જુદા પરીક્ષકો, જુદા જુદા પ્રસંગવિનિયોગમાં, જુદી જુદી રીતે આપશે. નિસર્ગસિદ્ધ, અસાધારણ પ્રતિભાવાળા સંસ્કારશુદ્ધ કવિની આ સંસ્કારશુદ્ધ કવિતા હશે એમ શું નથી લાગતું?

આજના બીજા કવિઓ સાથે આની ભાવના સરખાવી જુઓ. નવા લેખકોમાં ઘણી વાર દુર્બોધતા, અસ્પષ્ટતા, ભાષાની જટિલતા વગેરે આવે છે તે તેમનામાં આવતાં નથી.

ચકમક લોઢું ઘસતાં ઘસતાં–સંસારના ઝંઝાવાતોના વમળો વચ્ચે અથડાઈને આ દેહને ઘસી નાખ્યો. ન સળગી–બધામાં ચેતન પ્રગટ્યું, માત્ર મારી આત્મારૂપી સગડી સળગી નહિ; મારા જ આત્મામાં ચેતનની ચિનગારી વસી નહિ. મહાનલ–આ સૃષ્ટિનાં તત્ત્વો પ્રથમ અગ્નિમાંથી ઉત્પન્ન થયાં મનાય છે, માટે સૃષ્ટિના સર્જનહાર તે મહાનલ–વૈશ્વાનર. કવિએ મૂળ શબ્દ ‘વિશ્વાનલ’ વાપરેલો છે. વિશ્વ+અનલ=વિશ્વાનલ. એથી પણ એ જ અર્થની નિષ્પત્તિ થાય છે.

## (૨) મહાકાવ્ય

તું મહાકાવ્ય બની વિશ્વ વ્યાપી રહ્યો
ત્યાં વળી કવિતડું શું કરું હું?
અખિલ બ્રહ્માણ્ડ રસરાજ રેલી રહ્યો,
રસ તણી વાડકી શું ધરું હું?
સૃષ્ટિ શણગારી અદ્ભુત અલંકારથી
વાગ્–અલંકાર ત્યાં વ્યર્થ ભાસે;
મોહ નથી કાવ્યનો, માત્ર જીવી રહ્યો
તુજ મહાકાવ્યની એક આશે.

ઉપરનું કાવ્ય વાંચતાં પંદરમા શતકના **નરસિંહ મહેતાનું** એક કાવ્ય તરત સ્મૃતિપ્રદેશ પર આવી રજૂ થઈ જાય છે:

નિરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો, તે જ હું તે જ હું શબ્દ બોલે;
શ્યામના ચરણમાં ઇચ્છું છું મરણ રે, અહિંયાં કોઈ નથી કૃષ્ણ તોલે.
જળહળ જ્યોત ઉદ્યોત રવિ કોટમાં, હેમની કોર જ્યાં નીસરે તોલે,
સચ્ચિદાનંદ આનંદક્રીડા કરે, સોનાના પારણા માંહી ઝૂલે.

ક્યાં ૧૯૨૫ની સાલમાં રચેલું ઉપરનું શ્રીહરિહર ભટ્ટનું કાવ્ય અને ક્યાં પંદરમા શતકનું આ કાવ્ય! છતાં બન્નેમાં સામ્ય છે. બન્નેમાં વિષયની સમાનતા એક પ્રકારની છે. એક જ વસ્તુનું દર્શન છે, છતાં કાંઈક ભિન્નતા—ગૂઢ છતાં પ્રત્યક્ષ ભિન્નતા: દષ્ટિક્ષેપના પ્રકારમાં ભિન્નતા છે. સોઽહમ્‌નો નાદધ્વનિ ગગનમાં ઘૂમતા એટલે કે સારા વિશ્વમાં એકસરખી રીતે વ્યાપી રહેલા પરમાત્માનું પૂરેપૂરું સ્વરૂપદર્શન નરસિંહ મહેતા આપે છે. કવિ હરિહર ભટ્ટ વિશ્વમાં વ્યાપી રહેલા મહાકાવ્ય સ્વરૂપે સારા વિશ્વમાં વ્યાપ્ત રસરાજ પ્રેમ-સ્વરૂપે પરમાત્માની સમીપ છે અને તેની આગળ પોતાની દીનતા પ્રગટ કરે છે. કવિત્વનું અસામર્થ્ય અલ્પ રસનું નૈવેદ્ય સમર્પવાની અનિચ્છા દર્શાવે છે.

## (૩) ગતબાલકોને

સુકોમળ સુપુષ્પ કૈં ખીલી સવાર સાંજે ખરે,
ઊગી ગગન તારલા ક્ષણ રહી કંઈ આથમે,
દીઠાં સ્વપ્ન દશ્ય તે નહિ સવારના સાંપડે,
બન્યાં જીવન એ સમાં તમ તણાં અહીં ભૂપરે.
ગયાં સહુ ગયાં: પળ્યાં સ્વપથ સૌ: ન એકે રહ્યાં,
રહ્યાં સ્મરણ–પાત્ર ને સ્મરણ દુઃખ જે જે સહ્યાં;
હસ્યાં કંઈ રડ્યાં, કવિ જયમ હસે રડે કાવ્યમાં,
સ્મરું હું તમ જીવનો સરલ–કાવ્ય–ઝરણાં સમાં.

# ત્રિભુવન પ્રેમશંકર કવિ

[ કલાપીના સમકાલીન અને ' કલાપીના દુહાગી ફકીર ' તરીકે પોતાની જાતને ઓળખાવતા કવિ ત્રિભુવન પ્રેમશંકર કાઠિયાવાડમાં આવેલ મહુવા બંદરના રહેવાસી હતા. તેમનાં કાવ્યો પ્રમાણમાં પુષ્કળ નથી, છતાંય કાવ્યસાહિત્યની તેમની સેવા વિસરાય તેવી નથી. તેઓની શૈલી સરળ અને વિચારો ભાવવાહી છે. પદબંધ કંઈક ક્લિષ્ટ કહી શકાય. તેઓ રાજવી કવિ કલાપીના અનન્ય ભક્ત હતા; ને તેમના મૃત્યુ પછી તેઓએ લખેલો ' કલાપીવિરહ ' તેની ખાતરી આપે છે. ]

## માનસરનાં મોતી

માનસરનાં મોતી રે હંસલાઓ ચૂગતા રે જી,
કરે નહીં અન્યનો કદીએ આહાર;
લંઘનને વેઠી રે પીંડ પોતે પાડતાં રે જી,
હંસલાના જેવા હમારા હાલ;
માનસરનાં મોતી રે—

લક્ષ એક રાખી રે ડોલે નટવા દોરડે રે જી,
સુરતા એની બીજે નહિ બદલાય;
ચૂકયે ય જીવ જાયે રે, મોજ એને મળે નહીં રે જી,
લક્ષ મારું તું વિણ હવે વહી જાય;
માનસરનાં મોતી રે—

દીપકસગ સાથે રે જીવન એનાં જામિયાં રે જી,
એ તો એમાં અંગનો કરતાં હોમ;
દીપ વિણ અંધારાં રે એને તો અળખામણાં રે જી,
પતંગના જેવી અમારી કોમ;
માનસરનાં મોતી રે—

વારિ વિણુ મછીઆં ને તું કહેને જીવે કેમ કરી રે જી,
જેનાં જીવન વસેલાં જલધિની માંહ;
ક્ષણુ એક વિખૂટાં રે વીરા ! એ ના વેઠી શકે રે જી,
મારો જીવ તું-જળ વિણુ એમ જાય;
માનસરનાં મોતી રે—

વારે વારે વેધુ રે પુરાને શું પાઠવું રે જી?
અજાણ્યો આ ઉરનો નથી તું લગાર;
દયાળુ બનીને રે દર્શન દેજે દ્વિજને રે જી,
વિભુ હવે રખે લગાડે તું વાર;
માનસરનાં મોતી રે—

લંઘનને વેઠી રે-ભૂખ્યા રહે. સુરતા-ધ્યાન. વારિ-પાણી. મચ્છીઆં-માછલાં.

# મણિકાન્ત

[શ્રી શંકરલાલ મગનલાલ પંડ્યા સાહિત્યનામ 'મણિકાન્ત'થી (સં. ૧૯૪૦–૧૯૮૩) જ સુવિદિત છે. હળધરવાસના તેઓ વતની હતા અને જ્ઞાતિએ ઔદીચ્ચ ટોળકીઆ હતા. તેમનાં પત્ની શ્રીમતી મણિબહેનના નામ ઉપરથી તેમનું સાહિત્યનામ 'મણિકાન્ત' રખાયું હતું. પ્રારંભમાં શરૂ કરેલી ગાયકવાડી રાજ્યની શિક્ષક તરીકેની નોકરી તેમણે ટૂંક સમયમાં ફગાવી દીધી અને મુંબઇમાં મેસર્સ મંચેરજી વાડીલાલની કું. માં રહી અનુગુણતાનો પ્રત્યક્ષ પરિચય લીધો–દીધો. 'મણિકાન્ત કાવ્યમાળા' એમની મોટી દોલત ગણી શકાય. દલપતશાહી કાવ્યોની સચોટતા તેમનાં કાવ્યોમાં સરસ રીતે તરી આવે છે. એક દિવસ તેમની આ કૃતિ એકેએક ગૂજરાતી ઘરમાં જીવતી જાગતી ગુંજારવ કરતી હતી. અને તેની તરજો ઝટ મોઢે થઈ જતી હોઈ તેમની કાવ્યપંક્તિઓને કંઠાગ્રે રાખવામાં જનતા રસ લેતી. તેમનામાં હૃદયહુન્નર થોડો હશે, પણ છે તેટલો કમાલ કામ કરી શકે છે. તેમને આ યુગના શામળ કહીએ તો પણ ચાલે. જેની ત્રીસહજાર પ્રતો ચપોચપ ઊપડી ગઇ છે, એ લોકકવિ નહિ તો બીજું શું કહી શકાય? નીચેની કાવ્યકૃતિ તેમની શક્તિનો પરિચય આપશે.]

## ગુજરાત

હિંદભૂમિ હે માત! નિર્મળ તારા ઉદર પર;
ગુણવંતી ગુજરાત, પાલવ સમ પથરાઈ છે!
ગણાય હિન્દુસ્તાન! વાડી વિશ્વંભર તણી!
તેમાં તું ગુજરાત! મિષ્ટ દ્રાક્ષનો માંડવો!
મહેમાનોને માન, દિલભર દેવોને સદા;
પાથરતા નિજ પ્રાણ, પ્રેમ થકી ગુજરાતીઓ!
વિદ્યાનું રહેઠાણ, સાહિત્યે તું શોભતી;
કવિ–લેખકની ખાણ, ગુણવંતી ગૂર્જર ભૂમિ.

ક્યાં છે વીર રજપૂત? વીરાંગનાઓ પણ નથી;
ધનભંડાર અખૂટ હતો હવે તે ક્યાં ગયો?

રુદ્રમાળનું રૂપ, જોતાં ભૂપ જશો ભૂલી;
હાડ ઊભાં છે ચૂપ, આત્મા તો ઊડી ગયો!

સહસ્રલિંગ તળાવ, ક્યાં છે? પંથી પૂછતા;
આ ઝાંખો દેખાવ, આ ઠેકાણે તે હતું!

પ્રથમ રાજ્ય રજપૂત, પછી મુસલમાની થયું;
તેનો આણી અંત, મોગલ સત્તાધીશ થયા.

મહાન મોગલરાજ્ય, અંતે તે નિર્બળ થયું;
તેથી ગુર્જર તાજ, ગયું મરાઠા હસ્તમાં.

ઘણુંખરું ગૂજરાત, બ્રિટિશને તાબે થયું;
શેષ રહ્યો તે ભાગ, સત્તા ગાયકવાડની.

અજબ ચરોતર પ્રાંત, તરમાં તર ગુજરાતમાં;–
ઉદ્યોગી પણ શાંત, શહેર ગામ ને ગામડાં.

રાજનગરની પાસ અને ચરોતર ચોટલે;
મનહર હળધરવાસ, શોભે સેંથે તાજ સમ.

નિર્મળ આછાં નીર, વેત્રવતીનાં જ્યાં વહે;
તે સરિતાને તીર, તંબુ હળધરવાસના.

ભરતી પાછળ ઓટ – એ કુદરતનો કાયદો;
ભવ્ય પડેલો કોટ, શાખ પૂરે વૈભવ તણી.

વૈભવવંતી ખાસ રમ્ય રૂડી વાડવપુરી—
ભાંગી હળધરવાસ વસ્યું વિધિના લેખથી.

# નર્મદાશંકર બા. પંડ્યા

[ શ્રી. નર્મદાશંકર બાલાશંકર પંડ્યા (જન્મ સન ૧૮૯૩) રાજપીપળાનાંદોદના વતની છે. તેઓ બી. એ., એસ. ટી. સી. છે. ૧૯૦૪થી ૧૯૧૮ સુધી સરકારી ગ્રાન્ટ–ઈન–એઈડ સ્કૂલોમાં શિક્ષક હતા. પછી અસહકારમાં જોડાતાં સૂરત જિલ્લાના અગ્રણી બન્યા છે. એમની કૃતિઓમાં 'સંસારદર્પણ' વગેરે અનેકનો સમાવેશ થાય છે. ]

## ગૃહદેવીઓનું મંગલગીત

અમે સ્નેહ ને સૌજન્ય કેરી દેવીઓ રે લોલ !
અમે સ્વર્ગથી સંસાર તટે ઊતર્યાં રે લોલ !
અમે શાન્તિ ને આનન્દ બધે રેલીએ રે લોલ !
અમ હાસ્યમાં જો તેજના અંબાર છે રે લોલ !
અમે વાણીથી સ્વર્ગસુધા રેલીએ રે લોલ !
અમ નેણમાંથી પ્રેમની ધારા ઝરે રે લોલ !
અમે ધાત્રીઓ સંસારની કહેવાઈએ રે લોલ !
અમે વીર કાંઈ ઉછંગમાં ઝુલાવીએ રે લોલ !
અમ ઉરથી અમૃતની સેરો ઝરે રે લોલ !
અમી ખાઇને દેવાંશીઓ ઉછેરીએ રે લોલ !
અમે વિશ્વના સંતાપ સર્વ ફેડીએ રે લોલ !
તપ્યા માનવીને છાંય શીળી આપીએ રે લોલ !
દુઃખી માનવીનું શીર અંક રાખીએ રે લોલ !
અમે ઉતર્યાં રોતાનાં આંસુ લૂછવા રે લોલ !
અમ હાસ્ય થકી શોભતો સંસાર રે લોલ !
અમે વિશ્વમાં સૌન્દર્યના અવતાર શાં રે લોલ !
અમે કાન્તની માનીતી ગૃહદેવીઓ રે લોલ !
અમે રાજી તો પ્રભુ સદા પ્રસન્ન છે રે લોલ !
અમે સ્વર્ગને સંસારમાં ઉતારીએ રે લોલ !
અમે સ્નેહ ને સૌજન્ય કેરી દેવીઓ રે લોલ !

# ઉપેન્દ્રાચાર્ય

[શ્રી. ઉપેન્દ્રાચાર્ય 'શ્રેયઃ સાધક વર્ગ'ના સ્થાપક, શ્રીમન્નૃસિંહાચાર્યના પુત્ર એક સુંદર કવિ, સરસ નાટયકાર, ઉચ્ચ પ્રકારના ગદ્યલેખક, વાર્તાકાર અને તત્ત્વચિંતક હતા. તેમના ધાર્મિક ઉરતંત્રમાં કલાભાવના, યોજકશક્તિ, સૌન્દર્યસ્નેહ અને કવિતા સભર ભર્યાં પડયાં હતાં: એની સાક્ષી એમના પ્રમુખપણા નીચે ઉજવાયેલાં અનેક સંમેલનોમાં મળી રહેતી. તેમનાં રાસ, ગીત અને ગરબા બહુ જ સંસ્કારી વર્ગની બાળિકાઓ અને યુવતીઓ દ્વારા ગૂજરાતપ્રસિદ્ધ બની ચૂકેલાં છે. ગુજરાત એમનો પૂરો પરિચય અને લાભ પામે તે પહેલાં તેઓ સને ૧૯૩૭માં સ્વર્ગવાસી થયા. તેમનું સ્થાન વડોદરામાં હતું.]

## અંતર્જ્યોતિ

મારા અંતરમાં જ્યોતિ એક જાગી, સુભાગી કોઈ
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો !

જેની દીપ્તિથી માયા દૂર ભાગી, સુહાગી કોઈ
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો ! મારા૦

રશ્મિ એ અલૌકિક જીવનને ઉજાળતી,
અંતરનાં તિમિરને તે સહજમાં બાળતી;
પૂર્ણપણે તેમાં અનુરાગી, મહાભાગી કોઈ
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો ! મારા૦

જે કાંઈ જેવું છે તેવું બતાવતી,
ભ્રાંતિને ટાળીને સ્વરૂપને જણાવતી;
અન્ય સર્વ આસક્તિ ત્યાગી, વિરાગી કોઈ
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો ! મારા૦

પૂર્ણ અભિમુખતાએ રશ્મિને ઝીલાવે,
તન્મય થાતાં હૃદય-જ્યોતિને જગાવે,

સિદ્ધિ સધાવે મેં માગી, બડભાગી કોઈ
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો ! મારા૦

## (૨) છેલ્લી ક્ષણે

આશા ન છોડીશ જીવ ! માથે છો વિપત્તિ ઘણુઘણે,
સાચે પ્રભુને સ્મરીશ તો તે પ્રગટશે છેલ્લી ક્ષણે.

લજ્જા જવા દુઃશાસને વસ્ત્રો હર્યાં વેગે ઘણે,
પણ દ્રૌપદીના આર્તનાદે સ્હાય મળી છેલ્લી ક્ષણે.

ગ્રાહે વિપત્તિ પ્રબલ આણી મસ્તકે હાથી તણે,
તલપૂર બૂડવી સૂંઢ રહી ત્યાં સ્હાય મળી છેલ્લી ક્ષણે.

'હમણાં ફજેતો થાય છે' એમ ન્યાત આખી ગણુગણે,
નરસિંહ મહેતાની પૂરાઈ છાબ ત્યાં છેલ્લી ક્ષણે.

અવસાનકાલ અજામિલે મતિ ધરી નારાયણે,
તો જીવનભરના વિરોધીને મુક્તિ મળી છેલ્લી ક્ષણે.

ઘેલી બનેલી ગોપીઓ જે કશાને પણ ના ગણે,
તેને રસિકરાજે ચખાડયો સ્નેહરસ છેલ્લી ક્ષણે.

માર્કંડમૃત્યુ સાધવા યમરાજ જ્યાં પળપળ ગણે,
ત્યાં શંકરે પ્રગટી ચિરાયુ દઈ દીધું છેલ્લી ક્ષણે.

છે આશ, શ્રદ્ધા, ધૈર્ય તો કાચા સૂતરને તાંતણે
બંધાઈ આવી પ્રભુ બાજી પલટશે છેલ્લી ક્ષણે.

પ્રભુ અભિમુખ જન તો નિરંતર બચે છે છેલ્લી ક્ષણે,
ને પ્રભુવિમુખ પામે પરાજય તેહ પણ છેલ્લી ક્ષણે.

છેલ્લી ક્ષણે–કટોકટીના વખતે. ગ્રાહે–મગરે. ચિરાયુ–લાંબું આયુષ્ય.

દ્રૌપદીના આર્તનાદે—જુગારમાં યુધિષ્ઠિર હાર્યા અને દ્રૌપદીનાં ચીર દુઃશાસને ઉતારવા માંડ્યાં તે વખતે દુઃખભરી પ્રાર્થના દ્રૌપદીએ કરતાં અંતરીક્ષપણે શ્રીકૃષ્ણે વસ્ત્રો પૂરાં પાડી લાજ રાખી હતી.

આહે વિપત્તિ પ્રબલ આણી—ભાગવતમાં ગજેન્દ્રમોક્ષનો પ્રસંગ છે તે પ્રમાણે ગજેન્દ્રને પાણીમાં મગરે પગથી પકડ્યો હતો. બળવાન મગર તેને પાણીમાં ઊંડે લગી ખેંચી ગયો અને તલભર સૂંઢ રહી, જલ ઉપર, તબ હરિ નામ પુકાર્યો અને ભગવાને તેનો ઉદ્ધાર કર્યો.

હમણાં ફજેતો થાય છે—નરસિંહ મહેતાની પુત્રી કુંવરબાઈના મામેરાનો પ્રસંગ આગળ આવી ગયો છે. ભક્તકવિની છેલ્લી પ્રાર્થના થતાં જ ભગવાને તેની ભીડ ભાગી હતી.

અવસાનકાલે અજામિલ—ભાગવતનો આ પ્રસંગ છે. અજામિલ એ કાન્યકુબ્જ દેશમાં રહેનાર બ્રાહ્મણ હતો. તેણે તેનાં માતપિતા અને પરિણીત સ્ત્રીનો ત્યાગ કરી એક શૂદ્ર સ્ત્રી સાથે સંસાર માંડ્યો હતો. આ શૂદ્ર સ્ત્રીથી તેને એક નારાયણ નામે પુત્ર થયો હતો. એક વખતે નારાયણને હાક મારતો હતો તેટલામાં જ એણે વિષ્ણુદૂત અને યમદૂતનો સંવાદ સાંભળ્યો. એ સંવાદ એના અંગેનો હતો, એટલું જાણતાં તેને ઘણો જ પશ્ચાત્તાપ થયો. તેણે તેની શૂદ્ર સ્ત્રીનો ત્યાગ કરી ગંગાદ્વારે જઈ ભજન કરવા માંડ્યું એથી એને ઉત્તમ લોકની પ્રાપ્તિ થઈ.

માર્કંડમૃત્યુ—માર્કંડઋષિ, શિવના વરદાનથી તેમનું આયુષ્ય ચૌદ કલ્પ જેટલું થયું હતું. આજે આશીર્વાદમાં પણ 'માર્કંડઋષિનું આયુષ્ય' એમ કહેવાય છે.

### સ્વાધ્યાય

૧. પ્રભુભક્તિનું માહાત્મ્ય વધારવા કયાં દૃષ્ટાન્તો કવિએ ઉપયોગમાં લીધાં છે? એ દૃષ્ટાન્તો વડે એની સિદ્ધિ કેવી રીતે નિષ્પન્ન થાય છે?

૨. ગજેન્દ્રમોક્ષની આખ્યાયિકા લખો.

૩. કુંવરબાઈના મામેરામાં આવતી ચમત્કારી કથાનું વર્ણન કરો.

૪. નીચેના ઉપર દશદશ લીટીમાં હકીકત જણાવોઃ—
અજામિલ, માર્કંડમૃત્યુ, સ્નેહરસ, દુઃશાસન અને અંતર્જ્યોતિ.

# દેશળજી પરમાર

[ શ્રી દેશળજી કાનજી પરમાર (જન્મ સન ૧૮૯૪) જાતે રજપૂત અને ગોંડલ સંસ્થાન તાબાના ગણોદ ગામના વતની છે. એક ઉચ્ચ શિક્ષક તરીકે તેમનું નામ કાઠિયાવાડ એજન્સીમાં જાણીતું છે. ૧૯૧૫માં બી. એ. થયા પછી અમદાવાદના વનિતા વિશ્રામમાં શિક્ષક હતા. સાહિત્ય અને કળા એમના પ્રિય વિષયો છે. તેમનું પ્રવૃત્તિકેન્દ્ર 'કુમાર' માસિકથી પ્રારંભાયું હતું. નવ ગુજરાતના પ્રતિનિધિ કવિ અને લેખક તરીકે એમને ઓળખાવી શકાય. 'ગૌરીનાં ગીતો' ની એમની કાવ્યકૃતિ સરસ ખ્યાતિ ધરાવે છે. એમનાં ગદ્યલખાણ પણ પદ્યની પેઠે ભાવનાભર્યાં અને કવિત્વમય છે.]

## તું ઊઠ જાગ

[ વસંતતિલકા ]

તું ઊઠ જાગ, જગ પાછળ કાં પડ્યો છે,
શાને કવેળ જડ નીંદરતો રહ્યો છે ?
આ પ્હોર યૌવન તણો નહીં ઘોરવાને,
આ રાષ્ટ્ર, આ યુગ નથી અનુશોચવાને.

તું ઊઠ, જાગ, ફરી પૂર્વ પ્રદેશને જો,
જોને ઉડંત નવચેતનવંત નેજો;
તેજસ્વી નેત્ર, મુખ લાલ, વિશાળ ભાલ,
કલ્લોલતાં હૃદય, અંતર આત્મવાન.

તું ઊઠ જાગ, જલદી બન સાવધાન,
બીડું પડ્યું ઝડપ ને કર પ્રાણદાન;
ગંભીર ઘોર ઘૂમતો સુણ શંખનાદ,
ઘંટારવે પડી રહ્યો નિજ દેશસાદ.

તું ઊઠ, જાગ, જનમંડળને જગાડ,
થા મોખરે, અરુણ નોબતને વગાડ;

શસ્ત્રાસ્ત્ર સજ્જિત થઈ ભરતી ભરી દે,
સ્વાતંત્ર્યયજ્ઞ મહીં કેસરિયાં કરી દે.

તું ઊઠ, જાગ, જગ તારી જ વાટ જોતું,
જો જો ! અપૂર્વ પ્રતિભાભાર ભાવિ રહેતું;
મોંઘો ઘણો સમય સાહસ વીરશ્રીનો,
ઉચ્ચોચ્ચ કર્મ કર તું પુરુષાર્થ–ભીનો.

તું ઊઠ, જાગ, બન વાહક પ્રેરણાનો,
સંદેશ દે પ્રજળતા ઉરની પ્રજાનો:
તું ઊઠ, જાગ, પ્રગટાવ જ પ્રાણસ્રોત,
અંધેર બાળી ઝળકાવ સ્વરાજ્યજ્યોત.

આ યુગ નથી અનુશોચવાને–કર્મયુગની દૃષ્ટિએ માથે હાથ દઈ ને બેસી રહેવુ એ શરમાવનારી બિના છે. ઘોર–ભયાનક, બિહામણો. ગુજરાતીમાં આ જ અર્થમાં 'અઘોર' શબ્દ વપરાય છે; જ્યારે સંસ્કૃતમાં તેનો અર્થ રમણીય, સુંદર એવો થાય છે. 'કલ્લોલતાં હૃદય...' પૂર્વ દિશામાં ઊગેલા તેજસ્વી નેત્ર, મુખ અને ભાલવાળા ભવ્ય ભગવાન સૂર્યનારાયણ નવચેતનની પ્રેરણા આપતા નિશાનો (નેજો) દશે દિશામાં ઉડાવી રહ્યા છે; એ કિરણોથી અનેક માનવીઓનાં હૃદયો ઉલ્લાસમય બને છે ને અંતર દૃઢસંકલ્પી થાય છે. આખું જગત જ્યારે પ્રગતિના પંથ સેવાને આગળ ધપી રહ્યું છે, ત્યારે હિન્દી યુવાન આળસમાં પડી રહ્યો છે એમ માનીને હિન્દમાતા એને બોધ આપે છે.

## સ્વાધ્યાય

૧. સ્વાતંત્ર્યયજ્ઞનો ઇતિહાસ વર્ણવો. સ્વાતંત્ર્યપ્રાપ્તિમાં જેમણે પોતાના જાન આપ્યા તે માટે દેશની કઈ ફરજ હોઈ શકે?

૨. હવે સ્વાતંત્ર્યયુદ્ધ પૂરું થયું છે, છતાં સ્વાતંત્ર્યપ્રાપ્તિ જેવું કંઈ લાગે છે? સકારણ જવાબ લખો.

# પ્રિયમ્

## શુષ્ક મિલન

દુનિયાની નજરમાં શુષ્ક મિલનની ઘડીથી શું ?
હૃદયસંતોષ પ્રાપ્તિથી જિગર ભીનું થયું તો શું ?

સમય આવ્યો ગયો તોયે મૂલ્યા વૈભવ પછીથી શું ?
જુવાની આવતાં પૈસો ગયો તે વાત કહેતાં શું ?

ઘણા મિત્રો, ઘણા દુશ્મન, બનાવ્યા છે પછીથી શું ?
જુવાની-મિત્ર-દુશ્મનસંગ-થયા આલમ બને તો શું ?

અજાયબ દુનિયા માંહી, અજાયબ ભાવના તો શું ?
અજાયબ પાપકૃત્યોમાં અજાયબ ભાવના તો શું ?

મળ્યે લક્ષ્મી, મળ્યે વૈભવ, નથી જ્યાં વાંછના ત્યાં શું ?
હૃદય ભીનું બની વિશ્વાસ ના જીત્યો પછી ત્યાં શું ?

પ્રભો ! હું ભીખ માગું છું, સુણો કે ના સુણો તો શું ?
મને વિશ્વાસની દૃષ્ટિ અનુપમ આપશો તો શું ?

બધા મિત્રો, બધે છે સ્નેહ એવી આર્દ્રતાથી શું ?
કશું ના માગવું બીજું-મળી દૌલત બધી તો શું ?

**સ્વાધ્યાય**

૧. 'શુષ્ક મિલન' કેમ ? મિલન શુષ્ક ક્યારે કહેવાય ?
૨. લક્ષ્મી હોવા છતાં દુઃખ શાથી જણાય છે ? સાચું સુખ મળ્યું ક્યારે ગણાય ?
૩. અજાયબ દુનિયામાં અજાયબ ભાવના હોવા છતાં તેની કશી જ કિંમત નથી ? તો ભાવનાની કિંમત ક્યારે ગણાય ?
૪. 'હૃદય ભીનું' હોય તો જ વિશ્વાસ મેળવી શકાય, એટલે શું ?
૫. દુનિયાની દોલત મળવા છતાં પણ શું નથી મળી શકતું ?

# 'સ્નેહરશ્મિ'

[ શ્રી. ઝીણાભાઈ રતનજી દેસાઈ (જન્મ સન ૧૯૦૩) સાહિત્યનામ 'સ્નેહરશ્મિ'થી જ સુપરિચિત છે. સુરત જિલ્લાના ચીખલીના તેઓ વતની અને જ્ઞાતિએ અનાવિલ બ્રાહ્મણ છે. બાળપણમાં જ પિતાનું અવસાન થયેલું હોઈ માતાએ તેમને લાડથી ભણાવ્યા. ૧૯૨૦માં મેટ્રિકની પરીક્ષા આપવાની આવી તે પહેલાં અસહકારી બની ગૂજરાત વિદ્યાપીઠના વિનીત બન્યા. છાત્રવૃત્તિ અને



ટ્યૂશનો દ્વારા અમદાવાદમાં આવી અભ્યાસ ચાલુ રાખ્યો અને ૧૯૨૫માં 'વાણિજ્યવિશારદ'ની પદવી સાથે સ્નાતક થયા. ગૂજરાત વિદ્યાપીઠના એ જ 'ગૂજરાત મહાવિદ્યાલય'માં અધ્યાપકસ્થાને તેઓ પછી નીમાઈ ગયા. અધ્યાપક શ્રી. રામનારાયણ પાઠકના તેઓ પ્રિય વિદ્યાર્થી હતા. તેમને સવારમાં વહેલા ઊઠી અગાસીમાં ઝડપથી આંટા મારવાની ટેવ હતી. નીચે શ્રી. પાઠક ત્યારે નિદ્રા લેતા હોય. આમ નિદ્રાભંગના આ ત્રાસથી તપીને એક દહાડો એ પ્રસંગને શ્રી. રામનારાયણ પાઠકે નીચેની કૃતિમાં સુંદર રીતે જાહેર કર્યો:

તારું નામ સ્નેહરશ્મિ-તારું નામ સ્નેહરશ્મિ,
પણ વાત પડી છે વસમી, તારી વાત પડી છે વસમી.
તારી કવિતા છે મધુરી, સ્નેહી, કવિતા છે મધુરી,
પણ સવાર આદત બૂરી, રશ્મિ, સવાર આદત બૂરી.
તું ચાલે એવો ધમધમ, સ્નેહી, ચાલે એવો ધમધમ,
મુજ હૈયે વાગે પડઘમ, રશ્મિ, હૈયે વાગે પડઘમ.

તું અગાસીએ જઈ દોડે, સ્નેહી, અગાસીએ જઈ દોડે.
તોય નિંદરનાં જળ ડોલે, રશ્મિ, નિંદરનાં જળ ડોલે.
જો જંપે ઉગતાં સવિતા, સુધી જંપે ઉગતાં સવિતા,
તો અર્પણ કરું આ કવિતા, તુજને અપર્ણ કરું આ કવિતા.

ઉપરની આ કવિતામાં તેમનો થનગનતો ઉત્સાહ શબ્દદેહરૂપે અમર બન્યો છે. તેમની ચાલવાની ઢબ પણ અનોખી છે. એક જણે બરાબર લખ્યું છે કે—

અદ્રિ કેરું શિખર ભૂમિપે ચાલતું જાય ધારી,
જોતી જેને ચકિત નયને મુગ્ધ પૌરાંગનાઓ;
મૂછો બોડે દિન દ્રય ગયે લાલ છે ગાલ જેના,
'ઝીણો' જો ને ભૂલથી વદતાં તે જ આ 'સ્નેહરશ્મિ'.

૧૯૩૬માં તેમનો કવિતાસંગ્રહ 'અર્ધ્ય'ને નામે બહાર પડ્યો. ૧૯૨૮ના જેલજીવને એમને નવલિકાલેખક તરીકે બહાર મૂક્યા. 'સહદેવ' એ નવલિકાલેખક તરીકેનું તેમનું બીજું ઉપનામ છે. 'તૂટેલા તાર', 'ગાતા આસોપાલવ' 'સ્વર્ગ અને પૃથ્વી'–આ તેમની નવલિકાકૃતિઓ. પ્રો. બલવંતરાય ઠાકોર કવિ સ્નેહરશ્મિની પહેલી મુલાકાતથી ખુશ થઈ ગયા હતા. એમની કવિતાઓમાં વિકાસવાદ અને સમાજવાદનું દર્શન થાય છે,

આજે સહજમાં તરી આવતું અભિમાન આ કવિમાં શોધ્યું જડે એમ નથી. એકલક્ષી કવિ છતાં સ્કૂલ, અધ્યયનમાં રાત દિવસ મશગૂલ રહે છે. આજે એ શેઠ ચિમનલાલ નગીનદાસ વિદ્યાવિહારના આચાર્યપદે શિક્ષણ વિષયમાં એટલા ગળાબૂડ છે કે સાહિત્ય માટે ઘણો ઓછો જ વખત બચાવી શકે છે.]

## દી પ ક

[રા. 'સ્નેહરશ્મિ'નું આ અતિ મનોહર ઊર્મિગીત છે. રાત્રિના અંધકારને ફેડવાને એકાદ મુસાફર તેલનો દીવો સળગાવીને સીધી

સડકે નીકળી પડે; મધ્યરસ્તે દીવો બુઝાઈ જાય; પાસે અગ્નિ ચેતાવવાનું સાધન ન હોવાથી મુસાફરને મૂંઝવણ થાય અને તે અગ્નિ માટે પ્રાર્થના કરે એવો ભાવ છે.

માનવીને મુસાફર તરીકે અને તેના જીવનને એક મુસાફરી તરીકે ઘણા લેખકોએ જણાવેલ છે. જીવનની મુસાફરીએ નીકળેલો માનવી થોડાંક વર્ષો બાદ માર્ગમાં ભૂલો પડે છે તથા જે પ્રકાશને આધારે આ અંધકારભરપૂર દુનિયાને વટાવી રહ્યો હતો તે હોલવાઈ જાય છે; એટલે મૂંઝવણનો પાર રહેતો નથી. આમ જીવનને આરે પહોંચેલાનું જીવનનાવ ખરાબે ચડ્યું છે એમ માનનાર માણસ પ્રાર્થના કરે છે, તથા ગાય છે કે મારું ઉર ભલે સળગી ઊઠે; પરંતુ હે તાત! આજે પળેપળ હું મહાનલ માટે ઝંખી રહ્યો છું. તો મને અચળ દીપકના સ્વર્ગીય પ્રકાશથી તું સાચે માર્ગે દોર.]

આભતણાં નેત્રો ભીડાયાં.
વિશ્વે શ્યામલ તેજ છવાયાં,
રાત્રિના ભણકારા સુણાયા,
આવી ત્યાં અંધારી રાત.

તેલતણો દીવો મેં કીધો,
સાદ પથિક સઘળાને દીધો,
ધ્રુવતારકનો મારગ લીધો,
બૂઝી ત્યાં દીપકની વાટ.

મધરસ્તે અંધારું ગાજે,
પળ પળ ઝંખું મહાનલ કાજે,
ઉર મુજ સળગાવી દઈ આજે,
અચળ દીપ તું કર ને તાત.

દીપકનો ગૂઢ અર્થ લઈ આ કાવ્ય બરાબર સમજાવો.

## (૨) ભગ્ન સ્વપ્નની નાવ

મારી નાવ કરે કો પાર ?
કાળાં ભમ્મર જેવાં પાણી, જુગ જુગ સંચિત રે અન્ધાર;
સૂર્ય–ચન્દ્ર નહિ, નહિ નભજ્યોતિ, રાતદિવસ નહિ, નહિ સાંજસવાર:
મારી નાવ કરે કો પાર ?

ભાવિના નહિ પ્રેરક વાયુ, ભૂત તણો દાબે ઓથાર;
અધડૂબી દીવાદાંડી પર ખાતી આશા મોતપછાડ:
મારી નાવ કરે કો પાર ?

નથી હીર, નથી માણક મોતી, કનકતણો નથી એમાં ભાર;
ભગ્ન સ્વપ્નના ખંડિત ટૂકડા તારી કોણ ઉતારે પાર ?
મારી નાવ કરે કો પાર ?

ઉપરનું કાવ્ય 'અર્ધ્ય'માંથી લીધેલું છે. યુગોના અંધકાર વીંટી વળેલા છે. પ્રકૃતિ પણ ફરી બેઠી છે અધડૂબી દીવાદાંડી ઉપર આશા મોતપછાડ ખાઈ રહી છે; અર્થાત્ ભાવિ અંધકારમય છે. એવે વખતે નાવમાં હીરા, મોતી, માણેક હોત તો કોઈ તેને પાર કરવા પ્રેરાત, પણ ત્યાં તો ભગ્ન સ્વપ્નના તૂટેલા ટૂકડાઓ જ ભરેલા છે. કવિ આ વિષાદમય સ્થિતિમાં પોતાની જીવનનૌકાના તારણહારને પોકારી રહેલ છે, પણ પ્રાપ્ત થયેલ નથી.

ઓથાર–ભયંકર સ્વપ્ન. ખંડિત—ભાંગી ગયેલા. આશાનિરાશામાં ધમપછાડા ભોગવતું જીવન ઘણીયે મુશ્કેલીઓ પછી આશા જન્માવે છે. કાવ્યનો આ અન્તર્ગત વિચાર છે.

# ગો. દ્વા. રાયચુરા

[શ્રી. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા (જન્મ સન ૧૮૯૦) વતની ચોરવાડના અને જ્ઞાતિએ લોહાણા છે. મૂળથી સાહિત્યવાચનનો શોખ હોવાથી મુંબઈના વસવાટ દરમિયાન તેને ખૂબ પોષણ મળ્યું. ધંધો શેર-બજારનો પણ સાહિત્યનું આકર્ષણ હોવાથી બત્રીસમે વર્ષે બધું કામકાજ છોડી જનસેવા અને સાહિત્યસેવા પાછળ એમણે ઝંપલાવ્યું. ગુજરાતી સાહિત્ય પરિષદ ૧૯૨૪માં ભાવનગરમાં મળી ત્યારથી તેમણે શરૂ કરેલું 'શારદા' માસિક આજે એટલું જ ઓજસ્વી ચાલે છે. પોતે મ. ગાંધીજીના અનુયાયી છે અને એમના સિદ્ધાંત–પ્રચારમાં રસ લે છે. વાર્તા કહેવાની એમની લઢણ પ્રાચીન શૈલીનું સ્મરણ આપે છે. એમને દુહા લલકારતા સાંભળવા એ પણ એક લિજ્જત છે. તેમનો બુલંદ અને મીઠો સાદ અનેરો રસ જમાવે છે. લોકવાર્તા, નવલકથા–આમ એવું એમણે ઘણું લખ્યું છે: રાસમંદિર, સ્નેહપૂર્ણા, કાઠિયાવાડી દુહા, રસિયાના રાસ, પારેવાં, પ્રેમલીલા, દાલચીવડાનો દાયરો–એવી અનેક કૃતિઓ છે.]

## સોરઠ

૧

દેશદેશમાં વ્હાલો સોરઠ,
લીલોછમ હરિયાળો સોરઠ,
સર્વ રીતે રઢિયાળો સોરઠ,
કૃષ્ણગીતે મતવાલો સોરઠ.

૨

ગોરસથી રસભર સોરઠ,
સીમડિયુંથી સુંદર સોરઠ;
સરિતાતીરે મનહર સોરઠ,
ગ્રામ્યજીવને સુખકર સોરઠ.

૩

પથ્થર પથ્થર બોલે સોરઠ,
શૂર–ઇતિહાસે ડોલે સોરઠ;
માનવ મહતી ખોલે સોરઠ,
વીર પ્રજાને તોલે સોરઠ.

૪

પંખીતણા કલ્લોલે સોરઠ,
નૃત્યે મયૂરી ડોલે સોરઠ;
રાસેશ્વર રસ ઓલે સોરઠ,
જ્ઞાની નિજ દિલ ખોલે સોરઠ.

૫

દુહા નિજ લલકારે સોરઠ,
રાસ રમે હલકારે સોરઠ;
નયન નયન પલકારે સોરઠ,
પ્રીતિમુખી મલકારે સોરઠ.

૬

શૂરવીરતા જગતાજે સોરઠ,
કાવ્યગીતારસ રાજે સોરઠ;
પ્રાચીનતા પૂર આજે સોરઠ,
સંસ્કારિતા ગાજે સોરઠ.

# સુંદરમ્



[ભરૂચ જિલ્લાના આમોદ તાલુકાના વતની શ્રી૦ ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર (જન્મ સન ૧૯૦૮) સાહિત્યની દુનિયામાં 'સુન્દરમ્'થી સુપરિચિત, ગૂજરાત વિદ્યાપીઠના ભાષાવિશારદ છે. 'સાબરમતી' (૧૯૨૯) ના તેઓ તંત્રી હતા અને 'કોયા ભગતની કડવી વાણી' તથા 'કાવ્યમંગલા' વગેરે તેમના કાવ્યસંગ્રહો છે. કેટલીક દલપતશાહી કૃતિઓ લખવા ઉપરાંત ટૂંકી વાર્તાઓના સંગ્રહો પણ તેમણે બહાર પાડ્યા છે. વાસ્તવવાદના મોહમાં લખાયેલાં કેટલાંક લખાણ ચર્ચાસ્પદ પણ બન્યાં છે. તેઓ લોકહૃદયના ઊંડા અભ્યાસી છે. ગામડાંની પ્રવૃત્તિમાં દટાઈ જવાના આશયે તેમની કવિદૃષ્ટિનો વળાંક પણ તે તરફ જ જણાઈ આવે છે.]

## ત્રણ પાડોશી

રામને મંદિર ઝાલર બાજે, ઘંટના ઘોર સુણાય,
શેઠની મેડિયે થાળીવાજું, નીતમ ગાણાં ગાય;
મંદિરની આરતી ટાણે રે, વાજાના વાગવા ટાણે રે,
લોકોનાં જૂથ નીતે ઉભરાય.

એક ફળીનાં ત્રણ રહેવાશી, શેઠ ને બીજા રામ,
ત્રીજી માકોર બાઈ રાંડેલી, કોડી કને ના દામ;
લોકોનાં દળણાં દળતી રે, પાણીડાં કોકનાં ભરતી રે,
કાઢી ખાય રોટલો કરતી કામ.

શેઠની મોટી દૈત્ય હવેલી, ગામનું નાક કહેવાય,
રામનું મંદિર આરસ બાંધ્યું, નિત ઝળાહળાં થાય;
ફળીના એક ખૂણામાં રે, ગંધાતા કોક ખૂણામાં રે,
માકોરના મહેલ ઉભેલા સુણાય.

છત્રપલંગે શેઠ સૂતા હોય, રામ સીતાજીને ઘેર,
પાછલા પહોરની મીઠી ઊંઘની, લોક લેતું હોય લહેર;
પહેલો જ્યાં કૂકડો બોલે રે, જાગેલો કૂકડો બોલે રે,
તૂટે માકોરની નીંદર સેર.

માકોર ઊઠી અંગ મરોડે, પેટાવે દીપકજ્યોત,
ધાન લઈને દળવા બેસે, રામની માગી ઓથ;
ઘરેરાટ ઘંટી ગાજે રે, ભૂખી ડાંસ ઘંટી ગાજે રે,
ગાજે જેમ દુકાળિયાનું મોત.

ગોકુળઆઠમ આજ હતી ને લોક કરે ઉપવાસ,
માકોર ભૂખી રહી નકોરડી, કાયામાં ન રહ્યો સાસ;
મૂઠીભર ધાન બચાવા રે, સીતાના રામ રીઝાવા રે,
પેટાવ્યો પેટમાં કાળહુતાશ.

શેઠને ઘેરે, રામને મંદિર, સાકર ઘીનાં ફરાળ.
પારણાંમાં કાલ કરવા ભજીયાં દળવા આવી દાળ;
દળાતી દાળ તે આજે રે, હવાયેલ દાળ તે આજે રે,
ઉઠાડે માકોર પેટ વરાળ.

અંગ થાકયું એનું આંચકા લેતું, હૈડે હાંફ ન માય,
બે પડ વચ્ચે દાળ દળે તેમ કાયા એની દળાય;
દળી જો દાળ ના આપે રે, શેઠે દમડી ના આપે રે,
બીજો ઉપવાસ માકોરને થાય.

ઘરર ઘરર આંજણ હીણી ઘંટી ભારે થાય,
વારે વારે થાકેલ હાથથી ખીલડો છૂટી જાય:
ચણાની દાળ દળંતી રે, માકોરની દેહ દળંતી રે,
ઘંટીના ઘોર તહીં ઘેરાય.

અન્ન ખાતી તોય અન્નનો દાણો દેતી ઘંટી આજ,
માકોરની અન્નપૂરણા રૂઠી ફરવા પાડે ના જ;

હજી દાળ અરધી બાકી રે, રહી ના રાત તો બાકી રે,
મથી મથી માકોર આવે વાજ.

શેઠ જાગે ને રામજી જાગે, જાગે સૌ સંસાર,
ભોમના ભાર ઉતારવા આજે જન્મ્યા'તા કિરતાર;
પરોઢના જાગતા સાદે રે, પંખીના મીઠડા નાદે રે,
ડૂબે માકોરની ભૂખ–પોકાર.

શેઠ હસે બેઠા આઠમે માળે, રામ રમે રણવાસ,
રામને મંદિર ઝાલર બાજે, શેઠને મહેલ હુલાસ;
માકોરની મૂરછાટાણે રે, ઘંટીના મોતના ગાણે રે,
કાળો એક કાગ કળેળે નિસાસ.

ઝાલર–મોગરીથી વગાડવાની ઘડિયાળ. થાળીવાજું–ગ્રામોફોન. પારણું–અપવાસની સમાપ્તિએ કરવામાં આવતું ભોજન. હવાયેલ–ભેજવાળી; આંજણહીણી–તેલ આંજ્યા વિનાની. અન્નપૂરણા–ઘંટીમાંથી માકોરને રોટલો મળતો હતો તેથી ઘંટીને અન્નપૂરણા કહી છે. વાજ આવે–હારી જાય. [પરવાનગીથી]

## સ્વાધ્યાય

૧. કયા ત્રણ રહેવાશીની આમાં કથા છે ?

૨. આમાં દર્દકથા શી છે ? અસમાન સમાજવ્યવસ્થા દર્શાવવા કયા પ્રસંગનું આમાં નિરૂપણ છે.

૩. કવિની દર્દકથાનું ચિત્રદર્શન બરાબર નથી, એમ કહી શકાશે? માકોર ડોશી અને શેઠ બંને પોતપોતાનાં કૃત કર્મોનાં ફળ ભોગવે છે, એવી દલીલ કરી શકાશે? એમાં શી હરકત છે?

૪. આપણે ત્યાં સમાન સમાજવ્યવસ્થા હતી અને તે માટે ગીતા તરફ અંગુલિનિર્દેશ કરી શકાશે.

૫. આપણે ત્યાં ચાર આશ્રમ અને વર્ણની વ્યવસ્થા હતી તેની હવે સત્વરે પુનર્વ્યવસ્થા કરવી સારી. આની ચર્ચા કરો.

# રમણ ન. વકીલ

[ એક સંસ્કારી અને સાહિત્યકાર પિતાનો સંસ્કાર-વારસો મેળવનાર શ્રી. રમણ ન. વકીલ (જન્મ સન ૧૯૦૮) ભરૂચના વતની છે. તેઓ ઉત્સાહી અને આશાસ્પદ લેખક છે. તેમણે 'પ્રણયકાવ્યો' નામે કાવ્ય-સંગ્રહ પ્રકટ કરીને પોતાની કવિતાઓને જાહેરમાં મૂકી છે. તેમના પિતા સ્વ. નરહરિલાલ ત્ર્યંબકલાલ 'સાહિત્યરત્ન'ના સંપાદક હતા. ૧૯૩૧માં વિલ્સન કોલેજમાંથી બી. એ. અને ૧૯૩૩માં એમ. એ. ગૂજરાતીમાં પહેલે નંબરે આવી વિલ્સન કોલેજમાં લેકચરર નીમાયા. આજે મોડર્ન હાઇસ્કૂલ (મુંબઈ)માં માલિકીની સ્કૂલના પ્રિન્સિપાલ છે. ]

## સૌભાગ્યનો ચાંદલો

નાનપણમાં સાથે રમેલાં બે બાળકો: એક છોકરો અને બીજી છોકરી વિખૂટાં પડે છે; વચમાં વર્ષો વહી જાય છે. છોકરી વયમાં આવતાં પરણી જાય છે; પણ દુર્ભાગ્યે વિધવા થાય છે. તેનું સૌભાગ્યચિહ્ન ભૂંસાઈ જાય છે. નાનપણનો ગોઠિયો નાનપણની ગોઠિયણને મળવા આવતાં તેને ગંભીર, શોકમગ્ન અને ઉદાસીન જુએ છે. એ પ્રશ્ન કરે છે: "નીચી નજરે શું ખોળે છે?" તેને કરુણ ઉત્તર મળે છે: "મારો જીવનહાર-કંકુનો ચાંદલો-હું નીચી નજરે ખોળી રહી છું."

પહેલી ચાર લીટી પ્રસ્તાવનારૂપે છે, બીજી ચાર લીટીમાં પ્રસંગનું સૂચન છે. અને ત્રીજીમાં તેની અસર વર્ણવાઈ છે. છેલ્લી બે લીટીમાં કરુણ રસની પરાકાષ્ટા છે.

( શાર્દૂલવિક્રીડિત-સોનેટ )

વર્ષો સોળની કોમળાંગી તરુણી, લાવણ્યથી લાજતી,
ના'લંકાર ધર્યા શરીર ઉપરે, શ્વેતામ્બરે રાજતી:

ઓષ્ઠે અંગુલિ મૂકીને ક્ષણભર વિચારમાં છે ડૂબી:
ભૂલી દેવભૂમિ શું ભૂતલ પરે દેવાંગના ઊતરી ?
આવ્યો ત્યાં પ્રિય મિત્ર બાળપણનો દેશાંતરે જે હતો,
આઘેથી દગ ચારના મિલનથી આનંદ ઉરે થયો;
'છે શું કુશળ વર્તમાન જીવને ? સંસાર લાગે મીઠો;
આવ્યો ના હું વિવાહમંગળ સમે, શું રોષ તેથી ચડ્યો ?'
નેનો ભૂમિતલે નમ્યાં નિરખીને વિનોદમાં એ વદ્યો;
'રોપી દૃષ્ટિ ભૂમિપરે અણમૂલા તૂટી પડ્યા હારને—
કે તેમાંથી સર્યાં, કહે અણમૂલા તું શોધતી રત્નને ?'
'હા ! ભાઈ' વદી અસ્ફુટ, સ્નપિત એ અશ્રુ કપોલો કરે;
'ના છે રત્નમણિ, અકિંચન અમે; હા, હા, હતો એક તો—
મારો જીવનહાર—કુંકુમભીનો સૌભાગ્યનો ચાંદલો !'

શ્વેતામ્બર–ધોળું વસ્ત્ર. રાજતી–શોભતી. દેવાંગના–પરી, અપ્સરા. દગ–નજર. રોષ–ક્રોધ. અસ્ફુટ–અસ્પષ્ટ. સ્નપિત–નહાયેલું. અકિંચન–જેની પાસે કંઈ પણ નથી તે; ગરીબ.

[ આપણી નવી કવિતા ગદ્યની ધારાવાહિતાની પૂંઠે પડી હોય એમ લાગે છે. સામયિકોમાં જે નવીન અને આશા આપનારા કવિઓની કવિતા નજરે પડે છે, તેમાંનો એક ભાગ કેવળ પૃથ્વીવૃત્તને પસંદ કરનારો છે; બીજો ભાગ પૃથ્વી, ઉપજાતિ, વસંતતિલકા કે હરકોઈ વૃત્તની ૧૪ પંક્તિઓના સોનેટ ઉપર આશક પડેલો જોવામાં આવે છે; અને ત્રીજો ભાગ નાનાં કે મોટાં વૃત્તબદ્ધ કાવ્યો લખે છે. પરંતુ એ ત્રણે વર્ગોની કવિતાઓની એક સામાન્ય લાક્ષણિકતા જોવામાં આવે છે, તે સળંગ ધારાવાહિતાની. કાવ્યમાં ધારાવાહિતા રસનું પોષણ કરે છે, પરન્તુ ગદ્યની ધારાવાહિતાને જ્યારે પદ્યમાં સાધવામાં આવે છે, ત્યારે કવિતાના અગેય રૂપમાં જ તે કાર્યસાધક બને છે–ગેય રૂપમાં નહીં. બધા છંદોમાં અગેયત્વ

ઠસાવવાના યત્નો ઈષ્ટ નથી, અને ગેય પદ્યમાં ગદ્યની ધારાવાહિતા યોજવાથી કવિતા શ્રવણસુખ ઉપજાવતી અટકે છે તથા કેવળ વાચ્ય કવિતાના રૂપને જ પામે છે. ગદ્યની ધારાવાહિતાને પદ્યમાં આણવાના યત્નોને પરિણામે ગેય કવિતા પણ એવી બનવા લાગી છે કે જેથી તેના ગેયત્વ તથા ભાવોદ્દીપનને આસ્વાદવાં હોય, તો તેની અંદરના ભાવાનુકૂળ યતિ અને વૃત્તાંતર્ગત યતિનો ખીચડો કર્યા વિના ચાલે નહિ! આ પ્રકારની કવિતાનો અતિરેક કદાચ જનતાના કવિતારસને તિરોહિત કરનારો નીવડશે.

—'પ્રજાબંધુ'માંથી ]

અંગ્રેજી કવિતાના અભ્યાસીઓ સૉનેટ (Sonnet) શબ્દથી પરિચિત છે. અભ્યાસ દરમિયાન શેક્સપીઅર, મિલ્ટન, વર્ડ્ઝવર્થ વગેરે કવિઓનાં સૉનેટો પણ વંચાતાં હોય છે. સૉનેટની ઉત્પત્તિ, રચના ઈત્યાદિ સંબંધી થોડીક માહિતી અહીં આપી છે તે ઉપયોગી થશે.

આંગ્લ સાહિત્યના વધતા જતા સહચાર પછી ગૂજરાતીઓએ કવિતાના એ રૂપને આપણા સાહિત્યમાં અપનાવવા પ્રયાસ કર્યો છે. બધાને એમાં સફળતા મળી નથી. હજી ભાગ્યે જ કોઈ કવિ સૉનેટીઅર તરીકે જ પ્રખ્યાત થયા હશે.

ઇટલીમાં તેરમા સૈકામાં સૉનેટની ઉત્પતિ થઈ. પેટ્રાર્ક સૉનેટનો પિતા ગણવામાં આવે છે. શેક્સપીઅર, મિલ્ટન ને વર્ડ્ઝવર્થે આ કાવ્યરૂપને અંગ્રેજીમાં અપનાવ્યું. અંગ્રેજી સાહિત્યના અભ્યાસી ગૂજરાતી સાહિત્યકારો કાન્ત, બળવંતરાય ઠાકોર, ગજેન્દ્ર બુચ, ચન્દ્રવદન મહેતા, રમણ ન. વકીલે એ વિદેશી રૂપને ગુજરાતીમાં ઉતારવા પ્રયાસ કર્યો.

સૉનેટના બે ત્રણ પ્રકાર છે. મૂળ સૉનેટ પેટ્રાર્કશાઈ સૉનેટ તરીકે ઓળખાય છે. એમાં ફેરફાર કરીને આંગ્લ કવિઓએ એની જુદી રચના કરી છે. પેટ્રાર્ક અને મિલ્ટનના સૉનેટોમાં ખાસ કરીને

પ્રાસરચનાનો જ ફેર છે. શેકસપીઅરશાઈ ને પેટ્રાકશાઈ સૉનેટનું બંધારણ જ જુદું છે. પેટ્રાકશાઈ સૉનેટ આઠ અને છ લીટીમાં વહેંચાયેલું છે. દરેક વિભાગ સ્વતંત્ર કૃતિ છે; છતાં બન્નેમાંનો વિચાર સામાન્ય છે. પહેલા વિભાગમાંનો જ વિચાર બીજા વિભાગમાં સહેજ પલટો લે છે. બેઉ ભાગો સાથે વાંચવાથી આખા સૉનેટનો અર્થ વધારે સ્પષ્ટ અને ભાવવાહી બને છે. શેકસપીઅરશાઈ સૉનેટ ચાર ચાર લીટીનાં ત્રણ મુક્તકો અને અનુપ્રાસવાળા એક અંત્ય શ્લોકમાં વહેંચવામાં આવ્યું છે. આ સૉનેટમાં ગહન વિચારો કરતાં કલ્પનાનાં ઉડ્ડયનો વધારે છે. એક પછી એક ત્રણ કડીઓમાં એકની એક કલ્પના વધારે ને વધારે બળવાન બને છે. છેલ્લી બે લીટીમાં આખી કલ્પનાને સમેટી લેવામાં આવે છે. બધી જાતના સૉનેટોમાં એક તત્ત્વ સામાન્ય છે. સૉનેટ રચનાર કવિને એક વાતનું અનિવાર્ય બંધન છે અને તે એ કે ચૌદ લીટીમાં પોતાનું કાવ્ય પૂરું કરવાનું; એક લીટી વધારે ન લખાય કે ઓછીય ન લખાય. આખા કાવ્યમાં એક જ વિચાર–એક જ ભાવ હોવો જોઈએ.

## જનઉરે વસતી

( દ્રુતવિલંબિત )

જનઉરે વસતી વિભૂતા થઈ, પ્રકટ પાંખ સહસ્ર પરે ચઢી,
અચર ને ચરને નિજ ભાવથી, નિરખતાં વિભૂમૂર્તિ થઈ છતી.

ઉર અવાક બની ઘડી ઊછળ્યું, નિયમ તર્કથી પાર તરી ઊભું,
અણગણ્યા સ્વરૂપે કલ્પ્યો પ્રભુ, પ્રથમ સર્જન એ જ મનુષ્યનું.

રૂધિત, કુંઠિત, બાધિત કલ્પના, મનુજની–સફ્લા નિવડી તદા,
પરમ સર્જનકાર્ય કર્યું જગે, વિજયી માનવનો વિભુસર્જને.

જન ઘડયો પ્રભુએ જગ સૌ કહે,
પ્રભુ સર્જ્યો મનુજે નવ સત્ય એ ?

# શ્રીધરાણી

[ભાવનગરમાં જન્મેલા અને ત્યાંના દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાં વિનીત થઈ, ગૂજરાત વિદ્યાપીઠમાં રહી, કાકા કાલેલકરના સહવાસમાં નવયુગના રંગથી રંગાઈ શ્રી. કૃષ્ણલાલ શ્રીધરાણી (જન્મ સન ૧૯૧૧) એ સાહિત્ય અને કલાની સુંદર સેવા કરી છે. એઓ માત્ર આદર્શવાદી નથી. 'વડલો,' 'ઇન્સાન મિટા દૂંગા' 'મોરનાં ઈંડાં', વગેરે કૃતિઓથી તેઓ સુવિખ્યાત છે. અમેરિકા તેઓ વૃત્તવિદ્યાના અભ્યાસ અર્થે ગયેલા; ત્યાં ૧૨ વર્ષ સુધી લાગલાગટ રહી, પીએચ.ડી. થઈ ડૉ. શ્રીધરાણી થયેલા છે. ગાંધીજીના જીવન વિષે એમણે એક પ્રશસ્ય ગ્રન્થ લખેલો છે. રાજકોટ સાહિત્ય પરિષદ વખતે તેઓ ઈતિહાસવિભાગના પ્રમુખ પણ હતા.]

## પૂજારી તું પાછો જા

ઘંટાના નાદે કાન ફૂટે મારા, ધૂપથી શ્વાસ રૂંધાય;
ફૂલમાળા દૂર રાખ પૂજારી, અંગ મારું અભડાય,
  ન નૈવેદ્ય તારું આ, પૂજારી તું પાછો જા!
મંદિરનાં આ ભવ્ય મહાલય, બંધન થાય મને;
ઓ રે પૂજારી! તોડ દીવાલો. પાષાણ કેમ ગમે?
  ન પ્રેમનું ચિહ્ન આ, પૂજારી તું પાછો જા!
એરણ સાથ અફાળે હથોડા, ઘંટ તણો ઘડનાર;
દિન કે રાત ન નિંદર લેતો; (ને) નૈવેદ્ય તું ધરનાર!
  ખરી તો એની પૂજા, પૂજારી તુ પાછો જા!
દ્વાર આ સાંકડાં કોણ પ્રવેશે? બહાર ખડી જનતા;
સ્વાર્થતણું આ મંદિર બાંધ્યું, પ્રેમ નહિ પથરા,
  ઓ તું જોને જરા! પૂજારી તું પાછો જા.

ઓ રે પૂજારી! આ મંદિર કાજે મજૂર વ્હે પથરા;
લોહીનું પાણી તો થાય એનું, ને નામ ખાટે નવરા!
  અરે તું ના શરમા? પૂજારી તું પાછો જા!
ખેડૂતને અંગ માટી ભરાતી, અર્ઘ્ય ભર્યો નખમાં;
ધૂપ ધર્યો પરસેવો ઉતારી, ઘંટ બજે ઘણમાં,
  પૂજારી સાચો આ, પૂજારી તું પાછો જા!

આજનાં ધર્મમંદિરો ઉપર સીધો કટાક્ષ છે. ધર્મને નામે જે અનાચાર આ પવિત્ર સ્થળોમાં ખેલાઈ રહ્યો છે, તે અસહ્ય છે. અને તેને માટે જવાબદાર પૂજારી છે.

# રામપ્રસાદ મો. શુકલ

[શ્રીરામપ્રસાદ મોહનલાલ શુકલ (જન્મ સન ૧૯૦૭) બી. એ. વઢવાણના વતની. કવિતા, કાવ્યવિવેચના, ખગોળશાસ્ત્ર, ફિલસૂફી વગેરે એમના પ્રિય વિષયોમાં લખે છે. એમનાં છૂટક કાવ્યો 'પ્રસ્થાન,' 'કૌમુદી,' 'કુમાર' વગેરેમાં પ્રસિદ્ધ થયેલાં છે. તેમને ઐતિહાસિક સંશોધનનો ખૂબ જ શોખ છે. હાલમાં તેઓ અમદાવાદની એસ. એલ. ડી. આર્ટ્સ કોલેજમાં પ્રોફેસર છે. 'બિન્દુ' નામે તેમનો કાવ્યસંગ્રહ બહાર પડેલો છે. સત્યાગ્રહની લડત વેળા ગાંધી-યુગના જે કવિઓ બહાર આવ્યા તેમાંના એક તેઓ પોતે છે.]

## શનિવાર

સર્વ વારમાંથી મને શનિવાર ખાસ ગમે
પૂજી રહું અંતરમાં એનાં એંધાણને
શનિકેરું નામ સૂણી સર્વ લોક ખાલી ડરે
હું તો એમાં ભાળું મારા ભાગ્ય કેરા ભાણને.
અગિયારથી પાંચ સુધી માથાકૂટ કરી રોજ
છોકરાંને મારીમારી 'ટેં' સરીખો થાઉં છું
ઘેર ફરું ત્યારે મારું માથું આખું ભમે તેથી
ઘરવાળી બોલાવે તો ફાડી ખાવા ધાઉં છું.
શનિવારે કિન્તુ વહેલો ઊઠી નિશાળે જાઉં
થોડું ઘણું ચલાવું છું ત્યાં તો ઘંટ વાગે છે
થડે પહોરે ખાઈ કરી ઘોરવાને લાગી જાઉં
ઠેઠ સાંજ પડે ત્યારે બંદા પાછા જાગે છે.
બીજે દા'ડે રજા છે એ ખ્યાલ મારા શનિવારે
અંતરમાં આનંદની ઊર્મિઓ જગાવે છે;
રવિવારે રજા તોયે બીજા દી'ની બીક લાગે
તેથી મને શનિવાર રવિથીયે ભાવે છે.

[નિર્ભ્રાન્તિથી લખાતી કવિતાઓમાંની આ એક કવિતા શિક્ષકોના જીવનમાં ધારે રહીને રમૂજભર્યું ડોકિયું કરાવે છે. [પરવાનગીથી]

# ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

[ શ્રી ચંદ્રકાન્ત મંગળજી ઓઝાને વિષે તેમની 'રાસમંદાકિની' નામની કાવ્યકૃતિમાં શ્રીમતી જયમનગૌરી પાઠકજી લખે છે કે–' રા. ચન્દ્રકાન્ત કુટુંબજીવનના જ કવિ છે. વાત્સલ્ય એ એમનો પ્રધાનરસ છે. રા. ચન્દ્રકાન્તની ભાષામાં કવિ બોટાદકરની ઓજસ્વિતા ને પ્રસાદ નથી, પણ કેટલાક મન પર ચોંટી જાય એવા શબ્દપ્રયોગો એમને આપોઆપ સ્ફુરે છે.' તેઓશ્રી રાજકોટના વતની છે. ]

## પ્રભુ પધાર્યા

[ મુજ અબળાને મોટી મીરાંત બાઈ, શામળો ઘરેણું મારે સાચું રે ]

વાસર આજ મનોરમ ઊગ્યો, પ્રભુ પધાર્યા મહોલે રે;
રત્નાગર આજે છલકાયો, છલબલ અમૃત છોળે રે.—

મનમોરલિયો સ્નેહકળાથી, થનગન થનગન ડોલે રે;
હૈયું મારું ગજગજ ફૂલી, હિંચે હર્ષ–હિંડોળે રે.—

કેસરરંગ્યા પોળે પોળે, સિંચ્યાં જળ ભલી ભાત રે;
છાયું આંગણલું ખીલેલાં સુંદર ફૂલ બિછાતે રે.—

સ્નેહ–મોતીનાં તોરણ બાંધ્યાં મહેકે અત્તરદાની રે;
ફૂલમાળા ગઈ ભૂલી ઉમળકે વહાલમ રહી સન્માની રે.—

લળી લળી મુખડલું ભાળું, શ્રવણ કરું ; અમી વાણી રે;
હૃદય–મંદિરે પિયુ પધાર્યા, બની ત્રિલોકની રાણી રે.—

વાસર–દિવસ. મનોરમ–મનમાં રમી રહે એવો, આકર્ષક. આ ભક્તિરસપ્રધાન રાસ ઊંચી કોટિનો છે. એમાં આપણા મહાન કવિ નરસિંહની અસર ચોખ્ખી છે.

# મનસુખલાલ મ. ઝવેરી

[ શ્રી. મનસુખલાલ મગનલાલ ઝવેરી (જન્મ તા. ૩-૧૦-૧૯૦૭) અંગ્રેજી છ ધોરણ લગી જામનગરમાં એકધારો અભ્યાસ કરી રહ્યા, ત્યાં ૧૯૨૪માં માંદગીને કારણે તેમને તેમનો અભ્યાસ મૂકી દઈ તેમના પિતાના ઝવેરીના ધંધામાં જોડાવું પડે છે. સાહિત્ય સાથે તેમની પ્રગાઢ દોસ્તી બંધાય છે અને એ ધંધો અણગમતો બને છે. જૈન વિદ્યાર્થી ભુવન (જામનગરમાં) માં શિક્ષક બને છે; પરંતુ એમને ત્યાં નથી ફાવતું એટલે ગર્લ્સ ઈંગ્લિશ સ્કૂલમાં સ્થળાન્તર કરે છે. ૧૯૩૧માં પુનરપિ વિદ્યાર્થી બની મટ્રિકની પરીક્ષા આપી ૧૯૩૨માં મુંબઇમાં સેંટ ઝેવીઅર કોલેજમાં પરીક્ષા આપે છે. ૧૯૩૩માં ભાવનગરમાં રહીને ઇન્ટર આર્ટ્સ પણ પાર કરે છે, અને પછી ૧૯૩૫માં બી. એ. થઇ ૧૯૩૭માં એમ. એ. થાય છે. ફેલો બન્યા પછી તેઓ રામનારાયણ રુઈયા કોલેજમાં ( માટુંગા-મુંબઈ) અધ્યાપકપદે જોડાયા. ૧૯૩૩માં તેમનો 'ફૂલદોલ' (કાવ્ય સંગ્રહ ) બહાર પડયો ત્યારથી જ તેમને વિદ્વદ્‌જનતાએ હરખભેર સત્કાર્યા છે. ગૂજરાતના નિષ્ણાત વિવેચકોએ અને સાહિત્યરસિકોએ દષ્ટિનાં અમી વાજબી રીતે એમનાં કાવ્યો માટે ઢાળવ્યાં છે. નીચેની કૃતિ 'ફૂલદોલ'માંથી લીધેલી છે. રામસંહિતા (બે વિભાગ), સ્મૃતિભ્રંશ અથવા શાપિત શકુંતલા, ચન્દ્રદૂત, અભિમન્યુ, ફૂલદોલ, આરાધના વગેરે તેમની કૃતિઓ બહાર પડેલી છે અને આદરણીય બનેલી છે. અત્યારે તેઓ સેંટ ઝેવિયર કોલેજ-મુંબઇમાં અધ્યાપકપદે છે. ]

## ભારતનાં પુણ્યકીર્તને—

પ્રાણ ને પિંડના ભોગે પરાર્યાં પોષતો ઊભો,
ભારત સ્નેહ ને શ્રદ્ધા તણા દેવ સમો વડો.

કૃષ્ણે પાઠો મહામૂલા પાઠવ્યા કર્મયોગના,
રોપ્યાં બુદ્ધે રૂડાં બીજો ભારતે વિશ્વપ્રેમનાં.

ઊગીને આથમે ભાનુ, ફરીથી ઊગી આથમે,
એ રીતે સ્થિતિનું ચક્ર અવિશ્રાંત ફરી રહે.

થયા પ્રતાપી પુરુષો અનેક,
થઈ પ્રજા, ધર્મ થયા ઘણાક;
અનેક રાજ્યો ઊગી અસ્ત પામ્યાં,
સજીવન રહ્યાં બીજે એકલાં કર્મયોગનાં.

આ ભારતી વિજયનો મણિ ગૂંથવાને,
રત્ને જડ્યા નિજ સુકીર્તિતણા કિરીટે;
હોંશે ભર્યો, વિજયના મદથી ભરેલો,
આવ્યો સિકંદર અહીં યવનેન્દ્ર પેલો.
પણ પોરસપૌરુષ્યે, વિદ્યાના વનરાઈ એ,
વિજેતાનુંય હૈયું એ ભાવભેર નમી પડે.

અખૂટ આ ભારતલક્ષ્મીમોહ્યાં,
યૂથો ધસ્યાં હૂણ અને શકોનાં;
પડાણના, પાવક ઝાળ જેવા,
અસંખ્ય વંટોળ ચડ્યા ઘણેરા.
અને ત્યાં ગિઝની, ઘોરી, ગુલામો, ખીલજી વળી,
તઘલખો, સૈયદો, લોદી, કેરી રેલ ફરી વળી.

તેજેભર્યાં મોગલવંશ કેરા,
રાજર્ષિઓનાં ઋતુચક્ર ઘૂમ્યાં;
ને ઊતર્યાં મૂષકવૃત્તિવાળાં
પાશ્ચાત્યનાં કૈતવપૂર્ણ યૂથો.
છતાં ફૂલ્યાં અને ફાલ્યાં બીજે એ વિશ્વપ્રેમનાં,
કાલગંગાતટે ઊભાં ગાઢ કે છાંય આપતાં.

વિરાટ એ વૃક્ષ તળે ઘણેરા,
વિશ્રાન્તિ લેવા નવખંડ ખંડના;
મનુષ્ય આવ્યા નિધિ ડહોળી ભારતે,
પોષ્યાં તેને મધુર ફળથી સ્નેહલીનાં સુરાષ્ટ્રે.

પોષ્યાં પરાયાં, સ્વજનો વિસારી,
અંગાંગનાં હીર દીધાં ઉતારી;
અજ્ઞાન દીસ્યો જગસ્વાર્થદૃષ્ટિએ,

પામ્યાં'તાં તે વિસરી અધુના હાસ બીજાં કરે છે.
પ્રાતઃકાળે ઉદયગિરિનાં શૃંગ સોનેરી ચીરી,
ભર્ગે ભૂમિ સભર ભરતો ભાનુયે અસ્ત પામી;
અમ્ભોધિનાં અમિત જળમાં સ્નાન કાજે પ્રવેશે,

ઉપહાસ કરે ત્યારે તિમિરે તમરાં ખરે !
આર્યની કુલવેલીએ મ્હોરેલી માતૃમંજરી
ક્યાં છે સીતા સતી ? ક્યાં છે યાજ્ઞસેની, અરુન્ધતી ?

પતિવ્રતા પુણ્યવતી અનેક
વીરાંગનાઓ જગમાં અજોડ;
શ્રદ્ધા પ્રતિમા સમ આર્યનારી.
પૃથ્વીને પાટલે બીજે શોધતાં મળશે કહીં ?
ક્યાં છે રામ અને કૃષ્ણ ? ક્યાં મહાવીર ગૌતમ ?
કર્ણ ક્યાં ? સવ્યસાચી ક્યાં ? ક્યાં છે ભાર્ગવભવ્યતા ?

અનાદિ વેદો, ઇતિહાસવૃદ્ધ,
ગીતા તણાં ગૌરવપૂર્ણ તત્ત્વો;
ને " જ્ઞાનરત્નો ઉપનિષદો "નું,
પ્રભવસ્થાન છે એક ભારત, કોઈ ના બીજું.
અમ્ભોધિ મૌક્તિકો અર્પે, બજાવે નિત્ય ઝાંઝરી,
પ્રક્ષાલી ચરણો જેનાં ભક્તિભાવે ચૂમે ધૂલિ.

જ્યાં શલના કણવિષે પરમાણુમાંયે,
સિદ્ધાન્ત સ્વાર્પણતણા કવિઓ ઉકેલે;
ને શૌર્ય, સત્ય, બલિદાનની કીર્તિગાથા,
પર્વતો, પથ્થરો, વૃક્ષો નિઃશબ્દ લલકારતા.

પ્રતાપો, શિવરાજોના દયાનન્દો તણા ખરા,
પિતા શા પૃથ્વીમાં ઊભો એક ભારતવર્ષ આ.

જ્યાં રાજતો સુયશ પુંજસમો હિમાદ્રિ,
નૈસર્ગ કો વિજય શો ઊજળો મહર્ષિ;
જ્યાં પુણ્યદા પતિતપાવન જાહ્નવી છે,
ત્યાં ઋતુ રઢિયાળી ને રત્નગર્ભ વસુંધરા.

પુણ્યમૂર્તિ સમો નિત્ય, સર્વશ્રેષ્ઠ ભૂમંડળે,
બુદ્ધ ને કૃષ્ણનો તાત પ્રેમયોગી પવિત્ર છે.

પ્રેમે જેણે જગતભરમાં એક ને અદ્વિતીય,
ગાંધી જેવા પુરુષવરની વિશ્વને ભેટ આપી;
ને અતિથ્યે અડગ, ઊજળો એક જે નિત્ય ઊભો.

તે શ્રેષ્ઠ છે અવનિમાં પરમાર્થ શૂરો.
કાલિદાસ, જગન્નાથ, ભવભૂતિ સમા કવિ;
સમર્પી વિશ્વને આવે રવીન્દ્રાદિ હજી સુધી.

તત્ત્વજ્ઞાને જગતભરનો સદ્‌ગુરુ જે બન્યો, ને
રત્નો આપી બહુવિધ ભરે વિશ્વસાહિત્યકોષ,
લક્ષ્મી આપી અઢળક હજી પોષતો જે પરાયાં;
દેશોના દેવ શા દિવ્ય હિન્દનાં ગુણગાન શાં ?

ઉષા મિત્રો સમાં દિવ્ય માનવી જાતજાતનાં,
પૂર્વના વ્યોમ શાં હિન્દે હસે, ખેલે, લસે સદા;
વ્યોમનાં બાળ શાં અભ્રો વ્યોમે જુદાં પડે, મળે,
છતાંયે પૃથ્વીનું છત્ર એક વ્યોમે જ છે ખરે.

ભારત સ્નેહથી શુદ્ધ, આદિથી જ અજોડ છે,
છોને એ ભાવ ને શ્રદ્ધા, અજ્ઞો અજ્ઞાનનાં કહે.
શ્રદ્ધા ને ભાવનાઓ એ, મન્ત્રો એ પ્રેમયોગના,
અનોખા તુજ એ તાત, ચિરંજીવ રહો સદા.

# રમણિક અરાલવાળા

## હરિ આવો તો–

હરિ ! આવો તો ભલે આવો,
એથી શો અદકો લ્હાવો ?
પણ આવીને અડધે પગલે પ્રભુ ! શીદને પાછા જાઓ ?
હરિ ! શાને છેક હતાશી ?
બધી દુનિયા લાગે વાસી ?
કે અવિનાશી સરખા અવિનાશી વર્ષોવર્ષ વિનાશી !
હરિ ! એવું તે શું આવો ?
ને એવું તે શું જાવો ?
કે પૂંઠ વળે ને ઊબળે અધૂરા એના એ જગવાવો !
એનાં એ ગોરસ ખાઓ,
એની એ ગોપી નચાવો,
એ યુગભર ઊકળ્યા દૂધમાં માવા ! હવે રહ્યો ક્યાં માવો ?
ચાહે તે દિશે આવો,
ચાહે તે મિષે આવો,
પણ નવલ વેષમાં નવલ બંસી લે નવલે સૂર નવરાવો.
આવો ને ઝાઝું જીવો,
તમે બલવન્તા શીદ બીવો ?
નહિ ઘન અંધારે તો ક્યાં હરિ ! દીપવાનો પછી દીવો ?
તમે અમને ગમતા આવો,
ને સૌને ગમતા થાઓ.
આ હાલેલી માનવતાને હરિ ! હાલરડું એક ગાઓ.
એ નિંદરમાં ઘડી ડોલે,
ને ચાવેલું વાગોળે
એવું હે અવતારી ! ગાન લઈ ઊતરો આજ ભૂ-ગોળે.

# ઇન્દુલાલ ગાંધી

[ શ્રી. ઇન્દુલાલ ફૂલચંદ ગાંધી (જન્મ સન ૧૯૦૫) મોરબી તાબે મકનસરના વતની છે. કવિતા અને ટૂંકાં નાટકો એ એમના અભ્યાસના પ્રિય વિષયો છે. આશાવાદી તથા સંસ્કૃતિપોષક સાહિત્યસર્જનની નવી લહરીઓને પ્રાણ માનતા હોઈ તેનો પ્રતિધ્વનિ એમનાં કાવ્યોમાં પ્રતિબિમ્બિત બને છે. તેજરેખા, નારાયણી, જીવનનાં જળ વગેરે એમની સાહિત્યકૃતિઓ છે. ]

## જૂનાં પગરખાં

[ શિખરિણી ]

ફગાવ્યાં ગુસ્સામાં સડકપર જૂનાં પગરખાં,
ઝુલાવી ફૂલાવી જતન કર્યું જેનું વરસ દિ;
નવાં લેવા ન્હોતું મન જ થતું જૂનાં નિરખીને
નવાંને મોહાસ્ત્રે જીવન કર્યું જૂનું રઝળતું !
ખિજાઈને નાની કુસુમ રડી ' મારે નવ ખપે
જૂની ચુંથાયેલી ચુંદડી; લઈ આપો અબઘડી
નવી,' ત્યાં બા બોલી ' જૂની કશુંય જાણે ન કરવું.
પથારીમાં આખું વરસ રહી માંદી વહુ; ગગા !'
ગયો હું કંટાળી નિરખી જુનવાણી પગરખાં,
બચુડીયે જૂની ચુંદડી થકી ત્રાસી ગઈ હવે,
નહિ બાને જૂની વહુ તણી પથારી પરવડે,
નવી વસ્તુ માટે અધીર બની બેઠાં સહુ અમે !
અમે અંધારાનાં વતની વીજળી ચાપ નિરખી,
ભૂલી બેઠાં તારાસૂરજશશિની જીવનગતિ.

નવાયુગની આ નવકવિતામાં નવીનતા સભર ભરી છે. સંસ્કૃત ભાષાની જેમ તથા કવિ કલાપીની કવિતામાં નથી તેમ આમાં પ્રાસ નહિ જણાય. અર્થભાવ એક લીટીને અંતે આવવો જોઈએ તેમ પણ નથી. અર્થભાવનો તમામ આધાર વિરામચિહ્ન ઉપર છે. 'જુનવાણી પગરખાં ' રૂપકના ઉકેલ રૂપે શબ્દરમકડું રજુ થયું છે.

# મનુ હ. દવે

[શ્રી. મનુ હ. દવે (કાવ્યતીર્થ) ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ અને સિદ્ધપુરના (જન્મ સન ૧૯૧૪) વતની છે. ૧૯૩૧માં મેટ્રિકની પરીક્ષા પસાર કરી, ૧૯૩૨માં 'તીર્થ' પરીક્ષા આપી કાવ્યતીર્થની પદવી મેળવેલી. એમના પ્રિય વિષયો સાહિત્ય અને સમાજશાસ્ત્ર છે. ગ્રામજીવન, પુષ્પહાર વગેરે એમની સાહિત્યકૃતિઓ છે.]

## કલાધરને

જ્યારે લાખ કરોડ કરોડ ભૂખ્યાં અન્ન વિના મરણે ફફડે
ત્યારે કેમ કલાધર! ફૂદે તુજને મધુ ઉષાના સંધ્યાના રંગ ગમે!

જ્યારે જીવન યન્ત્ર સમાન બને
જ્યારે ક્યાંય ન લેશ વિરામ જડે

જ્યારે કાળસમાં કાળાં કારખાનાં મહીં માનવશક્તિ હણાઈ રહે
ત્યારે કેમ કલાધર! બાગફુવારાનાં ચિત્ર આલેખવાં ભાઈ! ગમે!

જ્યારે પહેરવા વસ્ત્ર પૂરાં ન મળે
જ્યારે લોક ભૂખ્યાં તરસ્યાં રઝળે

જ્યારે તાપઝળ્યાં ભૂખ્યાં બાળ નિહાળીને માડીની આંતરડી કકળે
ત્યારે કેમ કલાધર! કોકિલ–કંઠ વિષે તુજને રસસ્વાદ ગમે!

જ્યારે શેઠ ગુલામનાં લોહી ચૂસે
જ્યારે ભાઈભાઈમાં વિરોધ વસે

જ્યારે માનવતા તણું દાનવતા મહીં ઘોર અહા! પરિવૃત્ત લસે
ત્યારે કેમ કલાધર! અંતરથી તુજ કલ્પનાના ન વિચાર ખસે!

જ્યારે વિશ્વની ભૂખ ઊંડી મટશે
જ્યારે નીચ ને ઊંચના ભેદ જશે

જ્યારે પૃથ્વીમાં પાશવતા શમશે તારી પૂર્ણ કલા જગ પારખશે
પણ હાલ તો ભાઈ ઓ! મૃત્યુને કાળ વિવાહનાં ગીત જરી ન ઘટે!

ગૌતમ

## જાની દોસ્ત

બહુએ મિત્ર શેરીના મળ્યા ને ચાલતા થયા,
પરંતુ તું સમો ભેરુ મળ્યો ના હજૂ અન્ય કો.
મળ્યો તું સાંજના જે દિ' ઓળખીને ઉદાર દિલ
અહર્નિશ સાથ રહેવાને પ્રેમનાં પારખાં દીધાં.
ભૂલથી ગાંધીને હાટ જૈ ચડ્યો તોય ના ગમ્યું,
ફરી તું દોડતો આવ્યો ઝાલ્યો હાથ વિયોગથી.
અંધારે મેં દગો દેવા યત્નો કીધા ઘણાય તે,
કરી સૌ માફ તેં મારા પ્રેમનો પાઠ શિખવ્યો.
ઉર્વશી પ્રેમ ના જાણે, ના જાણે એ શકુન્તલા,
પ્રેમને પેખતું હૈયું તે ખોટા રૂપિયા જ તું!

નવી કવિતાના સ્વરૂપની ચર્ચા કરવાનું આ સ્થાન નથી. એ નવી કવિતા ભવિષ્યમાં કેટલી ટકશે એ પણ એક વિવાદગત પ્રશ્ન છે. વિદ્યાર્થીવર્ગની અભિરુચિ અભિનવતાનો આસ્વાદ માણે એવી આશા સાથે નવ કવિતાના વૈવિધ્યના થોડાક નમૂના વીણી અહીં મૂક્યા છે. ભિન્નભિન્ન રુચિ પ્રમાણે તેની સુગંધિ સ્વીકાર્ય–અસ્વીકાર્ય બનશે. નવકવિતાની દીર્ઘ દૃષ્ટિ ભવિષ્યમાં પણ ગૌરવભરી રીતે આગળ તરી આવવાની છે. એવી કવિતાઓના સંપર્કમાં વસવાનું આજનો વિદ્યાર્થી-વર્ગ, સંસ્કારવાંછું કેળવણીકારો તેમજ સિદ્ધ શિક્ષણશાસ્ત્રીઓ ઇચ્છે એ સ્વાભાવિક સમજી અહીં કવિતા–પુષ્પોને મૂકવાનો પ્રયાસ કર્યો છે.

### સ્વાધ્યાય

૧. શ્રી. મનસુખલાલ ઝવેરીકૃત 'ભારતનાં પુણ્યકીર્તને'માં ભારતની શી મહત્તા અને કયું ગૌરવ દર્શાવવામાં આવ્યું છે?
૨. હિન્દુસ્તાનના ઇતિહાસની અમરતા 'ભારતનાં પુણ્ય કીર્તને'–માં પ્રવાહી કવિતામાં વણી લેવામાં આવી છેઃ આની ચર્ચા કરો.
૩. નવી કવિતામાં શી શી નવીનતા છે તે સ્પષ્ટપણે દાખલા આપી સમજાવો.

# પ્રકીર્ણ

[ શ્રી રમણલાલ શંકરલાલ ભટ્ટ માતર (જી. ખેડા)ના વતની છે અને 'ગુજરાત સમાચાર'માં અને અન્યત્ર 'નારદ' તખલ્લુસથી કટાક્ષાત્મક કાવ્યો લખીને તેમણે સારી ખ્યાતિ મેળવી છે. એમની લેખનશૈલી વેગીલી, પ્રવાહી, સચોટ અને ધાર્યું કામ આપે એવી છે. સપ્ટેમ્બર ૧૯૪૯માં લખાયેલું નીચેનું કાવ્ય આ હકીકતને પુરવાર કરે છે. ગાંધીજીએ પ્રથમ બેરિસ્ટર થયા પછી આફ્રિકા ગયાનો પ્રસંગ, સત્ય–અહિંસાને આચારમાં ઉતાર્યો, રેંટિયો અપનાવ્યો, મહાભિનિષ્ક્રમણ કર્યું તથા હિંદીઓને આઝાદીનાં દર્શન કરાવ્યાં એવા મ. ગાંધીજીના જીવનપ્રસંગોનો લેખકે આમાં સાક્ષાત્કાર કરાવ્યો છે.

## ભલો મારો મા'તમો ગાંધી !

પૂતળીબાઈનો પૂતર પેલો, કસ્તૂરબાનો કંથ
કબા કાકાનો કીકલો, જેણે ઝાલ્યો સતનો પંથ

સાચો તાર સતનો સાંધી
મચ્યો મારો મા'તમો ગાંધી
ખાળી એલ્યા ખોબલે આંધી
ભલો મારો મા'તમો ગાંધી.

ભણી ગણીને સા'બ થયો ને હાલ્યો દરિયાપાર,
આફ્રિકામાં આંખ્યું મીંચી ઊતરીઓ જે વાર,
ખુચ્યાં ડગ ડગલે થાતાં, તાતાં અપમાનનાં કાતાં—સાચો.

કાળા લોકની આવતી એવે ગૌરાંગોને ગંધ,
ફર્સ્ટ કલાસની મુસાફરીયે હિંદીયું માટે બંધ !
દેખી રંગ-દ્વેષના કીડા; વ્યાપી અંગેઅંગમાં પીડા—સાચો.

સત્યાગ્રહનો ઝાલી સહારો, એણે ઉઠાવ્યું શિર,
પાશવતાની સામે ઝઝૂમ્યો, થઈને એકલવીર,
જ્યાં જ્યાં જોઈ ભેદની બાજી, રહ્યો વીર ગાંધીડો ગાજી—સાચો.

વ'લાતમાં ગયો વતું કરાવવા, વાળંદ કેરે ઘેર,
ગોરા ગાંયજે નન્નો વાસ્યો, પછે થઈ શી પેર ?
કાપ્યા નિજ કેશને હાથે, ફર્યો પછી ફાંકડે માથે—સાચો.

ટોલસટોય ને ગોખલે ગરૂ, પાયાં પ્રેરણાનીર,
રાજચંદરે રામ જગાડ્યો, પરખી પરની પીડ.
ચઢ્યું પછી ગાલ્લું ચીલે, બંધાણો દેશને ખીલે—સાચો.

ચૌદની સાલમાં ચૌદશીઆએ, ચોમેર નાખ્યા દોર,
દેશ આખાને દોહી ખાતા, ધોળા દનના ચોર,
દેખી એના દલમાં દાવા, ભભૂકીઓ ખેદનો લાવા—સાચો.

સત્‌-અહિંસા સાજ સજીને સાબર કેરે તીર,
ઠાવકા થઈ ને થાણું નાખ્યું નીચોવી હૈયાનાં હીર;
પરાર્થે અંગને તાવ્યું, ગુલામીનું ભાન કરાવ્યું—સાચો

ચંપારણ ને ખેડા જેવા ખેલીને સંગ્રામ,
બારડોલીમાં બાખડ્યો ત્યારે એ જ દીધો પેગામ,
યુગોની ઊંઘ ઉરાડી, ડોસો પછે દોડીઓ દાંડી—સાચો.

મીઠા વણુના માનવીઓ ને મીઠા બોલા લોક,
સહુના અંતર છતી લીધાં ગોરાએ પાડી પોક;
'જાદુગર દીસતો ડોસો, એને ઝટ જેટલાં ખોસો'—સાચો.

મો'લ્લે, મો'લ્લે મીઠાં પકાવ્યાં, કીધો કાયદો ભંગ,
જેલનાં તોનીંગ બારણાં પૂરી, રાંમ કે રાખ્યો રંગ.
વધેરાયાં શ્રીફળ લીલાં, જુલ્મીઓના ટાંટીયા ઢીલા—સાચો.

હાય હળાહળ ઝેરના જેણે પીધ છલોછલ જામ,
દેશને કાજે લેશ ન લીધો, એક પળ આરામ,
માતાની તોડવા બેડી, લીધી એણે કપરી કેડી—સાચો.

ગોળ ગોળ અલ્યા ગોળમેજીમાં એમરી નવા-છાપ,
ફેરવતો હાય હિંદીઓને ચર્ચિલ ચિરૂટ છાપ,
નાખી ઝટ દોલકી તોડી, ટોરીઓની પોલને ખોલી—સાચો.

સત્-અહિંસાનાં સાધન ધારી, 'બાધડા'થી બીડી બાથ,
ચાલીસ કોટિના નગ્ન ફકીરે, થકવ્યો દલ્લી-નાથ,
હાલ્યા સામ્રાજના પાયા, વાયુ રામરાજના વાયા—સાચો.

જાવ, 'ચલેજાવ' 'ઓશયા છોડો,' જાગ્યો ચોમેર નાદ.
સતીયો બોલ્યો સાબદો થઈને, દેશે ઝીલ્યો સાદ.
ફરી પાછી જેલ ને ગોળી, નાખ્યો આખા દેશને ડો'ળી—સાચો.

પાશવતાએ પાસમાં જેની, અંતે હારી હામ,
કાલના કેદી હવે આજે, દેશ આખાની લગામ,
અલ્યા બધી ગાંધીની લીલા, પાડયા જેણે નવલા ચીલા—સાચો.

મડામાંયે જેણે મંતર ફૂંકી જગવી આતમ જ્યોત,
ગાંધીવાદમાં ગાંડીઆ કીધા, લોક બન્યું ઓતપ્રોત,
ઝીલી એની પડતી વાણી, થયાં સહુ પાણી પાણી—સાચો.

'સબમેં મેગ લગતા' કીધું ભાષણ, ભાષા, ભાર,
વૈદક, ઘરના ઉદ્યોગમાં ને, જ્યાં ત્યાં તે તૈયાર,
પળે નવ નવરો બેસે, લેવો નથી આરામ લેશે—સાચો.

અહિંસાનો અવતારી તોયે, દંડ તણો દોસ્તાર,
જ્યાં ત્યાં જોડે બકરી રાખે, એક બીજી ઘડિયાળ,
નથી બીજી સાથમાં મૂડી, બાકી 'નરસૈંયાની હુંડી'—સાચો.

હરિનાં જનને હૈડે ચાંપ્યાં, પૂર્યા સમાજમાં પ્રાણ,
'હાથે તે સાથે' પાઠ પઢાવી, તારીયું દેશનું વા'ણ,
વીતાવી રજની કાળી, દીધો આખો દેશ ઉજાળી—સાચો.

અંતર એને એક જ આશા, ક્યારે ભારત ભોમ,
દુનિયાનો દાદો થઈ બેસે, મેળવી, ખોયું જોમ,
ક્યારે સાવ સંસ્કૃતિ ટોચે, ભોળું મારું ભારત પ્હોંચે—સાચો.
સ્વારથની સંસ્કૃતિમાં રાચે, પશ્ચિમ કેરા લોક,
પૂરવની સંસ્કૃતિ ત્યાગી, એમ વદ્યો પુણ્યશ્લોક,
જીવી જાણ્યું જીવન ત્યાગી, બન્યો સારા વિશ્વનો રાગી—સાચો.
ચાર આનાનો સભ્ય નહિ ને દેશ તણો શિરતાજ,
દિલે દિલમાં જઈને બેઠો, કરવા અમ્મર રાજ,
જુગ જુગ જીવજે બાપુ, બીજી કયી આશિષ આપું?—સાચો.
ધન ધન તારી જનની કેરી ઉજાળી તેં કુખ,
આઝાદીના દ્વારે લાવી, દેશનાં ટાળ્યાં દુઃખ,
સાચો તાર સતનો સાંધી,
મચ્યો મારો મા'તમો ગાંધી;
ખાળી જેણે ખોબલે આંધી,
ભલો મારો મા'તમો ગાંધી.

—નારદ

## જીવનની મઝા

### (હરિગીત : સૉનેટ)

હું ઇન્દુ તું મમ કૌમુદી, હું મેઘ તું સૌદામિની
હું સુમન તું પરિમલ બને તો જીવન જીવવાની મઝા;
ક્ષુબ્ધ હું તમ વારિધિ ને શાન્ત તું સ્રોતસ્વિની
મમ મીન તું તવ નીર હું તો જીવન જીવવાની મઝા.
હું યોગી તું મમ સાધના; હું કાય તું મમ છાય ને
હું ભૃંગ તું મમ પદ્મિની તો જીવન જીવવાની મઝા.
ધ્વનિ હું બનું પ્રતિધ્વનિ બને તું રત્ન હું મમ તું પ્રભા
નવમલ્લિકા તું આમ્ર હું તો જીવન જીવવાની મઝા.

કવિ હું બનું મમ કલ્પના તું, કાવ્ય હું રસ તું બને
ઉર હું બનું મમ ઊર્મિ તું તો જીવન જીવવાની મઝા.
અમર આશા હું બનું શાશ્વત નિરાશા તું બને
જીવન બનું મૃત્યુ બને તો જીવન જીવવાની મઝા.
બ્રહ્માણ્ડમાં વિલસી રહું જો તું રમે મમ આત્મમાં
આત્મા તણી યદિ એકતા તો જીવન જીવવાની મઝા.

—નલિન મણિશંકર ભટ્ટ

## સમજૂતી અને સ્વાધ્યાય

ઈન્દુ–ચંદ્ર. કૌમુદી–ચાંદની. સૌદામિની–વીજળી. સુમન–ફૂલ. પરિમલ–સુગન્ધિ. સ્રોતસ્વિની–ઝરો. ંગ–ભમરો. નવમલ્લિકા–લતા. ઊર્મિ–તરંગ. યદિ–જો.

૧. જીવનની મઝા ક્યારે ભોગવી શકાય? આ વસ્તુ બરાબર સમજાવવા ક્યાં શબ્દજોડકાં આપેલાં છે?

૨. સૉનેટ વિષે જાણુતા હો તે લખો.

## પૂજારી

[ વંશસ્થ—સૉનેટ ]

રુદ્રાક્ષની માળ ગળે ન ધારી મેં,
કર્ણો વિંધાવ્યાં નવ કેસુડાં ભર્યાં;
કપાળ મારું નવ ભસ્મશોભિતું,
પાદાબ્જમાં પાવડીઓ ન હે પ્રભુ!
પૂજારી હું, ને મુજ હાથ ખાલી છે,
ન મ્હેકતાં પુષ્પ ન ચંદનો લીધાં;
ન કંકુ ના દીવડી આરતી અરે!
ભક્તિભીનું હૈડુંય એકલું રડે.

છે એક દીવો મુજ ઉરદેશમાં,
પ્રેમે ભર્યો મેં પ્રિય થાય છે ધર્યો;
દશાંગુલીવંદન પુષ્પ કુંકુમો,
નમ્યાં દગો આરતી, અર્ધ્ય હે પ્રભો!
છે હાથ ખાલી પણ હૈયું તો ભર્યું,
મૂર્તિતણું પૂજન મોંઘું માહરું

-શિવકાંત દવે

## કવિ પ્રત્યે કંપોઝિટરની ઉક્તિ

તમે ત્રિભુવનો બધાં ખૂરશીમાં રહી ખૂંદતા,
અને અટનજન્ય ખેદ સિત પત્રમાં ઠાલવો,
અમે અહીં ખૂણે ઊભી, લઘુગુરુ બધાં ગોઠવી,
અમૂર્ત તમ ભાવને અરપતા તનુ છાપીને.

તમે કલ્પના કરી, કરવતી અમે, સર્જતા,
છતાં કદરહીન આ જગતમાં ન કો જાણતું
મને જહીં જઉં તહીં શ્રવણમાં ગીતો આપનાં,
પડે નયન કોઈ ને નિરખવા છૂપી વેદના

નથી. દિવસ-રાત ને ઘર બધું ભૂલી, ભૂખને,
અમે નિંદર વેચીને, કલમના વિષો પી જતા;
ન કાવ્ય પ્રતિભાભર્યાં રુધિર, આ ભર્યાં દેહનાં,
છતાં ન યશભણમાં ગણતરી અમારી થતી.

હવે કુશળ તાર્કિકો, 'શ્રમ ખરો વધે બુદ્ધિનો'
હશે 'પણ કહો વિના શરીર બુદ્ધિ શા કામની?'

-રાજશેખર

# નવલરામ પંડ્યા



[ પ્રેમાનંદનું 'સુદામાચરિત્ર' આ પુસ્તકના પહેલા ભાગમાં વાંચ્યું હશે. ગુજરાતના એ મહાકવિએ આપણી ભાષા અને સાહિત્યને માટે શું કર્યું તે તમને આ લેખ કહેશે. આ જ વિષય ઉપર આગળ આ જ પુસ્તકમાં શ્રી. નરહરિ દ્વારકાદાસ પરીખ પણ લખે છે તે સાથે જ વાંચજો. આ લેખના લેખક **નવલરામ** લક્ષ્મીરામ પંડ્યા **સુરતના** હતા અને **સુરતના** ત્રણ **નનાઓ** એટલે **નર્મદ**, વિવેચક **નવલરામ** અને નવલકથાકાર નંદશંકર–'કરણઘેલો'ના કર્તા–આટલા પ્રખ્યાત છે.

નવલરામ (સને ૧૮૩૬–૧૮૮૮) જાતે વીસનગરા બ્રાહ્મણ હતા. આઠમે વર્ષે મહેતાજી દુર્ગારામ મંછારામની સરકારી ગુજરાતી નિશાળે તેમણે ભણવાનું શરૂ કર્યું. અગિયારમે વર્ષે ગુજરાતી નિશાળનો અભ્યાસ પૂરો કર્યો. પરીક્ષામાં પાઘડી અને પુસ્તકો ઈનામમાં મળ્યાં, એથી અંગ્રેજી હાઈસ્કૂલમાં ફ્રી સ્કૉલર તરીકે એમને દાખલ કરવામાં આવ્યા. 'નર્મદ-જીવન'માં તેમણે લખ્યું છે તે પ્રમાણે આજની અંગ્રેજી સ્કૂલો કરતાં પણ વધારે અભ્યાસ ગુજરાતી નિશાળોમાં થતો. અગિયાર વર્ષની વયે શિવગૌરી સાથે તેમનું લગ્ન થયું. દશ મહિને વિધુર બન્યા અને ચૌદ વર્ષના બાળક-વિધુર મણિગૌરી સાથે મંડિત થયા. નવલરામના અવસાન વખતે આ મણિગૌરી, તેમના પુત્ર ધીમતરામ અને પુત્રી કમળા હયાત હતાં. જનોઈ દેતાં સુધી નવલરામને આખે માથે મોટો ચોટલો હતો. ૧૮૫૪માં અઢાર વર્ષની વયે સુરતની અંગ્રેજી હાઇસ્કૂલમાં તેમને માસિક દશ રૂપિયાની નવમા આસિસ્ટંટ માસ્તરની નોકરી મળી. ૧૮૬૧થી ૧૮૬૪ લગી ડીસા ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલના કામચલાઉ હેડમાસ્તર થયા અને પછી સુરત હાઇસ્કૂલમાં. ૧૮૬૨માં મહારાજ લાયબલ કેસ ચાલ્યો.

૧૮૬૭માં એમણે ડિરેક્ટર ઑફ પબ્લિક ઈન્સ્ટ્રક્શનને અરજી કરી લખ્યું કે શ્રી. નંદશંકર તુલજાશંકર સુરત ટ્રેનિંગ સ્કૂલના હેડમાસ્તર

થવાથી અને પોતે મેટ્રિક્યુલેશન પાસ નહિ થયેલા એટલે હાઈસ્કૂલમાં તેમને વિશેષ સ્થાન નહોતું. પરંતુ નંદશંકરની બદલી થવાથી તે જગા તેમને મળી. ૧૮૬૭માં જ એમણે 'ભટનું ભોપાળું' મોલિયરના ફ્રેંચ નાટકનું અંગ્રેજી રૂપાન્તર 'મૉક ડૉક્ટર' ગુજરાતી પહેરવેશમાં લખ્યું. પછી વીરમતી નાટક (૧૮૬૯) લખ્યા પછી ૧૮૭૦માં સવાસો રૂપિયાના પગારે અમદાવાદ ટ્રેનિંગ કૉલેજમાં આવ્યા. 'ગુજરાત શાળાપત્ર' તેઓ ચલાવવા સમર્થ થયા. ૧૮૭૧માં 'મેઘદૂત'નું ભાષાન્તર શરૂ કર્યું. ૧૮૭૨માં 'વાચનમાળાની જોડણી' લખી. ૧૮૭૩માં દેશી પિંગળ લખ્યું. ૧૮૭૬માં તેમની બદલી થઈ. રાજકોટમાં ૧૪૦ના પગારથી પ્રિન્સિપાલ નિમાયા. રાજકોટ આવ્યા પછી તરત 'બાળ ગરબાવળી' લખી. ૧૮૮૧-૮૨માં પિસ્તાળીસ-છેંતાળીસ વર્ષનું વય બેસતાં તેમને ઘડપણ બહુ વહેલું દાખવ્યું.

શિક્ષકના ધંધા પ્રત્યે એમને આદર હતો. તેમનાં વિવેચનો સૂક્ષ્મ અને પરિપક્વ હતાં. ૧૮૮૦માં અંગ્રેજ લોકોનો ઇતિહાસ લખવો શરૂ કર્યો. નર્મદનું તેમણે જીવનચરિત્ર લખ્યું. પ્રેમ-શૌર્યનું જીવન જીવનારને એમણે અંજલિ અર્પી. ૧૮૮૮ના ઑગસ્ટની સાતમી તારીખે મંગળવારે મધ્યરાત્રે તેમનું અવસાન થયું.]

## મહાકવિ પ્રેમાનંદ

ગુજરાતી ભાષાનો સર્વોત્તમ કવિ પ્રેમાનંદ છે. જે સૈકડામાં એ થઇ ગયો તે ગુજરાતના વિદ્યાપ્રકરણમાં સર્વોત્તમ સમય હતો. આપણા ત્રણ મોટા કવિઓ એ જ સૈકડામાં થઈ ગયા છે. આણી તરફ સામળ ભટ વાર્તારૂપે પોતાના સમયનાં સંસારચિત્ર આપવાનો સંપ્રદાય પહેલવહેલો જ પ્રાકૃત ભાષામાં દાખલ કરતો હતો, તો પેલી તરફ અખો ભગત લોકોના મનને સોના સરખા વહાલા જે પરાપૂર્વના વહેમ, તેને હથોડો લઇને તોડવા મંડી ગયો હતો.

પ્રેમાનંદની કવિત્વશક્તિ અસાધારણ છે. એ જે વિષય ઉપર લખે છે તેનું આબેહૂબ ચિત્ર વાંચનારની નજર આગળ ઊભું કરવામાં એ કદી ચૂકતા નથી. રસની બાબાતમાં તો કોઈ પણ ગુજરાતી કવિ એના પેંગડામાં પગ ઘાલે તેવો નથી. તાકયું તીર મારનારો તો

પ્રેમાનંદ. એ ધારે છે ત્યારે રડાવે છે, ધારે છે ત્યારે હસાવે છે, અને ધારે છે ત્યારે શાન્ત રસના ઘરમાં આપણને લઈ જઈ બેસાડે છે. એની વધારે મોટી ખૂબી એ છે કે એને એક રસમાંથી બીજા રસમાં છટકી જતાં વાર લાગતી નથી, અને તે એવી સ્વાભાવિક રીતે કરે છે કે લેશમાત્ર પણ રસભંગ થતો નથી. આવી રીતે એ કાવ્યસિદ્ધિ કરે છે. તેનું મુખ્ય કારણ એ છે કે એને જનસ્વભાવનું બહુ જ ઊંડું જ્ઞાન છે. ગ્રંથસંકલનામાં પણ એ સર્વોપરી છે. ક્યાં, કેટલો અને કેવો રસ મૂકવો એ પ્રેમાનંદ બરાબર સમજે છે. એની ભાષા શુદ્ધ અને પ્રૌઢ, શૈલી સીધી અને સંક્ષિપ્ત અને પદબંધ સરળ તથા કોમળ છે.

આ બધા ગુણોને લીધે એ કવિ ઘણો જનપ્રિય છે. એનાં ઘણાંખરાં કાવ્ય તો એક રીતે ગુજરાતમાં પૂજાય છે, એમ કહીએ તો પણ ચાલે. હજારોને સુદામાચરિત્ર શનિવારે અને હુંડી રવિવારે ગાઈ જવાનો નીમ (નિયમ) જ છે. ગામોગામ ચૈત્ર માસમાં એનું ઓખહરણ તો ઊછળી જ રહે છે; જુવાન કે વૃદ્ધનાં અંતઃકરણ વિહ્વલ કરી નાખે છે અને વ્યાસની એ કાવ્યથી રોજી આવે છે. શ્રાદ્ધના દહાડામાં જ્યાં ત્યાં નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ વંચાય છે, અને લોકો અરધી રાત આનંદમાં અને નાગરો ઉપર ફિટકાર કહાડવામાં કહાડે છે. સુરતમાં કે જ્યાંના લોકોએ એ કવિનો રસ ઝીલ્યો હોય એમ માલમ પડે છે, ત્યાં દરેક સ્ત્રીના સીમંત પ્રસંગે સાસરે ને પિયર મોસાળું ગવડાવવું એ તો એક આચારનો જ ભાગ થઈ પડ્યો છે. ચોમાસાના દહાડામાં ત્યાં એકપણ ગામડું એવું નહિ માલમ પડે કે જેમાં પ્રેમાનંદકૃત દશમ સ્કંધ વંચાતો નહિ હોય. ત્યાં ભાગવત વાંચ્યે ભણ્યું સાર્થક થયું ગણાય છે. ધન્ય છે પ્રેમાનંદને જેના કાવ્ય-સમુદ્રમાં પર્વેપર્વે સ્નાન કરવાને આટલા જીવ ધાઈને આવે છે; અને શુદ્ધ, કોમળ તથા ભક્તિમાન થઈને સંસારમાં પાછા વળે છે.

**સ્વાધ્યાય**—૧. પ્રેમાનંદની કવિત્વશક્તિ વિષે ગ. નવલરામનો

શો મત છે ? ૨. એને શા માટે જનપ્રિય કવિ કહ્યા છે ? ૩. પ્રેમાનંદે અદ્ભુત કવિત્વશક્તિ કેવી રીતે પ્રાપ્ત કરી ? ૪. ગૂજરાતી ભાષા અને સાહિત્યને સમૃદ્ધ કરવાને તેણે શું કર્યું ? ૫. પ્રેમાનંદ એ નિઃસ્પૃહી અને સ્વતંત્ર કવિ હતા તે સમજાવો.

## મા મે રું

મામેરું એ ભક્તિમાર્ગનું કાવ્ય છે. એનો ઉદ્દેશ નરસિંહ મહેતાનો દઢ વિશ્વાસ અને ભગવાનનું ભક્તાધીનપણું દર્શાવવાનો છે. કાવ્યવસ્તુ ઘણી નાની છે: મહેતાજીની પુત્રી કુંવરબાઈને અઘરણી આવ્યું (આવ્યા), તે વેળા આ દેશની રીત પ્રમાણે મોસાળું તો કરવું જ જોઈએ, અને મહેતાજી પાસે તો એક ફૂટી બદામ પણ સંઘરામાં ક્યાંથી હોય ? એ સમયે ભગવાન વાણિયાને રૂપે ભર સભામાં આવી મોસાળું કરી ગયા અને ભક્તની લાજ રાખી. જનવાર્તામાંથી આટલો પાયો લઈને તે ઉપર પ્રેમાનંદ કવિએ સરસિક (રસિક કે સરસ જોઈએ.) કાવ્ય રચ્યું છે.

ભક્તિચરિત્ર ઘણું કરીને નીરસ, અને કવિતાના શોખીનને કંટાળાભરેલાં લાગે છે; પણ પ્રેમાનંદના પ્રતાપે આ વિષય તેટલો જ સરસ અને મનોહર થઈ રહ્યો છે એ કથામાં એક રસબીજ રહેલું છે તે આ કવીશ્વરની દૃષ્ટિએ પડ્યું, અને તેનું સિંચન કરી એણે તરત એક સુંદર વૃક્ષ બનાવી દીધું. જગત-ભગતની રીત એક બીજાથી ઊલટી છે; અને એ ઊલટાપણું કુશળ કવિના હાથમાં એક નવીન રસનું સાધન છે. જો મામેરાનું આ છેડાથી પેલા છેડા સુધી આપણે બારીક વિવેચન કરીશું તો આપણને માલમ પડશે કે આ ઊલટાપણાને જ બહેકાવીને પ્રેમાનંદે આ કાવ્યમાં પ્રેમાનંદ વરસાવી મૂક્યો છે. ગ્રંથની સઘળી સંકલનાનું લક્ષ આ બીજને પ્રફુલ્લિત કરવા તરફ છે.

આ કાવ્યનો નાયક નરસિંહ મહેતા છે. એની પાત્રતા એવી

સંપૂર્ણ રીતે ચીતરી છે કે ભક્તરાજની નખશિખ મૂર્તિ કાવ્યમાં બંધાય છે. કુંવરબાઈનું રાંકડાપણું–તેની માત્ર રૂપરેખા જ પાડી છે એમ તેમાંથી જણાઈ આવે છે. બીજાં એમાં જે ચાર પાંચ ગુણચિત્ર છે તે વિશેષ નથી, પણ અમુક વર્ગનાં છે. શ્રીરંગ મહેતા, કે જે ઘરસંસારી કામમાં સ્ત્રીનો જ દોરાયો દોરાય છે, તે હિંદુકુટુંબ અને વિશેષ કરીને નાગર કુટુંબના ઉપરીનો ખરેખરો નમૂનો છે. કુંવરબાઈની વડસાસુ તે ખરેખરી વડસાસુ જ છે. સાસરામાં વહુને સાસુ–નણંદ શી રીતે હમેશાં મહેણાં–ઓડાં માર્યાં કરે છે, તેનું આમાં બરાબર ચિત્ર આપ્યું છે. નાગરી ન્યાતે ગમે તેવી સાસુ હોય પણ તે વહુને માને બોલાવે છે, એ વાત પણ આ ચતુર કવિના ધ્યાનમાંથી જતી રહી હોય એમ જણાતું નથી. નાગરીઓની વાગ્વિદગ્ધતા અને નાગરોનો મજાકી સ્વભાવ બરાબર વર્ણવ્યો છે.

કવિએ આ કાવ્ય ઘણા ઉમંગથી લખ્યું હોય એમ જણાય છે. એમાં સઘળે ઠેકાણે આનંદ ઊછળી રહ્યો છે, અને કવિની કલ્પનાના ઉછાળા પ્રત્યક્ષ માલમ પડે છે. એની કલમ ઘણી ઉતાવળથી ચાલી જાય છે; ડગલે ડગલે કાવ્યપ્રકાશ થતો જાય છે; કો ઠેકાણે તે નકામું ટાહેલું કરવાને અટકતી નથી; જ્યાં જેટલું ને જેવું જોઈએ ત્યાં તેટલું ને તેવું જ ચીતરે છે. રસપ્રદેશ આવે છે ત્યા ઊતરી પડીને યથેચ્છ રમણ કરે છે; પછી તરત જ ત્યાંથી ઊડી પાછો પોતાનો માર્ગ પકડે છે; અને એ રીતે ઘણા જ થોડા વખતમાં પોતાનું સઘળું કામ પૂરું કરે છે. અરે, દીર્ઘસૂત્રતા, જે ગૂજરાતી કવિઓનો એક સાધારણ દોષ છે તે, આ કાવ્યમાં બિલકુલ નથી.

કાવ્યપ્રકાશ આટલી ઉતાવળથી થવાને લીધે સઘળી કથા વાંચનારની આગળ આવીને મૂર્તિમાન ઊભી રહે છે. આપણે વાંચતા નથી પણ જાણે જોઈએ છીએ એમ થાય છે, અને એક દેખાવની ઉપર બીજો દેખાવ ઝપાટાબંધ આવતો જાય છે. તેથી એ કાવ્યના અંત સુધી આપણે એકચિત્ત થઈ રહીએ છીએ. આ કાવ્યનો ઘણો

ભાગ દેખાવથી જ ભરેલો છે. એમાંના કેટલાએક કેવળ હાસ્યરસના અને કેટલાએક લાલિત્યના છે. જો કોઈ યુરોપના જેવો ચિતારો હોય તો એ ઉપરથી ઘણાં સરસ ચિત્રો કહાડી શકે. નરસિંહ મહેતાની વહેલનું વર્ણન, બધી ન્યાત ભરાયેલી છે ત્યાં નરસિંહ મહેતા દશવીશ વેરાગીઓની સાથે થાળ ગાવા મંડી જાય છે તે, પહેરામણીની વખતે વડસાસુ રિસાઈ જાય છે અને તેને ખીરોદક આપી મનાવી લાવે છે તે, વગેરે કેટલાંએક તો એવાં હસામણાં ચિત્ર થાય કે જોતાંને વાર જ ખડખડ હસવું આવે. મોસાળાની વખતે ભેગી થએલી સ્ત્રીઓનું જે વર્ણન આપ્યું છે તે ખરેખરું લાલિત્યનું આનંદમય ચિત્ર છે. એ વર્ગનાં એવાં સરસ ચિત્ર ગૂજરાતી કવિતામાં થોડાં જ મળી આવશે.

એમાં હાસ્ય, શાંત, કરુણ અને અદ્ભુત એ રસ અનુક્રમે ઓછાવત્તા આવેલા છે. ઘણો ભાગ હાસ્ય અથવા મસ્ત આનંદનો છે. નરસિંહ મહેતાને એક રીતે કવિએ ખૂબ જ બનાવ્યા છે, તો પણ એની યુક્તિ એવી છે કે, એ ભક્તનું માન કોઈ રીતે પણ આપણા વિચારમાં ઓછું થતું નથી. નરસિંહ મહેતાનું મન સદા શાંતરસનું અવલંબન છે. અદ્ભુત વર્ણન કેટલુંએક છે, પણ આસપાસના આનંદમાં તે દબાઈ જાય છે. કરુણરસ થોડો જ છે, પણ છે ત્યાં બહુ જ સરસ છે. તે છતાં કાવ્યનું સાધારણ અંગ આનંદનું જ છે. અત્રે સીમંતના હર્ષના દિવસોમાં એને ગાવાનો જે સંપ્રદાય પડ્યો છે તે ખરેખર એક ઊંચી શક્તિનું જ ચિહ્ન છે.

૧. 'અધરણી' નારી જાતિનો શબ્દ હોવાથી 'કુંવરબાઈની અધરણી આવી' એમ વાક્યપ્રયોગ જોઈએ. સરસિક–આ શબ્દ-પ્રયોગ ખોટો છે; રસિક કે સરસ જોઈએ. ટાહેલું–ટાયલું. સીમંત અને શ્રીમંત બન્ને શબ્દો બરાબર સમજો. નીરસ: નિરસ શબ્દ ખોટો છે: નિર્+રસ. રૂપરેખા–Outlines. અવલંબન–આધાર.

# ગોવર્ધનરામ ત્રિપાઠી



[શ્રી. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી બી. એ; એલએલ. બી. નડિયાદના નાગર બ્રાહ્મણ હતા. તેમના પિતાની શરાફી પેઢી ભાંગવાથી જીવનમાં લીલીસૂકી આવી જવા છતાં અધ્યયનપરાયણ રહી આખરે વકીલાતના ધંધાની સાથેસાથ સાહિત્યસેવા પણ કરી છે. એમણે સાહિત્યને જીવન સમર્પવાની દૃષ્ટિએ ભારે પગારની નોકરી જતી કરી. ૧૮૯૮ના ઓકટોબરમાં પોતાનું તનમન સાહિત્ય આગળ ધર્યું. સાહિત્ય જેવા કમાણી વિનાના કાર્યમાં ધીકતી વકીલાતની કમાણી છોડી ઝંપલાવનાર બહુ થોડા મળી શકે છે. 'સ્નેહમુદ્રા' એમનો કાવ્યસંગ્રહ છે; છતાં કવિ તરીકે તેમની એટલી ખ્યાતિ નથી. 'સરસ્વતીચંદ્ર'ના પ્રથમ ભાગને આજે પચાસ વર્ષ ઉપરાંત વર્ષો પ્રકાશન થયે થઈ ગયાં છે અને ચોથા ભાગને ૩૫ ઉપરાંત વર્ષ થયાં છે; છતાં આ પુરાણગ્રન્થની સરસાઈ કરવાને અત્યાર લગી બીજો કોઈ ગ્રન્થ બહાર પડયો નથી. સર્ગશક્તિ, પાંડિત્ય ને રસ જેમાં છલકાય છે, એવા આ સર્વસંગ્રહગ્રંથમાં વસ્તુસંકલના નહિ હોય; છતાં શ્રી મુનશી સિવાય કોઇએ ગુણસુંદરી, કુમુદ, ચન્દ્રાવતી વગેરે જેવાં ઉત્તમ પાત્રો સર્જી મહત્તાની આટલી સિદ્ધિ મેળવી લાગતી નથી. કુમુદ અને કુસુમ એ બે આ નવલકથાની નાયિકાઓ છે અને નામ પ્રમાણે ગુણ ધરાવે છે. હાસ્યરસની ઊણપ ખૂંચે એવી ખરી, પણ 'સાહિત્ય એટલે જીવનમીમાંસા' સ્વીકારીએ તો 'સરસ્વતીચન્દ્ર' સાહિત્યનો ઉત્તમ નમૂનો છે.

તેના પહેલા ને બીજા ભાગમાં નવલકથાના અંશો ઓછા છે. ત્રીજા ભાગમા રાજાઓને માર્ગદર્શન છે. અને ચોથા ભાગમાં હિંદની પુનર્ઘટનાનો પ્રશ્ન ચર્ચાયો છે. ખેડૂતો, હરિજનો, મજૂરો કે દલિતોના પ્રશ્નો એમાં નથી; વળી નવી દૃષ્ટિ માગે એવું પણ એમાં ઘણું નથી. કુમુદ પહેલી પ્રેમી છે તે પાછળથી ત્યાગી બને છે અને સરસ્વતીચન્દ્ર પહેલો ત્યાગી છે તે પછી પ્રેમી બને છે. કુમુદનું કહ્યું માનીને તે અંતે કુસુમને પરણે છે. કુમુદના પ્રેમની ખાતર

સમાધાનવૃત્તિ સ્વીકારી બૌદ્ધિક જીવન ગાળનારો, સંવેદન પર મનોરાજ્યમાં રહેતો, પાયમાલીને આરે આવેલો છતાં આ રીતે તે ઊગરી જાય છે. આપણી સંસ્કૃતિ જ્યારે ભુલાતી જતી હતી ત્યારે આ પુસ્તક જન્મે છે, ને યાદ રાખવાનું છે. આજે આપણે સંસ્કૃતિ સાચવીએ નહિ—દષ્ટિપૂત, મનઃપૂત, ધર્મપૂત કરવાનાં પગલાં આપણે લઈએ નહિ તો—જંગલીપણાને આરે આવી પહોંચ્યા છીએ એમ કહેવાય. સરસ્વતીચન્દ્રની સમાધાનવૃત્તિ આપણે સ્વીકારીશું તો જ પાયમાલીમાંથી ઊગરી જઇશું. નીચેનો ભાગ ‘ સરસ્વતીચંદ્ર’ના બીજા ભાગમાંથી ઉદ્ધૃત કરેલો છે. ]

## ગુણીઅલ ગુણસુંદરી

[ રત્નનગરીના રાજકુમારના શિક્ષક વિદ્યાચતુર અને તેની ગુણીઅલ પત્ની ગુણસુન્દરી; આ દંપતી ઉપર ઊગતી અવસ્થામાં જ કુટુંબભાર પડ્યો. હિંદુ ગૃહસંસારમાં સામાન્ય એવા અનેક કડવા–મીઠા અનુભવ ગુણસુન્દરીને થયા. તેની નણંદ દુ:ખઆનો પતિ સાહસરાય પરદેશમાં આથડતો હતો. અને તેની પુત્રી કુમારી પરણાવવા યોગ્ય થઈ હતી. ગુણસુન્દરીએ તેનાં લગ્ન કરી આપવાનું ધાર્યું, વિદ્યાચતુર સંમત થયો, ઘરમાં સર્વ રાજી થયાં, પણ વિદ્યાચતુરનો પિતા માનચતુર અકળાયો. પોતાનો ગુણી પુત્ર આ પ્રમાણે પારકી ચિંતા વહોરે એ તેને ગમ્યું નહિ. ગુણસુન્દરીએ ચતુરાઈથી ડોસાની સંમતિ લઈ લીધી અને કુમારીનાં લગ્ન થયાં. ]

લગ્નની પૂર્ણાહુતિ પછી કેટલેક દિવસે લોકો વિદ્યાચતુર પાસે આંકડા લઈ આવવા લાગ્યા, અને ગુણસુન્દરી તેમજ માનચતુર બન્ને જણે તે વાત સરતબહાર થવા ન દીધી. એક જણ આંકડો આપી પાછો ગયો કે તરત ગુણસુન્દરી મેડી પર ચડી અને વિદ્યાચતુરને પૂછવા લાગી કે તમે શો બેત ધાર્યો? વિદ્યાચતુર હસવા લાગ્યો અને બોલ્યો : “ એ તો તમારે વિચારવાનું છે, મને શું પૂછો છો ? ”

ગુણસુન્દરી મેડીએ ચડી ત્યાંથી માનચતુર ચેતી ગયો કે આ માણસ આંકડો આપી ગયો તેની વાતચીત થતી હશે. આથી પોતે પણ ઊઠ્યો, અને કોઈ દિવસ દીકરા–વહુની વાત સાંભળવા ઊભો રહેતો નહોતો, તે આજ દાદર નીચે જિજ્ઞાસાથી ઊભો રહી, ઉત્કંઠિત થઈ, કાન માંડી, ઉપર થતી વાતો સાંભળવા લાગ્યો.

વિદ્યાચતુરનો પ્રશ્ન માનચતુરને બહુ નવાઈ ભરેલો લાગ્યો, સમજાયો નહિ. એટલામાં ગુણસુન્દરીએ વિદ્યાચતુરને ઉત્તર દીધો.

“ મારા વહાલા, આજ તો તમે બરાબર બોલ્યા. કુમારીનું લગ્ન થયું એ મોટા ઉત્સાહની વાત. દુઃખબાબહેનને નિરાંત થઈ અને મારું વચન પળે એટલે મને પણ નિરાંત થાય. ધન્યભાગ્ય મારું કે મારા પલ્લાનો આ પ્રસંગે ઉપયોગ થશે. ”

માનચતુર નીચે ઊભો હતો. તેણે પોતાની છાતી ઉપર હાથ મૂક્યો, હડપચી પર મૂક્યો, અને અંતે તર્જની બેવડી કરી તેની બેવડમાં પોતાનો નીચલો હોઠ પકડ્યો : “ શું આ ખરચ ગુણસુન્દરીના પલ્લામાંથી નીકળે છે ? ”

એટલામાં વિદ્યાચતુરનો ચિંતાતુર જેવો સ્વર સંભળાયો : “ એ તો ધન્યભાગ્ય કહો કે હીનભાગ્ય કહો; મારી પાસે અત્યારે રોકડ નથી. તમારી હિંમત ઉપર અને તમારા કહ્યા ઉપરથી આ ખરચ માથે લીધું છે. ”

માનચતુરે હોઠ કરડ્યો, હાથ ચીંઝ્યો, અને પગ પછાડ્યો : “ ધિક્કાર છે આ દીકરાને કે વહુનું પલ્લું લેવા ઊભો થયો છે. અરેરે ! મારે કર્મે એક્કે દીકરો પરાક્રમી ન ઊઠ્યો ! આ દીકરાની બાબતમાં પણ હું છેતરાયો ! મારું કુટુંબ આ વહુથી ઊજળું છે, બાકી બીજાં બધાં કુટુંબબોળું ! અલ્યા પલ્લું ! ”

ગુણસુન્દરીનો સ્વર સંભળાતાં આ ક્રોધમાં વિઘ્ન પડ્યું : “ આપ મને કંઈ ‘ તમે ’ કહી બોલાવો છો અને આમ નરમ થઈને

બોલો છો તે કંઈ નવાઈની વાત લાગે છે."

વિદ્યાચતુરે જરીક મોં મલકાવ્યું: "ના, એ તો અમસ્તું, પણ જો, હું શું કરું? લોકોની પાસે ઉધારે રકમ માગવા જઈએ અને કોઈ હા–ના કહે એટલે આપણી પ્રતિષ્ઠા કોડીની થઈ જાય. આજ સુધી મેં કોઈની પાસે કાંઈ માગ્યું નથી."

"ત્યારે તેમાં શું થઈ ગયું જો? આજ તો રાત પડવા આવી છે, પણ હું કાલ દાગીના આપું તે વેચી આવો એટલે વગર માગ્યે અને વગર સપાડે બધી રકમ ઊભી થશે"

'શરીર ઉપરથી દાગીના ઊતરશે તે જગત જાણશે ને આપણી સાખ કોડીની થઈ જશે."

"સારે કામે અલંકાર ઊતરશે તેનું પુણ્ય તમને છે, અને એ પુણ્યે આથી સોગણા અલંકાર પહેરવાનો કાળ આવશે. બ્હેનને સારુ આપણે અલંકાર ઉતારીશું તો આપણી પ્રતિષ્ઠા કોડીની મટી કોટિલક્ષની થશે."

"પણ વેચવા જઈશું તો સોના સાઠ ઊપજશે."

"એટલી ખોટ ઈશ્વર પૂરી રહેશે."

"વ્યવહારની વાતમાંયે ઈશ્વર આપી રહેશે, કહો કામ કરવું એ ડહાપણ નહિ."

ગુણસુન્દરી હસી પડી: "ત્યારે તો નકામી જ વાતોમાં ઈશ્વરને ફોસલાવવાના કે?"

વિદ્યાચતુર હાર્યો: "ના, પણ મને લાગે છે કે સહુ દાગીના ગીરો મૂકીએ."

"એમ કરો ત્યારે."

"પણ આ કામ જ કંઈ કરવા જેવું નથી."

"કેમ?"

"જગતમાં મૂર્ખ ઠરીશું."

"જગત જખ મારે છે. આપણે ક્યાં યશને વાસ્તે કરીએ છીએ?"

"પણ ઘરમાં કોઈને ખબર પડી તો આ કામ કરવા નહિ દે."

"એ વાતની ચિંતા ન કરવી. સૌ થઈ રહ્યા પછી જ જાણશે."

"પણ તમારા અલંકાર ઉતારવા એ મારો ધર્મ નહિ. હું બીજો ગમે તે રસ્તો કહાડીશ."

"શું તમે મને તમારાથી જુદી ગણી?" દયામણું મોં કરી ગુણસુન્દરીએ પૂછ્યું.

વિદ્યાચતુર ઊભો થઈ બોલ્યો: "ના, ના, જુદી તો શું? પણ જોઈશું." તે કપડાં પહેરવા લાગ્યો.

ગુણસુન્દરીએ બેઠાં બેઠાં તેનો હાથ ઝાલી ઊભો રાખ્યો અને બોલી: "ત્યારે જુદી નહિ તો આ બીજું શું?"

હાથ છૂટો કરી અંગરખું પહેરતો પહેરતો વિદ્યાચતુર બોલ્યો: "ના, ના, એવા શા કુતર્ક કરે છે; હમણાં તો જરા દરબારમાં જઈ આવું છું. સૌ થઈ રહેશે–વખત આવ્યે."

ગુણસુન્દરી ઊભી થઈ, પાઘડી લઈ આવી; અને તે પતિને માથે મૂકતી મૂકતી બોલી: 'વખત બખત કંઈ આવવાનો નથી. સૌ વાત કાલ કરવાની છે. તમારે ચાલવાનું નથી."

"જોઈએ, જોઈશું." વિદ્યાચતુર દાદર ઉપર ઊતરવા લાગ્યો. ગુણસુન્દરી તેના અંગરખાની ચાળ ઝાલી રહી અને ઊતરતો અટકાવ્યો.

"ના, તે 'જોઈશું જોઈશું' નહિ. મારા સમ ખાવ."

"મૂક, મૂક, નીચે વડીલ ઊભા છે તે જોશે." ગુણસુન્દરીએ અંગરખું મૂક્યું અને મૂકતાં મૂકતાં બોલી: "ઠીક, હમણાં તો જાવ છો, પણ આખરે મારું ધાર્યું કરીશ. હજી એક રાતનો આંતરો છે."

વિદ્યાચતુર દાદર પર ઊતરવા લાગ્યો. જતાં જતાં મનમાં બોલ્યો : "ઈશ્વરની કૃપા વિના સત્સ્ત્રી ક્યાંથી મળે? સત્સ્ત્રી હોય પણ આવી કુટુંબવત્સલ અને સત્કર્મમાં આમ ધાર્યું કરનારી તે તો દુર્લભ જ! ગુણીઅલ! તારા મનોરથ ઊંચા અને પરોપકારી છે; એ મનોરથ પાર પાડવામાં તારો આગ્રહ અને તારું બળ અમને સૌને હરાવે છે! તું ધાર્યું કરનારી, તું સૌને તારા ગુણથી અને બુદ્ધિથી અને કર્મથી સૌને જીતનારી, તે મને મળી; માટે જ મારા ઉપર ઈશ્વરની કૃપા છે. દ્રવ્ય કરતાં, રાજપદવી કરતાં, તારા રૂપી રત્નના ધણીને અભિમાન કેમ ન ચડવું જોઈએ?"

## સમજૂતી અને સ્વાધ્યાય

બેત–યુક્તિ. જિજ્ઞાસા–જાણવાની ઇચ્છા. ઉત્કંઠિત થઈ–ડોક ઊંચી કરીને, ઉદ્ ઊંચું; કંઠ–ડોક. તર્જની–અંગૂઠા પછીની આંગળી. હીન–હલકું. સોના સાઠ ઊપજશે–ઓછી કિંમત આવશે.

૧. એક સુશીલ સ્ત્રી ઘરનું વાતાવરણ કેવું પવિત્ર કરી મૂકે છે તે ગુણસુન્દરીના દાખલા પરથી સિદ્ધ કરો. ૨. જાતે દુઃખ અને અગવડ વેઠી કુટુંબીઓને સુખી કરવાનું આ ભાગ ઉપરથી શાબ્દિક ચિત્ર આપો. ૩. માનચતુર વ્યવહારકુશળ છે? ૪ ચન્દ્રકાંત વિષે શું જાણો છો?

# હૃદયના ભેદનું ભાંગવું

[ 'સરસ્વતીચંદ્ર'ના ચોથા ભાગમાંનું આ ઓગણત્રીસમું પ્રકરણ કુમુદ અને સરસ્વતીચંદ્રના હૈયાની અનેક અથડામણો પછીનો મિલનકાળ બતાવે છે. 'જોગીરાજ ઊભા રહો જરી, મને વાટ બતાવોની ખરી.'–આ જાણીતા પ્રસંગનો ઈતિહાસ ફરી રજુ કર્યા સિવાય કહી શકાય કે હૃદયભેદક અને હચમચાવી નાંખતા આ પ્રસંગ પછીનો–તોફાનની શાન્તિ પછીનો–આ નિર્મળ બિલ્લોરી કાચ જેવો વાર્તાસંવાદ છે. ]

"સરસ્વતીચન્દ્ર ! સરસ્વતીચંદ્ર ! હું કુમુદ આપને બોલાવું છું," સામી બેઠી બેઠી કુમુદ કેટલીક વારે બોલી.

પવનની ગર્જના પર્વત ઉપર થતી હતી, તે વચ્ચે પણ આ ઝીણો સ્વર સરસ્વતીચન્દ્રના કાનમાં પેઠો અને એને એની વિચારનિદ્રામાંથી જગાડ્યો. ધીમે રહી એણે આંખ ઉઘાડી પોતાના ખોળામાં જોયું અને હવે હલકા થયેલા ખોળાનો ભાર ઇષ્ટ રૂપે સામે બેઠેલો જોયો.

સરસ્વતીચંદ્રઃ—કુમુદસુંદરી, મેં તમને બહુ દુઃખી કર્યાં !

કુમુદસુંદરીઃ—થનારી થઈ ગઈ—બનવાની બની ગઈ. આપે મારા ભાગ્યને આપની જોડે ઉરાડવા પ્રયત્ન કર્યો—એ ભાગ્યમાં એવી રીતે પણ ઊડવાની શક્તિ ન હતી. તેથી પડવાનું જ હતું તે પડ્યું. આપનો એમાં હું દોષ કહાડતી નથી. શકુન્તલાના પ્રેમને દુષ્યન્ત જેવા પુરુષ ભૂલી જાય, ત્યારે તો દુર્વાસા જેવાના શાપનું જ અનુમાન કરવું. ચંદ્રાવલી બ્હેને આ વિષયમાં મારી હૃદયભાવના આપને કહેલી જ છે, તો તે વિષયે હૃદયશલ્યને સમૂળાં કહાડી નાંખો.

સરસ્વતીચંદ્રઃ—થયેલી મૂર્ખતા અને દુષ્ટતા ચિત્તમાંથી ખસતી નથી.

કુમુદસુંદરીઃ—એમ શું બોલો છો ? આપની ભૂલ થઈ હશે, પણ દુષ્ટ તો આપ નથી જ. જો આપનામાં દુષ્ટતાનો અંશ હત તો સર્વસ્વ છોડી આ દુષ્ટ શરીરની પાછળ આમ આપ ભટકત નહિ, અથવા ભટકત તો આ મહામોહની એ ઘડી જે આપે પ્રત્યક્ષ કરી, તે કાલમાં એ મોહને વશ થઈ આ શરીરની જુદી જ અવસ્થા આપે કરી લીધી હત.

સરસ્વતીચંદ્રઃ—એમાં મેં કાંઈ નવું નથી કર્યું.

કુમુદસુંદરીઃ—આપ મારાથી અન્ય સર્વ રીતે અધિક છો; પણ સંસારનાં દુઃખના અનુભવમાં હું વધારે ઘડાઈ છું. અને જેવી ઘડી આપને ગાળવી પડી છે તેનાં કષ્ટનો પણ મને અનુભવ છે.

સરસ્વતીચંદ્રઃ—તમને એમ નથી લાગતું કે આ વાત કરી દુષ્ટ સંસ્કારોને દૃઢ કરવા કરતાં એ વાત કરવી જ નહિ તે વધારે ક્ષેમકારક છે ?

કુમુદસુંદરીઃ—એ તો અનુભવસિદ્ધ છે.

ક્હેતાં ક્હેતાં એણે કંપારી ખાધી ને તે સરસ્વતીચંદ્રે દીઠી.

સરસ્વતીચંદ્રઃ—તમને જોઈ રહું છું ત્યારે મનમાં એવો પ્રશ્ન ઊઠે છે કે દુષ્ટતા તે આવી વાત કરવામાં હશે કે નહિ કરવામાં હશે ?

કુમુદસુંદરીઃ-દુષ્ટતા તો આ મુખમાં જ છે કે જેના દર્શનથી આપના જેવા ત્યાગીને આવું દુઃખ થાય છે. સ્ત્રીઓની દૃષ્ટિમાં જ આવું વિષ ભરેલું છે.

સરસ્વતીચંદ્રઃ-હરિ! હરિ ! કુમુદસુંદરી ! જો એવું વિષ સ્ત્રીઓની દૃષ્ટિમાં હોય તો તે પુરુષની વાણીમાં પણ છે કે જેના ઉદ્ગારે તમને અસહ્ય અગ્નિમાં ચલાવ્યાં.

કુમુદસુંદરી શરમાઈ ગઈ, નીચું જોઈ રહી, અને અંતે સ્વસ્થ થઈ બોલી : "મને હવે ભાન આવે છે કે સાધુજનો મને અહીં એકલી મૂકી ગયા તે વેળાએ મેં મારા હૃદયના ઊભરા ક્હાડવા જોડી રાખેલું કાવ્ય ગાવા માંડયું હતું. મને લાગે છે કે તે મારી મૂર્છાકાળે પણ ચાલુ રહ્યું હશે ને આપના પવિત્ર સુખી કાનમાં કંટક જેવા અનેક પગપાળા કાનખજુરા પેઠે પેસી ગયું હશે. પણ ક્ષમા કરજો, એ જે થયું હોય તે આ શરીરની પરવશતાને લીધે જ.

સરસ્વતીચંદ્રઃ—તમારા શરીરને તો સુવર્ણપુરમાં ઘણો કાળ પ્રત્યક્ષ કર્યું હતું, પણ હૃદયને તો એ ગાને જ પ્રત્યક્ષ કરાવ્યું અને એટલા માટે જ મારી સ્વાર્થી વૃત્તિને એ દર્શન કરાવનારી તમારી મૂર્છા મને ઘણી પ્રિય થઈ પડી હતી.

કુમુદસુંદરીઃ—મારે પણ એમ જ ગણવાનું કારણ છે. આપના

પવિત્ર ખોળાને દૂષિત કરી આ શરીર તેમાં પડી રહ્યું હતું, ત્યારે બોલવાની, હાલવા-ચાલવાની મારામાં શક્તિ ન હતી, ને નયન બંધ હતાં તે ઉઘાડવાની શક્તિ ન હતી; પણ કાન ઘણો કાળ જાગૃત હતા. કાચના ગોળામાં રાખેલો જન્તુ કાચમાંથી બહારની સૃષ્ટિનું અવલોકન કરી માંહ્ય ને માંહ્ય ફર્યા કરે અને બહારના પદાર્થોની ગતિથી ચમકે, તેમ કાચ જેવા જડ પણ મારાથી પારદર્શક, મારા શરીરમાં મારા હૃદયની સ્થિતિ એ જન્તુના જેવી પરાધીન જાગૃત હતી. આપના તપોમય સ્નેહના મધુર ઉદ્‌ગાર પણ મારા કાનમાં ને હૃદયમાં તે કાળે જ કંઈક આવ્યા અને મારા અનેક સંશયને તેમણે દૂર કર્યા.

સરસ્વતીચંદ્ર ચમક્યો.

"ત્યારે મારે માટેનો તમારો અભિપ્રાય ઘણો હલકો થઈ ગયો હશે ?"

કુમુદસુંદરીઃ—શા માટે ચમકો છો ? જે વસ્તુના અજ્ઞાને અને સંદેહે સુવર્ણપુરીમાંની મારી સ્થિતિના કરતાં વધારે દુઃખ મને દીધું હતું, તે આ ઉદ્‌ગારોથી મને પ્રકટ થઈ છે. અને તેથી તે દુઃખ દૂર થયું છે; અને આપાણું દુઃખ કંઈ દૂર કરવાની મારામાં શક્તિ છે અને તેમ કરવાનો સાધુજનોએ પ્રસંગ આપ્યો છે તે સફળ કરવાનો માર્ગ પણ આ ઉદ્‌ગારોથી જ મને જડશે.

સરસ્વતીચંદ્રઃ—મનની પરવશ દશામાં નીકળેલા ઉદ્‌ગારોથી મારો ન્યાય કરવો ઉચિત નથી.

કુમુદસુંદરીઃ—એ ન્યાયથી આપને કંઈ કલંક લાગતું નથી.

સરસ્વતીચંદ્રઃ—ચંદ્રનું કલંક તો બ્રહ્માએ જ ઘડેલું લાગે છે, પણ આ તેને ઢાંકનારી વાદળીનો પડદો હતો તે પવને ખસેડી નાંખ્યો.

કુમુદસુંદરીઃ—ચંદ્ર અને કુમુદને પરસ્પર પ્રત્યક્ષતા કરાવનાર એ પવન બહુ પરગજુ નીવડ્યો ! સરસ્વતીચંદ્ર ! હું તમારી-આપની પાસે શું કહું ?

સરસ્વતીચંદ્રઃ—મને 'આપ' ન કહેતાં આપણા આદિકાળને સ્મરી 'તમે' કહીને બોલાવો, એટલે બાકીનું બીજું જે જે કહેવાનું હશે તે જાતે જ કહેવાઈ જશે.

"આદિકાળ સ્વપ્નવત્ થયો—જતો રહ્યો! હવે તો હું પણ બદલાઈ ને તમે પણ બદલાયા. જે વિશેષણ એકના મુખને અને બીજાના કાનને અમૃતરૂપ અને ભૂષણરૂપ હતાં, તેનો હવે ત્યાગ કરવાનો પ્રયત્ન કરવો પડે છે," કુમુદે નિશ્વાસ મૂકી કહ્યું.

"સાધુજનોની સાધુતાને સાધુ પદાર્થો પ્રયત્નનો જ ત્યાગ કરવાથી પ્રાપ્ત થાય છે. જ્યાં સંદેહ પડે ત્યાં સત્પુરુષોનાં અંતઃકરણને પ્રમાણ ગણવાં એવું દુષ્યન્તનું વચન છે." સરસ્વતીચંદ્ર ધીમે રહી બોલ્યો.

---

[કુમુદ અને સરસ્વતીચંદ્ર કલ્યાણની વાતોએ ચડે છે તે પછીનો સંવાદ]

સરસ્વતીચંદ્રઃ—કુમુદ! કુમુદસુંદરી! તમારા જેવા હૃદયમાં આવી ઉદારતા અને આવું શાણપણ દેખું છું, તેથી પણ મારો મોહ ઘટવાને સટે વધે છે.

કુમુદસુંદરીઃ—તમારી આંખો ત્રહેંકાય છે, તમારો સ્વર થડકાય છે, અને શરીર ધ્રૂજે છે. તમારું દુઃખ મને કહી દો.

સરસ્વતીચંદ્રઃ—તમારું દુઃખ તે જ મારું દુઃખ છે—તમને સુખી જોઈશ ત્યારે હું સુખી થઈશ.

કુમુદસુંદરીઃ—પણ અત્યારની આ અવસ્થા શાથી?

સરસ્વતીચંદ્રઃ—મને મારી અવસ્થાનું ભાન નથી.

કુમુદસુંદરીઃ—તમે મારું એક કહ્યું કરશો?

સરસ્વતીચંદ્રઃ—એ કહ્યું કરવામાં જ મારું પ્રાયશ્ચિત્ત રહેલું છે.

કુમુદસુંદરીઃ—તો સાધુજનોએ રાખી મૂકેલા આ ફલાહારથી જઠરાગ્નિને તૃપ્ત કરી આપ નિદ્રા લો ને તેમણે આપણે માટે યોજેલી પંચરાત્રિના શેષ ભાગમાં નિદ્રાન્તે ઉભય હૃદયનું પરસ્પર સમાધાન કરવાનો અવકાશ પુષ્કળ મળશે.

સરસ્વતીચંદ્રઃ—તમે પ્રસાદ લો તો હું લઉં.

## પૂર્વપરિચય

સરસ્વતીચંદ્ર ગૃહત્યાગ કરી નવીનચંદ્રને નામે કુમુદને મળ્યો ત્યારે કુમુદ વિવાહથી પોતાની હતી તે પ્રમાદધનની બની ચૂકી હતી. પ્રમાદધનની પરિણીત પત્ની કુમુદ છતાં તેનું હૈયું મૂળ માલિક સરસ્વતીચંદ્રને તાબે હતું એ નવીનચંદ્રને નામે તેણે અવલોક્યું. અહીં અલકકિશોરીને જમાલના હુમલાથી બચાવવા જતાં તે પોતે ઘવાયો હતો. અલકકિશોરી ત્યારથી તેને તેનો રક્ષણહાર માની તેની સેવામાં ખડે પગે રહેતી. એક પ્રસંગે અલકકિશોરી ભૂલી અને નવીનચંદ્રના મોહે ચડી. 'સોનાની થાળીમાં લોઢાની મેખ' ન શોભે, એવો જવાબ આપી નવીનચન્દ્ર પતનમાંથી બચી શક્યો તે કુમુદના એક ગીતે જ. ગંગા હરશિરેથી સરી કર્યા કર્યા ગબડી તેનો આન્તર્ગત હેતુપૂર્વકનો ભાવ નવીનચંદ્ર સમજી શક્યો. કુમુદ સુવર્ણપુરની સ્થિતિની વાત આ વિભાગમાં કરે છે તે આ જ.

પછી નવીનચંદ્ર ત્યાંથી ભાગે છે અને એને ભાગેલો જોઈ કુમુદ પણ પિયેર જતાં વચ્ચે નદીમાં તણાઈ જાય છે. સરસ્વતીચંદ્રને સાધુઓ બચાવી જેમ સુંદરગિરિ ઉપર ઊચકી જાય છે, તેમ કુમુદને પણ સુંદરગિરિની સાધ્વીઓ બચાવી મધુરી બનાવે છે. ચન્દ્રાવલી સાધ્વીઓની અધિષ્ઠાત્રી છે. બંનેનાં હૃદયોના સંયોગ માટેનો પ્રયત્ન સફળ થાય છે. બંને આકરી કસોટીમાંથી સાંગોપાંગ પાર ઊતરે છે.

જ્યાં સંદેહ પડે ત્યાં—**सतां हि सन्देहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः** નું ગૂજરાતીકરણ છે.

## સ્વાધ્યાય

૧. શકુન્તલા અને દુષ્યન્તના પ્રસંગમાં દુર્વાસાનું કેવું સ્થાન છે?

૨. સ્ત્રીપુરુષનું વિષ શામાં છે? એ અમૃત ક્યારે બને?

# સર રમણભાઈ નીલકંઠ



[ સ્વ. સર રમણભાઈ મહીપતરામ નીલકંઠને તેમના પિતા તરફથી જ વારસામાં સાહિત્યશક્તિ ને સુધારો કરવાની ધગશ મળ્યાં હતાં. તેમનો જન્મ સને ૧૮૬૮માં ને ૧૯૨૮માં તો જીવનનાવ પૂરું કર્યું. તે અરસામાં તેમની સાહિત્ય-અભિરુચિએ 'કવિતા અને સાહિત્ય,' કટાક્ષપૂર્ણ હાસ્યરસથી ભરપૂર 'ભદ્રંભદ્ર 'ને સુધારાને લગતું નાટક 'રાઈનો પર્વત' વગેરે સુંદર છાપ પાડે એવી કૃતિઓ જન્માવી છે.

સને ૧૮૮૪માં તેમનું પહેલું લગ્ન સુરતમાં થયેલું, પણ ૧૮૮૮માં તેમની પ્રથમ પત્નીનું અવસાન થતાં તેમનું બીજું લગ્ન ભોળાનાથ સારાભાઈનાં દૌહિત્રી એટલે અત્યારનાં લેડી વિદ્યાગૌરી સાથે થયેલું. બી. એ. થયા પછી તેમણે અમદાવાદમાં ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં હેડક્લાર્કની જગા લીધેલી. પાછળથી એલએલ. બી. થયેલા. આ દરમિયાન 'ભદ્રંભદ્ર' અને 'હાસ્યમંદિર' છૂટા લેખોમાંથી પુસ્તકરૂપે જન્મ્યાં. એ બન્ને હાસ્યરસની અમુલખ ખાણો છે. ૧૯૦૪માં અમદાવાદની 'ગુજરાત સાહિત્યસભા'ની સ્થાપના થઈ અને તેઓ તેના પ્રથમ પ્રમુખ નીમાયા. ૧૯૦૫માં અમદાવાદમાં પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદ મળી ત્યારે તેઓ સ્વાગતપ્રમુખ હતા. ૧૮૯૮થી ૧૯૨૭ લગી એટલે લગભગ ૩૦ વર્ષ લગી અમદાવાદ મ્યુનિસિપાલીટીના તેઓ પ્રમુખ હતા.

આમ સર રમણભાઈ એટલે આધુનિક ગુજરાતી સાહિત્યના હાસ્ય વિભાગના પિતા. 'જ્ઞાનસુધા' અને 'વસંત'ના એક વખતના તંત્રી. 'મકરંદ'ની સહીથી જ શરૂઆતમાં તેઓ કવિતા લખતા. ગુજરાતી સાહિત્યમાં કવિ અને વિવેચક તરીકે તેમનું નામ અમર છે. આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાનેથી આપેલું એમનું ભાષણ પ્રેરક, અભ્યાસપૂર્ણ અને વિવેચનશક્તિનો પરિચય આપે છે.

ભાષા, વ્યાકરણ, જોડણી, અલંકાર, સમાલોચના, સાહિત્ય અને

નાટક વિષે ઘણું કહી શકાય. પ્રથમ પંક્તિમાં મૂકી શકાય તેવું તેમનું નાટક 'રાઈનો પર્વત' ફૂલમાંથી અત્તર નિતારી લેવાય એવું સરસ છે. એમની પુત્રીઓ જ્યોત્સ્ના, સરોજિની, સૌદામિની, વિનોદિની અને તરંગિણીમાં દેખાતી સંસ્કારિતાનું મૂળ રમણભાઈના શિક્ષણમાં છે. વિદ્વાન અભ્યાસી–scholar–લેખક તરીકે અને સાક્ષર શબ્દ man of lettersમાં ઘટાવી શકાતો હોય તો સાક્ષર તરીકેનું સ્થાન એમને ફાળે અવશ્ય જાય છે.]

## સ્ત્રીઓનો ઉદ્ધાર

[ "રાઈનો પર્વત"માં પ્રધાનપાત્ર બે છે. પોતાના પતિનું ગયેલું રાજ્ય પુત્રને પાછું અપાવવા માલણ વેષે રહેલી જાલકા, અને રાજકુળનો પરંતુ રાજદ્વારી પ્રપંચોનો પાસ જેને નથી લાગતો એવો તેનો પુત્ર રાઈ. માતા જાલકાની જાળમાં રાઈએ ફસાવું કે નહિ એ તેની સમક્ષ પ્રશ્ન છે. રાણી લીલાવતીના પતિને કપટમય પાપવ્યવહાર કરવાનો બારીક પ્રસંગ આવતાં રાઈ જાગ્રત બને છે. ગમે તેવો શુદ્ધ આશય હોય છતાં માતાના પ્રેમની ખાતર અનીતિ તો ન જ આચરી શકાય. એ શુભ સાધ્ય માટે બે જુદાં જુદાં સાધનોવાળા અહીં હરીફો છે; છતાં રાઈ અને જાલકા હરીફ નથી. કળાની દૃષ્ટિએ આ પ્રસંગ અત્યંત મનોહર છે. રાઈનો પ્રશ્ન આ રીતે છે– 'પ્રેમ ને સત્ય એ બંને અંશો એક જ ઈશના; તથાપિ કેમ દેખાતા વિરોધી માર્ગ તેમના !' એની માની અંતરદૃષ્ટિ ખુલ્લી થતાં તે તેનો જવાબ આપે છે: 'વિરોધી સત્યનો એવો પ્રેમ વિશ્વે અશક્ય છે; જ્યાં સત્ય ત્યાં જ છે પ્રેમ, જ્યાં પ્રેમ ત્યાં જ સત્ય છે.]

સ્થળ : દુર્ગેશનું ઘર

(દુર્ગેશ, કમળા અને રાઈ બેઠેલાં પ્રવેશ કરે છે.)

કમળા:—(હસતી હસતી) તમારી વિચક્ષણતા એટલી જ કે? મારા ધાંટા પરથી પણ તમે મને ઓળખી શકયા નહિ?

રાઈ:—સ્ત્રીઓ કરતાં પુરુષોની વિચક્ષણતા ઓછી હોય છે તે હું કબૂલ કરું છું, પરંતુ વિચક્ષણતા દર્શાવવા સારુ સ્ત્રીને પુરુષનો વેષ લેવો પડે ત્યાં પુરુષોની નહિ તો પુરુષોના વેષની તો ખૂબી ખરી જ. એ વેષે ધાંટામાંથી પણ સ્ત્રીત્વને પ્રકટ થવા દીધું નહિ, તે પણ પુરુષોની વેષયોજનાનું સામર્થ્ય દર્શાવે છે.

કમળા :—સ્ત્રીઓના સ્ત્રીત્વને ઢાંકી રાખવાનું સામર્થ્ય પુરુષોની અનેક યોજનાઓમાં સમાયેલું છે, તે નિઃસંશય છે.

રાઈ:—એ સર્વ ગોપન-સામગ્રી છતાં કટારી ઝાલવાની ઢબથી હથિયારનો પરિચય ગુપ્ત રહેતો નહોતો.

કમળા:—ક્ષત્રિયાણી હથિયારથી છેક અપરિચિત તો ન હોય.

રાઈ:—વીરાંગનાના તેજનો ઝબકારો જોવાનો અમને પ્રસંગ મળ્યો એ અમારું ધનભાગ્ય. પરંતુ છોકરાને વેષે અમારી સાથે નગરચર્યા જોવા આવવાનું પ્રયોજન સમજાયું નહિ. દુર્ગેશને રાત્રે એકલા જવા ન દેવા એવો અણભરોસો તો કમળાદેવીને હોય જ નહિ.

કમળા:—અનુભવ થવાનો પ્રસંગ આવશે ત્યારે તમને સમજાશે કે પ્રેમીજનોને પરસ્પર અવિશ્વાસ હોતો નથી.

દુર્ગેશ:—અને પરસ્પર અવિશ્વાસ હોય છે ત્યાં પ્રેમ હોતો નથી.

રાઈ:—ત્યારે ટૂંકા વિયોગની અધીરાઈ એ પણ સાથે આવવાનું કારણ ન હોય.

કમળા:—વિયોગની અધીરાઈનાં જે કૃત્રિમ વર્ણનો કવિતાને નામે જોડી કાઢવામાં આવે છે, તેથી જ એ અધીરાઈ હાસ્યપાત્ર થવા પામે છે.

(અનુષ્ટુપ)

જલપાનતણું મૂલ્ય અધૂરું રહે તૃષા વિના;
જે તાપથી તૃષા થાય, અવજ્ઞા તેની ના ઘટે.

પરંતુ કલ્પનાઓ કરવાનો વિશેષ શ્રમ તમને નહિ આપું. પર્વતરાય મહારાજના વર્તન સંબંધી થયેલા લોકમત વિષે ઉપમંત્રીને વાકેફ કરવાની તમે યોજના કરી. તેથી મહારાજના એ વર્તનથી સ્ત્રીવર્ગની થતી અવમાનના તરફ ઉપમંત્રીનું લક્ષ ખેંચવા હું સાથે આવી હતી; અને પુરુષવેષ વિના મારાથી આવા પ્રસંગોમાં સાથે ફરાય એ તો એ અવમાનના દૂર થાય ત્યારે જ શક્ય થાય.

દુર્ગેશ:—એ અવમાનનાના આ રાત્રે દીઠેલા એક ચિત્રથી હૃદય પર જે મુદ્રા અંકિત થઈ છે, તે સો વર્ણનોથી પણ અંકિત થઈ શકત નહિ.

રાઈ:—ઉપમંત્રી અને ઉપમંત્રીના ઉપરીઓ એ અવમાનનામાંથી સ્ત્રીજાતિને છોડાવે તો જ એ મુદ્રાદાન સાર્થક થાય.

દુર્ગેશ:—રસપ્રભાવ વડે પ્રત્યેક સ્નાયુને અને પ્રત્યેક નાડીને સ્ફુરાયમાન કરનારી આવી દીક્ષા મળ્યા પછી ઉપમંત્રી યજ્ઞમાં શી કચાશ રાખશે?

કમળા:—એમ છે તો સ્ત્રીના ઉદ્ધાર માટે યજ્ઞ આરંભવાનો હું સંકલ્પ કરાવું તે કરો.

રાઈ:—મને પણ એ સંકલ્પમાં સામેલ થવાની આજ્ઞા આપો.

કમળા:—ભલે, તમે બન્ને સંકલ્પ કરો, કે

(વસંતતિલકા)

સ્ત્રીજાતિની અવદશા પરિહારવાને
એવો હુતાશન મહા પ્રકટાવીશું, કે
તેની પ્રચંડ ઊંચી જ્વાલની માંહી થાશે
અજ્ઞાન, સ્વાર્થ, વળી દુર્મતિ સર્વ ભસ્મ.

(રાઈ અને દુર્ગેશ બંને એ શ્લોક સાથે બોલી સંકલ્પ કરે છે.)

દુર્ગેશ:—પર્વતરાય મહારાજનું નવું રાજ્ય બેસે, એ સમય, એ હુતાશન પ્રગટાવવા માટે અનુકૂળ થઈ પડશે.

રાઈ:—નવું રાજ્ય શાથી?

દુર્ગેશ:—નવી જુવાની સાથે રાજનીતિમાં નવું બળ પ્રાપ્ત નહિ થાય?

રાઈ:—જુવાનીને અને રાજનીતિને કેવો સંબંધ છે, અને જુવાની એક વાર ગયા પછી પાછી આવે તો એની એ આકૃતિમાં કે કોઈ બીજી આકૃતિમાં આવે—એ બધા ભારે પ્રશ્નો આ મધરાતના ભારથી વધારે ભારે શા સારુ કરવા? અત્યારે તો નિદ્રા કેમ સહેલી કરવી એ જ પ્રશ્નનું નિરાકરણ ઘટે છે. (સહુ જાય છે.)

## સ્વાધ્યાય

૧. 'રાઈનો પર્વત'નું સંક્ષિપ્ત બયાન આપો.

૨. સ્ત્રીજાતિની અવદશા પરિહારવાને માટે આમાં કયો વિચાર મૂકવામાં આવ્યો છે?

૩. 'પ્રેમીજનોને પરસ્પર અવિશ્વાસ હોતો નથી.'—એ કમળાના કથનની ચર્ચા કરો.

૪. સ્ત્રીઓ કરતાં પુરુષોની વિચક્ષણતા ઓછી હોય છે, એમાં કંઈ તથ્ય છે ખરું? બંનેના ગુણ-અગુણનું ટિપ્પણ આપો.

૫. 'રાઈનો પર્વત'માં પ્રધાનપાત્ર બે છે: એ કયાં? તે પાત્રોનો પરિચય આપો.

૬. 'સ્ત્રીઓનો ઉદ્ધાર' શી રીતે થઈ શકે?

૭. સર રમણભાઈનું રેખાદર્શન આપો.

# ડો. આનંદશંકર ધ્રુવ



[ સ્વર્ગસ્થ શ્રી આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ પ્રિન્સિપાલ અને પ્રો. વાઈસ ચાન્સેલર, બનારસ હિંદુ યુનિવર્સિટી : એમ. એ.; એલએલ. બી. (૧૮૬૯–૧૯૪૨) પ્રથમ અમદાવાદની ગૂજરાત કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક હતા. બનારસ હિંદુ યુનિવર્સિટી માટે પંડિત મદનમોહન માલવિયાજીએ એક સારા પ્રિન્સિપાલની માગણી કરતાં મ. ગાંધીજીએ અને સર લલ્લુભાઇએ એમનું નામ સૂચવેલું. એ યુનિવર્સિટીએ તેમને D. Lt. ડૉક્ટર ઑફ લિટ્રેચરની ડીગ્રી પણ આપી હતી. તેઓ જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ હતા. અને અમદાવાદની 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'ના પ્રમુખ હતા.

તેઓ સ્વ. મણિલાલ નભુભાઈના 'સુદર્શન'માં લેખો લખતા અને પાછળથી એમના મૃત્યુ બાદ કેટલોક સમય તે માસિકને ચલાવેલું. સને ૧૯૨૦માં 'વસન્ત' નામનું નવું માસિક કાઢ્યું, જેનો રજત મહોત્સવ સને ૧૯૨૭માં ભારે દબદબાથી ઉજવવામાં આવ્યો હતો. સને ૧૯૨૮માં તેઓ નવમી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ નિમાયા હતા અને એના પહેલા વર્ષે બીજી ગુજરાતી પત્રકાર પરિષદના સ્વાગતમંડળના અધ્યક્ષ તરીકે કામ કર્યું હતું. સને ૧૯૨૦માં છઠ્ઠી ગૂજરાતી સાહિત્ય પરિષદ અમદાવાદમાં મળેલી, તેનું તેમણે સ્વાગત કર્યું હતું. અખિલ ભારતવર્ષમાં એક પ્રતિષ્ઠિત તત્ત્વજ્ઞાનના અધ્યાપક તરીકે તેમની ખ્યાતિ હતી. તેઓ ૭–૪–૧૯૪૨ ના રોજ સ્વર્ગવાસી બન્યા. 'શ્રી ભાષ્ય ભા. ૧–૨,' 'ધર્મવર્ણન,' 'નીતિશિક્ષણ,' 'આપણો ધર્મ,' 'હિન્દુધર્મની બાળપોથી,' 'હિન્દુ વેદધર્મ' એ એમનાં પુસ્તકો છે. ]

# ઈશ્વરનું સ્વરૂપ

પરમેશ્વરની જ શક્તિથી આ સઘળું જગત ચાલે છે, અને એ જગત સર્જવા માટે બહાર કાંઈ પણ શોધવા જવું પડતું નથી. કડિયા-સુતારને ઘર બાંધવા માટે પથ્થર, માટી કે લાકડાં લેવા જવું પડે છે, કારણ કે એવાં કામ માટે પરમેશ્વરે જે સાધન કરી મૂક્યાં છે, તેનો માત્ર ઉપયોગ એ કરી શકે છે. તેઓની શક્તિ પરમેશ્વરની માફક અનંત–અમાપ નથી કે એમને બહારનાં સાધનોની જરૂર ન પડે. પણ પરમેશ્વર તો અમાપ શક્તિવાળો હોવાથી સઘળું પોતામાંથી જ ઉત્પન્ન કરી શકે છે. આ ઉપર છાન્દોગ્ય ઉપનિષદમાં નીચેની એક વાર્તા આપી છે.

પૂર્વે એક વડ નીચે ઉદ્દાલક નામનો એક બ્રાહ્મણ ઝૂંપડી બાંધી રહેતો હતો. બ્રાહ્મણ વિદ્વાન હતો, પણ પુત્રને ભણવું ગમતું નહિ. આઠ વર્ષે તેને જનોઈ દીધું હતું અને જનોઈ દે એટલે તરત ગુરુને ઘેર જઈ વિદ્યા ભણવી, એવો આપણો અસલ રિવાજ હતો. પણ આ છોકરો બાર વર્ષનો થયો ત્યાં સુધી ગુરુને ઘેર ગયો નહિ. એક દહાડો પિતાએ ખેદ પામી, શ્વેતકેતુને પોતાની સામે બેસાડ્યો અને કહ્યું, "ભાઈ, જો; હજુ સુધી આપણા કુળમાં કોઈ ભણ્યા વગરનો, માત્ર બ્રાહ્મણજાતિનો હોય તેટલાથી બ્રાહ્મણ કહેવાય એવો, રહ્યો નથી. તું મોટો થયો; બાર વર્ષનો થયો; હવે તો તું ગુરુને ત્યાં જઈ વિદ્યા ભણી આવે તો સારું." આ કોમળ પણ સચોટ ઠપકાથી એ છોકરાના મન ઉપર બહુ અસર થઈ, અને એ ગુરુને ત્યાં વિદ્યા ભણવા પરદેશ ગયો.

બાર વર્ષ–બારથી ચોવીસ વર્ષ સુધી, એ ગુરુને ઘેર રહ્યો અને વિવિધ જાતની પુષ્કળ વિદ્યા ભણ્યો. વિદ્યા ભણીને ઘેર આવ્યો ત્યારે શ્વેતકેતુ તો જાણે પહેલાંનો શ્વેતકેતુ જ નહિ! પહેલાં એ અભણ અને તોફાની, પણ નિરભિમાની અને વહાલસોયો હતો; તેને બદલે

હવે વિદ્વાન અને ઠરેલ, પણ અભિમાની અને અક્કડ દેખાયો.

પિતાએ જોયું કે છોકરો બહુ વિદ્યા ભણ્યો છે, પણ હજી ખરા ધર્મનું–પ્રભુના જ્ઞાનનું—શિક્ષણ મળ્યું નથી. તેથી પિતાએ એને પાસે બેસાડી પૂછ્યું, "શ્વેતકેતુ, તારી બુદ્ધિ તો બહુ કેળવાઈ છે, તું વિદ્યા ભણવાનું અભિમાન બહુ રાખે છે, અને અક્કડ દેખાય છે. જો, હું તને એક પ્રશ્ન પૂછું તેનો ઉત્તર દે. તેં તારા ગુરુને પ્રશ્ન કર્યો છે કે, "ગુરુજી, એવો કયો પદાર્થ હશે કે જે એકને જાણ્યાથી સઘળું જણાઈ જાય ?"

શ્વેતકેતુએ જવાબ દીધો: "પિતાજી, એકને જાણ્યાથી તે બધું શી રીતે જણાઈ જાય ?"

પિતા:–"જો ભાઈ, આ માટી છે. આ એક માટીને પૂરેપૂરી જાણી લઈએ તો માટીના જે જે પદાર્થો થાય છે—ઘડો, કોડિયું, ઈંટ વગેરે—તે સર્વ આપણે જાણી શકીએ; કારણ કે માટીના બનેલા એ સર્વ પદાર્થો જુદાં જુદાં નામ માત્ર છે, ખરી વસ્તુ માટી જ છે. તે પ્રમાણે, જો ભાઈ, લોઢું એ શું તે સમજી લઈએ તો લોઢાના બનેલા સર્વ પદાર્થો આપણા સમજવામાં આવી જાય; કારણ કે લોઢાના તે તે પદાર્થો તે નામ માત્ર છે, ખરી વસ્તુ લોઢું જ છે."

શ્વેતકેતુ:–"પિતાજી, ત્યારે મારા ગુરુઓએ એવો તો પદાર્થ કોઈ મને બતાવ્યો નથી કે જેને જાણ્યાથી સઘળું જણાઈ જાય. મને લાગે છે કે એ વસ્તુ એ ગુરુઓ પોતે જ જાણતા નહિ હોય; જાણતા હોય તો તેઓ શું કરવા મને કહે નહિ ! માટે પિતાજી, તમે જ મને કહો."

પિતાએ કહ્યું : "એ પદાર્થ તે પરમેશ્વર છે. જેમ માટીનો ઘડો, સોનાનાં ઘરેણાં, લોઢાની છરી, તરવાર વગેરે—તેમ આ સર્વ પદાર્થો પરમેશ્વરના બનેલા છે. પરમેશ્વરને ઇચ્છા થઈ કે, 'હું એક છું તે બહુ થાઉં' અને એમ ઇચ્છા કરીને એણે પોતે તેજ, જળ

વગેરે રૂપ ધારણ કર્યાં અને આ સૃષ્ટિ થઈ." પછી પિતાએ પુત્રને પરમેશ્વર સંબંધી વિશેષ જ્ઞાન આપ્યું. ખાલી વિદ્યા ભણીને પુત્ર અભિમાની થઈ ગયો હતો તે પરમેશ્વર સંબંધી જ્ઞાનથી નમ્ર થયો, અને ખરી જાણવાની વસ્તુ જાણી.

શ્વેતકેતુના પિતાએ કહ્યું તેમ આ સર્વ પદાર્થો પરમેશ્વરના જ બનેલા હોય, તો તો એ પદાર્થો એ જ પરમેશ્વર એમ કોઈ માને! પણ ના; એમ નથી. એ પદાર્થો પરમેશ્વરનાં રૂપ ખરાં, પણ એ પદાર્થો એ જ પરમેશ્વર નહિ. જે આ પૃથ્વીમાં રહે છે છતાં જેને પૃથ્વી જાણતી નથી, પૃથ્વી જેનું શરીર છે, જે પૃથ્વીને માંહ્ય રહ્યો રહ્યો ચલાવે છે–એ પરમેશ્વર. જે જળમાં રહે છે, જે વાયુમાં રહે છે, જે ચન્દ્ર, સૂર્ય, તારા, પશુ, પંખી, મનુષ્ય વગેરે આ બ્રહ્માંડમાં ભરેલા અસંખ્ય પદાર્થોમાં રહે છે, છતાં એ પદાર્થો જેને જાણતા નથી, એ પદાર્થો જેનું શરીર છે, એ પદાર્થોને માંહ્ય રહ્યો રહ્યો જે ચલાવે છે—તે પરમેશ્વર.

પણ માટી અને માટીનાં વાસણનું દૃષ્ટાંત આપ્યું તે સાંભળી, તમને શંકા થઈ તે થવા જેવી છે. શ્વેતકેતુને પણ કદાચ થઈ હશે. તેથી એના પિતાએ જેમ બીજું દૃષ્ટાંત આપીને એ શંકા દૂર કરી તેમ હું પણ કરું.

વડનો ટેટા લાવો અને ભાંગો. ભાંગીને જૂઓ. એમાં શું છે? એમાં તો ઝીણા ઝીણા દાણા દેખાય છે. વારુ, હવે એમાંનો એક ઝીણો દાણો લઈ ભાંગો અને જૂઓ એમાં શું દેખાય છે? પણ તે બહુ ઝીણું હોવાથી ભાંગતાં તો કાંઈ દેખાતું નથી. ત્યારે સમજો કે કાંઈ જ દેખાતું નથી એમાં જ આખું વડનું ઝાડ સમાઈ રહેલું છે અને એ જ પ્રમાણે, આ જગતની માંહ્ય રહ્યો છતાં જે દેખાતો નથી તેમાં જ આ જગત સમાઈ રહેલું હતું અને તેમાંથી જ એ નીકળ્યું છે.

માટી અને ઘડાનું, સોના અને સોનાનાં ઘરેણાંનું, લોઢું અને લોઢાનાં ઓજારનું,—ઇત્યાદિ દૃષ્ટાંત આપવાની મતલબ એવી છે કે તે તે બનાવટની ચીજો ભાંગો, ફોડો, તોપણ જે પદાર્થની એ બનેલી છે તે પદાર્થ તો હંમેશાં કાયમ રહેવાનો જ. ઘડો ફૂટ્યો, પણ માટી ફૂટશે નહિ; ઘરેણાં ભાંગશે પણ સોનું એમનું એમ જ રહેશે; તેમ આ જગત પરમેશ્વરનું બનેલું છે, અને એ ભાંગી જાય કે ફૂટી જાય તોપણ એનો નાશ થવનો નથી. પણ આ વડ સૂકાઈ જાય કે ભાંગી જાય તો એનાં બીજ રહે નહિ. વળી આ બીજ અને ઝાડને છૂટાં પણ પાડી શકાય. પણ એ રીતે પરમેશ્વરને અને આ સૃષ્ટિને એક-બીજાથી છૂટા પાડી શકાય નહિ; એટલી વડ અને બીજના દૃષ્ટાંતમાં ખામી છે. એક દૃષ્ટાંતમાં એક ખામી, બીજામાં બીજી ખામી! કોઈ પણ દૃષ્ટાંત પરમેશ્વરને પૂરેપૂરું લાગુ પડતું નથી, એ આથી સમજાય છે. આપણે જે જે દાખલા લઈએ છીએ તે એનું સ્વરૂપ કાંઈક જેવું તેવું સમજાવવા માટે જ છે.

ઈશ્વર દેખાતો નથી, પણ આ જગતના કણેકણમાં એ ભરેલો છે. આ વાત શ્વેતકેતુના પિતાએ શ્વેતકેતુને એક સારા દૃષ્ટાંતથી સમજાવી છે.

પિતાએ કહ્યું: "ભાઈ, પેલા પાણીમાં એક મીઠાનો કકડો નાખ, અને સવારમાં એ લઇ મારી પાસે આવજે."

શ્વેતકેતુએ એમ કર્યું, અને બીજે દહાડે વહાણુમાં મીઠાના પાણીનો પ્યાલો લઈ પિતા પાસે ગયો. પિતાએ કહ્યું: "શ્વેતકેતુ, પેલો મીઠાનો કકડો તેં પાણીમાં નાંખ્યો છે તે લાવ."

શ્વેતકેતુએ પાણીમાં હાથ ફેરવ્યો, પણ એ કકડો પાણીમાં બિલકુલ જણાયો નહિ, કારણ કે તદ્દન ઓગળી ગયો હતો તેથી તેણે કહ્યું: "પિતાજી, એ તો જણાતો નથી!"

પિતાઃ—તો હવે આ પાણી ઉપરથી ચાખી જો, અને કહે કેવું લાગે છે?

શ્વેતકેતુએ ચાખ્યું અને કહ્યું, "ખારું."

પિતા:—વચ્ચે આ ચમચી નાખીને ચાખી જો, કેવું લાગે છે?

શ્વેતકેતુઃ—ખારું.

પિતા:—એ મીઠું કાઢી નાંખીને મારી પાસે લાવ.

શ્વેતકેતુ:—એ શી રીતે નીકળે! એ તો પાણીમાં નિત્ય ભળેલું જ રહેવાનું

પિતા:—ત્યારે એ જ પ્રમાણે સમજ કે પરમેશ્વર અહીં જ છે. માત્ર એને ચાખવાથી જ–એનો રસ ચાખવાથી જ, એ જણાય છે; એટલે કે પરમેશ્વર આંખે દેખાતો નથી, પણ અનુભવમાં લઈ શકાય છે, અને એ રીતે એ છે એમ આપણને ખાતરી થાય છે.

## સ્વાધ્યાય

૧. ઉદ્દાલક અને શ્વેતકેતુ કોણ હતા?
૨. વિદ્યા ભણવાથી સર્વ જ્ઞાન આવી શકે છે? શ્વેતકેતુને તેના પિતાએ શો પ્રશ્ન કર્યો હતો? તેણે શો જવાબ આપ્યો?
૩. 'એકને જાણ્યાથી બધું શી રીતે જણાઈ જાય?'
૪. કયા કયા દાખલાથી આ 'એક'ને સમજાવવામાં આવ્યો છે?
૫. 'કોઈ પણ દૃષ્ટાન્ત પરમેશ્વરને પૂરેપૂરું લાગુ પડતું નથી.' કેવી રીતે તે દાખલાઓ લઈને સ્પષ્ટ કરો.
૬. પાણીમાં મીઠું ઓગળી ગયા પછી મીઠું પાછું મળી શકતું નથી–એમ કહેવામાં કયો ભાવાર્થ સમાયેલો છે?
૭. 'પરમેશ્વર આંખે દેખાતો નથી, પણ અનુભવમાં લઈ શકાય છે'–બરાબર રીતે આ વાક્ય સમજાવો.

# મહાત્મા ગાંધીજી



[શ્રી. મોહનદાસ કરમચંદ ગાંધી (સન ૧૮૬૯–૧૯૪૮) જ્ઞાતિએ મોઢ વણિક અને પોરબંદરના વતની હતા. તેઓ પણ બાળલગ્નના ભોગ થયેલા. ૧૮૯૧માં બેરિસ્ટર થયા પછી વકીલાત કંઈક નહિ ફાવતાં અને કંઈક ભાવિના ભણકારા રૂપે સ્વાતંત્ર્યવિઘાતક અથડામણો થવાથી આફ્રિકા ગયા. તેમનું જાહેર જીવન ત્યાંથી જ શરૂ થયું. સત્યાગ્રહની પહેલ ત્યાં કરી અને જેલજીવન જાણ્યું અને માણ્યું. ૧૯૧૪માં ઈંગ્લાંડમાં જઈ આવી હિંદ પાછા આવી અમદાવાદમાં 'સત્યાગ્રહ આશ્રમ'ની સ્થાપના કરી. શરૂઆતમાં બેરિસ્ટર જીવણલાલ વ્રજરાય દેસાઈને બંગલે નદીપાર રહેલા.

ગીરમીટીઆ મજૂરો માટે તેમણે દેશાટન કર્યું અને પાછળથી સત્યાગ્રહ પણ આદર્યો. ખેડા જિલ્લામાં સત્યાગ્રહ કર્યો. 'નવજીવન' તથા 'યંગ ઇન્ડિયા' વિચારપ્રચાર માટે ચલાવ્યાં. જલિયાંવાલા બાગના હત્યાકાંડ પછી અસહકારપ્રવૃત્તિ પણ ઉપાડી. ચૌરીચૌરાના કેર પછી તે બંધ પણ પાડવામાં આવી. તેમણે પછી જેલ સેવી. બેલગામની મહાસભાના પ્રમુખ થયા. સાયમન કમિટીનો સફળ વિરોધ કર્યો. ૧૯૩૦માં દાંડીકૂચ કરી મીઠાના કાયદાનો ભંગ કર્યો. સારા હિન્દુસ્તાનમાં જબ્બર આંદોલન ઉત્પન્ન કર્યું. ૧૯૩૧માં સમાધાન થયું અને ઇંગ્લાંડ ગયા. ફરીથી જેલમાં ગયા અને અસ્પૃશ્યતાનિવારણ માટે ઉપવાસ આદર્યા.

સત્યના પ્રયોગો અથવા આત્મકથા, ત્યાગમૂર્તિ અને બીજા લેખો, હિન્દ સ્વરાજ્ય, દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ, સર્વોદય, મંગળપ્રભાત, નીતિનાશને માર્ગે, અનાસક્તિ યોગ, 'નવજીવન', 'Young India', 'હરિજનબંધુ'માં લખાણો–વગેરે એમની કૃતિઓ બેસુમાર છે. અમદાવાદમાં ભરાયેલ બારમા ગૂજરાતી સાહિત્ય સંમેલનના તેઓ પ્રમુખ હતા.

સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અભય, અસ્પૃશ્યતાનિવારણ, જાતમહેનત, સર્વધર્મસમભાવ–આ એમણે નક્કી કરેલાં પાળવાનાં વ્રતો છે. આ વ્રતોમાંનાં કેટલાંક સનાતન વાક્યો એ વ્રતોનો ઇતિહાસ આપી શકે: સત્ય એ જ પરમેશ્વર છે; વિચારમાં દેહમાત્રનું વળગણ માત્ર છોડીએ, તો છેવટે દેહ આપણને છોડશે; દેહ આપણો નથી, તે આપણને મળેલું સંપેતરું છે; બ્રહ્મચર્ય વિના અહિંસાનું પાલન ન થઈ શકે; તલવાર શૂરની સંજ્ઞા નથી, બીકની નિશાની છે; અભય અમૂર્છ સ્થિતિની પરાકાષ્ઠા છે; तेन त्यक्तेन भुञ्जीथाः કોઇ પણ માણસનો ધર્મની દૃષ્ટિથી તિરસ્કાર એટલે અસ્પૃશ્યતા; ઈશ્વરને ભૂલી પોતાને પૂજતા થઇ ગયા છે; તે જીવ-માત્રને પોતામાં નહિ જુએ ને પોતાને જીવમાત્રમાં નહિ હોમી દે ત્યાં લગી શાંત થશે જ નહિ; યજ્ઞ ધર્યા વિના જે ખાય છે તે ચોરીનું અન્ન ખાય છે; જો સહુ રોટી પૂરતી મજૂરી કરે તો ઊંચનીચનો ભય નીકળી જાય; ધર્માન્ધતા ને દિવ્યદર્શન વચ્ચે ઉત્તરદક્ષિણ જેટલું અંતર છે–વગેરે.

ગાંધીજી એક પૂર્ણ પુરુષ હતા. એમના જીવનનાં જે પાસાં જોઈએ તે આત્મતેજે ઝળકતાં હતાં અને જિજ્ઞાસુને અભિનવ માર્ગદર્શન કરાવતાં હતાં. તેઓ સ્વયં તેજઃપુંજ હતા ને આપણા યુગની યુગમૂર્તિ જ નહિ, પણ યુગપ્રવર્તક હતા. સત્ય અને અહિંસાને રાજકારણમાં દાખલ કરીને ગાંધીજીએ એક અનન્ય, અદ્ભુત અને અપૂર્વ કાર્ય કર્યું છે. કૌટીલ્ય-નીતિથી પર એમની રાજનીતિ હતી. કોમવાદના તેઓ કટ્ટર વિરોધી હતા. वसुधैव कुटुम्बकम्‌ની ભાવનાના તેઓ મૂર્તિસ્વરૂપ હતા. જનતાનાં દુઃખો સમજનારા ને નાડીપરીક્ષક વૈદ્ય હતા. ભારતના ભાગ્યવિધાતા, સ્વતંત્રતાના શિલ્પી, યુગમૂર્તિ, યુગપ્રવર્તક, સામાજિક ક્રાન્તિકાર, ધુરંધર સુધારક અને સર્વોદયની ભાવનાના બ્રહ્માનું કીર્તિમન્દિર, ધ્રુવતારક સમાન, ઇતિહાસમાં અજોડ તથા અચળ રહેશે.

વિશ્વપ્રમુખની વરણી જો ૧૯૪૮ના જાન્યુઆરીની ૩૦મી તારીખ પહેલાં થઈ હોત તો દુનિયાએ એ પદે ગાંધીજીને જ ચૂંટી કાઢયા હોત. આ નિઃશસ્ત્ર પયગમ્બરે ભવ્ય ભાવિના કોઇ વિલીન થઇ જતા અવતાર સરખું કાર્ય કર્યું છે. ભવિષ્યમાં જે કોઈ વિશ્વપ્રમુખ થશે તે ગાંધીજીનો વારસ હશે–ગણાશે.

હિંદના ભાગલા પડ્યા પછી અને સ્વરાજ્ય પ્રાપ્તિ પછી ૧૯૪૮ની જાન્યુઆરીની ૩૦મી તારીખે સાંજે ૫-૩૦ વાગ્યે પ્રાર્થનાસભામાં જતાં મહાત્માજી હિન્દુહિતવિરોધી છે, એવી અવળી માન્યતા નીચે નથુરામ ગોડસેએ તેમનું ખૂન કર્યું.]

## સ્ત્રી અને પુરુષ

જોડો ક્યાં કડે છે તે તો તેનો પહેરનાર જ જાણી શકે, તેથી સ્ત્રીને સારુ શું જરૂરી છે એનો નિર્ણય પ્રમાણભૂતપણે અંતે સ્ત્રીએ જ કરવો પડશે. મારો પોતાનો અભિપ્રાય તો એવો છે કે મૂળ પાયે જેમ પુરુષ તેમ જ સ્ત્રી એક જ માનવવંશ છે, તેમ તેમનો કાયદો પણ અંતે મૂળ મુદ્દે એક જ હોવો જોઈએ. બંનેમાં એક જ આત્મા વસે છે, બેઉ એક જ જીવન જીવે છે, એક જ જાતની શબ્દસ્પર્શાદિ લાગણીઓ અનુભવે છે, એકબીજાનું પૂરક છે, એક-બીજાની સક્રિય સહાયતા વિના જીવી શકે નહિ.

પણ કોઈ ને કોઈ કારણે એમ બન્યું છે કે, યુગયુગાંતરથી પુરુષ સ્ત્રીના પર સત્તા ભોગવતો આવ્યો છે અને તેને પરિણામે સ્ત્રીએ પણ પોતાને વિષે એક જાતની કનિષ્ઠ ભાવના કેળવી છે. પુરુષે આપમતલબીપણાથી તેનામાં સીંચેલી "સ્ત્રી પુરુષના કરતાં નીચી છે" એ ભાવનામાં તે માનતી આવી છે. પણ પુરુષોમાં જે સત્યદર્શી હતા તેમણે તો સ્ત્રીનો સમાન દરજ્જો કબૂલ રાખ્યો છે.

આમ છતાં એમાં શક નથી કે ક્યાંક ને ક્યાંક એક ચોક્કસ સ્થળેથી સ્ત્રી અને પુરુષ બેઉનાં કાર્યક્ષેત્ર નોખાં ફંટાય છે. મૂળ પાયે બેઉ એક છતાં એ વાત પણ તેટલી જ સાચી છે કે આચારમાં બેઉ વચ્ચે ભારે ફેર પડી જાય છે. માતૃત્વનો ધર્મ, જે મોટા ભાગની સ્ત્રીઓ સદાકાળ સ્વીકારશે, તે એવા ગુણો માગી લે છે, જે પુરુષને સારુ જરૂરી નથી. સ્ત્રી સ્વભાવે કરીને જ નિવૃત્તિ પસંદ કરનારી છે, પુરુષ ક્રિયાપરાયણ છે. સ્ત્રી મૂળે ઘરની રાણી થઈને રહેનારી છે,

પુરુષ રોટી કમાનારો છે; સ્ત્રી એની સાચવણી કરનારી અને રોટી વહેંચીને પીરસનારી છે. દરેક અર્થમાં એ પુરુષ જાતનું સંગોપન કરનારી છે. માનવજાતિનાં બચ્ચાંઓનું સંગોપન અને ઉછેર કરવાની કળા એ એનો ખાસ અને સુવાંગ અધિકાર છે. એના હાથના સંગોપન વગર માનવજાત રવડી જ મરે અને નાશ પામે.

મને તો લાગે છે કે સ્ત્રીને ઘર અને કુટુંબપરિવાર વચ્ચેથી ઊઠીને બહાર આવવા અને એ ઘરબારની રક્ષાને સારુ ખાંધે બંદૂક ઉપાડવા હાકલ કરવી અગર લલચાવવી એમાં સ્ત્રી તેમજ પુરુષ બેઉનું પતન રહેલું છે. એમાં પાછાં વળીને જંગલીપણાના જમાનામાં પગલાં ભરવાપણું અને વિનાશની શરૂઆત રહેલાં છે. પુરુષ જે ઘોડે ચડ્યો છે તે ઘોડે ચડવા જતાં સ્ત્રી, પુરુષને અને પોતાને બેઉને નીચે પછાડશે. આમ થશે તો તેનું પાપ પુરુષને માથે રહેશે, કારણ કે પોતાના સાથીને તેને સારુ કુદરતે કરી મૂકેલા ખાસ સ્વાભાવિક વ્યવસાયથી ચળાવીને પુરુષને ચાળે ચડાવ્યા સારુ તે જવાબદાર લેખાશે. ઘરને સુવ્યવસ્થિત રાખવું-ચલાવવું એમાં એટલી જ વીરતા રહેલી છે, જેટલી એ ઘરબારની બહારના હુમલાથી રક્ષા કરવામાં રહેલી છે.

લાખો ખેડૂતોને તેમના કુદરતી વાતાવરણ વચ્ચે મેં નિહાળ્યા છે. અને આજે પણ નાનકડા સેવાગ્રામમાં રોજ હું તેમને જોઉં છું. એમની વચ્ચે કામકાજની કુદરતી વહેંચણી સહેજે મારું ધ્યાન ખેંચે છે. સ્ત્રીઓને લુહાર કે સુતારનાં કામો કરતી હું જોતો નથી, પણ ખેતરોમાં સ્ત્રીપુરુષો સાથે મળીને કામ કરે છે. તેમાંયે સૌથી કઠણ ને આકરું કામ પુરુષ કરે છે. સ્ત્રીઓ ઘર રાખે છે ને ચલાવે છે. ઘરની જૂજ આવકમાં પોતાની આછીપાતળી કમાણીનો ઉમેરો પણ કરે છે. પણ મુખ્ય રોજી મેળવનાર પુરુષ જ રહે છે. કાર્યક્ષેત્રની આવી સ્વાભાવિક વહેંચણી સ્વીકાર્યા પછી બીજા સામાન્ય ગુણો તેમજ સંસ્કારની બાબતમાં બેઉની જરૂરિયાતો લગભગ એકસરખી જ ગણી શકાય.

આ મહાપ્રશ્નમાં મારો ફાળો તો શું વ્યક્તિઓને માટે કે શું પ્રજાઓને માટે, જીવનના દરેક અંગઉપાંગમાં સત્ય અને અહિંસાને સ્વીકારવાને સારુ મેં રજૂ કર્યાં એટલો જ છે. મેં તો એવી આશા સેવી છે કે આ કામમાં સ્ત્રીજાતિ નક્કી પહેલ કરશે અને આગેવાન કરશે. વળી માનવી વિકાસની યાત્રામાં આમ એને એક વાર તેનું સ્થાન જડી આવતાં જ આજની એની–પોતે પુરુષને મુકાબલે નીચી છે, એ કનિષ્ઠ ભાવવાળી મનોદશા જતી રહેશે. આ સિદ્ધિ જો તેણે સફળતાપૂર્વક હાથ કરવી હોય તો માનવી વહેવારમાં જે કાંઈ થાય છે તે બધું વિષયવિકારને બળે નક્કી અને નિયંત્રિત થાય છે એ આધુનિક સિદ્ધાંતને માનવાની તેણે દૃઢતાપૂર્વક ના પાડવી રહી છે. મને ધાસ્તી છે કે મેં મારી વાતને કઢંગી રીતે રજૂ કરી છે. મને આશા છે કે મારો આશય સ્પષ્ટ છે. આજની લડાઈમાં સક્રિય ભાગ લઈ રહેલા લાખો પુરુષો વિષયવિકારથી પ્રેરાય છે કે કેમ એ હું નથી જાણતો. તેમ ખેતરોમાં રાતદિવસ જાતમહેનત કરતાં દેહાતીઓને વિકારથી ઘેરાયેલાં કે બેબાકળાં હું નથી જોતો. આનો અર્થ એ નથી કે એમનામાં સ્ત્રીપુરુષ બેઉમાં કુદરતે મૂકેલા આ વિકારથી તેઓ સાવ મુક્ત હોય છે. પણ મનોવિકારની ચર્ચા કરનારા આધુનિક સાહિત્યથી ઓતપ્રોત થયેલાં નરનારીઓના જીવનમાં એ જેટલો સર્વોપરી જોવામાં આવે છે તેવું કશું આ દેહાતીઓમાં નથી હોતું એટલું ચોક્કસ છે. એમનામાં સ્ત્રીને શું કે પુરુષને શું, જીવનસંગ્રામમાં ઝૂઝતાં આવી બાબતોને સારુ વખત જ નથી હોતો.

સ્ત્રી એ અહિંસાની સાક્ષાત પ્રતિમા છે. અહિંસાનો અર્થ જ નિરવધિ પ્રેમ, અને એવો પ્રેમ એટલે વળી કષ્ટસહનની અસીમ શક્તિ. પુરુષની જન્મદાત્રી સ્ત્રીના કરતાં એવા અપરંપાર કષ્ટસહનની વધુમાં વધુ શક્તિ સંસારમાં બીજું કોણ બતાવે છે? નવ માસ કૂખે ધારણ કરીને અને જીવનરસ નીચોવી નીચોવીને એને પોષીને, અને વળી એમાં રહેલા કષ્ટમાં જ અનેરું સુખ અને આનંદ માનીને, એ

શક્તિનાં એ આપણને દર્શન કરાવે છે.

પ્રસૂતિની પીડાને સંસારની બીજી કઈ કષ્ટયાતના આંટી શકે? પણ એ પીડાને સ્ત્રી સર્જનના સુખ આગળ વિસરી જાય છે. જન્મ પછી પણ એ બાળક અહોરાત્ર પોષાય, રક્ષાય અને મોટું થાય એ સારુ રોજેરોજ એની ધાત્રી બનીને, લીલાંસૂકાં કરીને બીજું કોણ અનંત કષ્ટ સહન કરે છે! એ નિરવધિ પ્રેમનો સ્રોત એ આખી માનવજાતિ તરફ વાળે, પોતે કદી પણ પુરુષની ભોગ્ય વસ્તુ હતી અગર હોઈ શકે એ ભૂલી જાય–એટલી જ વાર છે. એમ થતાં વેંત પુરુષની જોડાજોડ એની માતાનો, એની સર્જકનો અને એના મૂંગા માર્ગદર્શકનો ગૌરવંતો દરજ્જો જે કુદરતે એને બક્ષ્યો છે તે એ લેશે.

એકબીજાનાં પીંછડાં પીંખતી અને અંતરમાંથી શાંતિને સારુ તરસતી આજની દુનિયાને શાંતિની કળા શીખવીને એ સુધામૃત પાવું એ જ એનું કાર્યક્ષેત્ર છે. જેમાં પુસ્તકી જ્ઞાનસમૃદ્ધિની જરૂર નથી, માત્ર કષ્ટસહન અને શ્રદ્ધામાંથી નીપજતું દૃઢ હૈયું જ જરૂરી છે, એવા સત્યાગ્રહમાં સ્ત્રી આગેવાની લઈ શકે.

પુનાની સાસૂન હૉસ્પિતાલમાં જે ભલી દાઈએ મારી–જીવલેણ દરદની પથારીએ પડેલાની–માવજત કરેલી, તેણે એક બાઈનો ચમત્કારી કિસ્સો મને સંભળાવેલો. એ બાઈએ, પોતાના ગર્ભમાં રહેલા બાળકને રખે ધક્કો પહોંચે એ આશંકાએ, વાઢકાપના ઑપરેશનની ઘડીએ ક્લોરોફૉર્મ લેવા ના પાડી હતી. એને વસમું ઑપરેશન કરવાનું હતું, પણ પોતાના બાળક પ્રત્યેનો પ્રેમ એ જ એને મન તમામ દુઃખ ભુલાવનારી સર્વોપરી માત્રા હતી. એ બાળકના ક્ષેમકુશળને ખાતર ગમે તેવું વસમું શરીરકષ્ટ કે યંત્રણા એને મન અસહ્ય નહોતાં. જે સ્ત્રીજાતિમાં આવી વીરાંગનાઓ પાકે છે તેઓ શા સારુ પોતાની જાતને ધિક્કારે? અગર તો પોતે

પુરુષજન્મ ન પામી એને સારુ બળાપો કરે ! પેલી વીરાંગનાને યાદ કરીને કેટલીયે વેળા મને સ્ત્રીના દરજ્જાની અદેખાઈ આવી છે,–જે દરજ્જાનું એને જ્ઞાન નથી. પુરુષનો અવતાર ન મળ્યાને સારુ ગમગીન થવાનો સ્ત્રીને સારુ જેટલો અવકાશ છે તેટલો જ પુરુષને સારુ પણ સ્ત્રીનો અવતાર ન મળ્યાનો શોક કરવાનો અવકાશ છે. પણ એ અભિલાષા નિષ્ફળ છે. તેથી આપણે સૌ જેવાં જન્મ્યા તેમાં જ સુખસંતોષ માનતાં શીખીએ અને કુદરતે જે કર્મ-ધર્મ આપણે સારુ નિર્મ્યા તે બજાવી છૂટીએ.

## બ્રહ્મચર્ય

આપણાં વ્રતોમાં ત્રીજું વ્રત બ્રહ્મચર્યનું છે. ખરું જોતાં બીજાં બધાં વ્રતો એક સત્યના વ્રતમાંથી જ ઉત્પન્ન થાય છે, ને તેને જ અર્થે રહ્યાં છે. જે મનુષ્ય સત્યને વરેલ છે, તેની જ ઉપાસના કરે છે. તે બીજી કોઈ પણ વસ્તુની આરાધના કરે તો તે વ્યભિચારી ઠર્યો. તો પછી વિકારની આરાધના ક્યાંથી જ કરાય ? જેની પ્રવૃત્તિમાત્ર સત્યનાં દર્શન કરવાને અર્થે છે તે પ્રજોત્પત્તિકાર્યમાં કે ગૃહસંસાર ચલાવવામાં કેમ જ પડી શકે ? ભોગવિલાસથી કોઈને સત્ય જડ્યાનો આજ લગી આપણી પાસે એક દાખલો નથી.

અથવા અહિંસાના પાલકને તો તેનું પૂર્ણ પાલન બ્રહ્મચર્ય વિના અશક્ય છે. અહિંસા એટલે સર્વવ્યાપી પ્રેમ. જ્યાં પુરુષે એક સ્ત્રીને કે સ્ત્રીએ એક પુરુષને પોતાનો પ્રેમ આપ્યો ત્યાં તેની પાસે બીજાને અર્થે શું રહ્યું ? એનો અર્થ જ એ થયો, 'અમે બે પહેલાં ને બીજા બધાં પછી.' પતિવ્રતા સ્ત્રી પુરુષને સારુ અને પત્નીવ્રત પુરુષ સ્ત્રીને સારુ સર્વસ્વ હોમવા તૈયાર થશે, એટલે તેમાંથી સર્વવ્યાપી પ્રેમનું પાલન ન જ થઈ શકે એ સ્પષ્ટ છે. એનાથી આખી સૃષ્ટિને પોતાનું કુટુંબ ન જ બનાવી શકાય, કેમકે તેની પાસે 'પોતાનું' માનેલું એક કુટુંબ મોજૂદ છે અથવા તૈયાર થઈ રહ્યું છે. તેની

વૃદ્ધિ તેટલો સર્વવ્યાપી પ્રેમમાં વિક્ષેપ થાય છે. આવું થતું આપણે આખા જગતમાં જોઈ રહ્યા છીએ તેથી અહિંસાવ્રતનું પાલન કરનારથી વિવાહ થઈ ન શકે; વિવાહની બહારના વિકારનું તો પૂછવું જ શું ?

– ત્યારે જે વિવાહ કરી બેઠાં છે તેમનું શું ? તેમને સત્ય કોઈ દહાડો નહિ જડે ! તે સર્વાર્પણ કદી નહિ કરી શકે ! આપણે તેનો રસ્તે કાઢ્યો જ છે; વિવાહિતે અવિવાહિત જેવાં થઈ જવું. આ દિશામાં આના જેવું સુંદર મેં બીજું કશું અનુભવ્યું નથી. આ સ્થિતિનો રસ જેણે ચાખ્યો છે તે સાક્ષી પૂરી શકશે. આજે તો આ પ્રયોગની સફળતા સિદ્ધ થઈ કહી શકાય. વિવાહિત સ્ત્રીપુરુષ એકબીજાંને ભાઈબહેન ગણતાં થઈ જાય એટલે બધી જંજાળમાંથી તે મુક્ત થવાં. જગતમાં રહેલી સ્ત્રીમાત્ર બહેન છે, માતા છે, દીકરી છે; એ વિચાર જ માણસને એકદમ ઊંચે લઈ જનાર છે, બંધનમાંથી મુક્તિ આપનાર થઈ પડે છે. આમાં પતિપત્ની કંઈ ખોતાં નથી, પણ પોતાની પૂંજીમાં વધારો કરે છે, કુટુંબ વધારે છે, પ્રેમ પણ–વિકારરૂપી મેલ કાઢવાથી વધારે છે વિકાર જવાથી એકબીજાની સેવા વધારે સારી થઈ શકે છે, એકબીજા વચ્ચે કંકાસના પ્રસંગ ઓછા થાય છે. જ્યાં સ્વાર્થી–એકાંગી પ્રેમ છે ત્યાં કંકાસને વધારે સ્થાન રહે છે.

ઉપરનો પ્રધાન વિચાર કર્યા પછી ને તે હૃદયમાં ઠસ્યા પછી બ્રહ્મચર્યથી થતા શારીરિક લાભ, વીર્યલાભ વગેરે બહુ ગૌણ થઈ પડે છે. ઈરાદાપૂર્વક ભોગવિલાસ ખાતર વીર્યહાનિ કરવી અને શરીરને નિચોવવું એ કેવી મૂર્ખાઈ ગણાય ? વીર્યનો ઉપયોગ બંનેની શારીરિક અને માનસિક શક્તિ વધારવાને સારું છે. તેનો વિષયભોગમાં ઉપયોગ કરવો તે તેનો અતિ દુરુપયોગ છે, અને તેથી તે ઘણા રોગોનું મૂળ થઈ પડે છે.

આવું બ્રહ્મચર્ય મન, વચન અને કાયાથી પાળવાનું હોય. વ્રતમાત્રનું એમ જ સમજવું. જે શરીરને કાબૂમાં રાખતો જણાય છે, પણ મનથી વિકારને પોષ્યા કરે છે તે મૂઢ મિથ્યાચારી છે એમ

આપણે ગીતામાં જોયું છે; સહુએ એ અનુભવ્યું હોય છે. મનને વિકારી રહેવા દેવું ને શરીરને દાબવાનો પ્રયત્ન કરવો તેમાં નુકસાન જ છે. જ્યાં મન છે ત્યાં શરીર છેવટે ઘસડાયા વિના નહિ જ રહે. અહીં એક ભેદ સમજી લેવાની આવશ્યકતા છે. મનને વિકારવશ થવા દેવું એ એક વાત છે; મન પોતાની મેળે, અનિચ્છાએ, બળાત્કારે વિકારી થાય કે થયા કરે એ જુદી વાત છે. એ વિકારમાં આપણે સહાયભૂત ન થઈએ તો છેવટે જીત જ છે. શરીર હાથમાં રહે છે પણ મન નથી રહેતું એવું આપણે ક્ષણેક્ષણે અનુભવીએ છીએ. તેથી શરીરને તો તુરત કબજે લઈ મનને કબજે લેવાનો નિત્ય પ્રયત્ન કરવો, એટલે આપણે કર્તવ્યપાલન કરી ચૂકયા. મનને વશ થયા એટલે શરીર અને મનનો વિરોધ થયો, મિથ્યાચારનો આરંભ થયો. મનોવિકારને દબાવ્યા જ કરીએ ત્યાં લગી બન્ને સાથે જનાર છે એમ કહેવાય.

આ બ્રહ્મચર્યનું પાલન બહુ મુશ્કેલ, લગભગ અશક્ય માનવામાં આવ્યું છે, તેનાં કારણ શોધતાં એમ જોવામાં આવે છે કે બ્રહ્મચર્યનો સાંકડો અર્થ કરવામાં આવ્યો છે. જનનેન્દ્રિયવિકારનો નિરોધ એટલે જ બ્રહ્મચર્યનું પાલન એમ ગણાયું. મને લાગે છે કે આ અધૂરી ને ખોટી વ્યાખ્યા છે. વિષયમાત્રનો નિરોધ એ જ બ્રહ્મચર્ય છે. જે બીજી ઇન્દ્રિયોને જ્યાં ત્યાં ભમવા દઈ એક જ ઇન્દ્રિયને રોકવાનો પ્રયત્ન કરે છે તે નિષ્ફળ પ્રયત્ન કરે છે, એમાં શો શક છે? કાનથી વિકારની વાતો સાંભળે, આંખથી વિકાર ઉત્પન્ન કરનારી વસ્તુ જુએ, જીભથી વિકારોત્તેજક વસ્તુનો સ્વાદ કરે, હાથથી વિકારોત્તેજક વસ્તુને સ્પર્શ કરે, ને છતાં જનનેંદ્રિયને રોકવાનો ઇરાદો રાખે એ તો અગ્નિમાં હાથ નાખ્યા પછી ન દાઝવાનો પ્રયત્ન કર્યા બરોબર થયું. તેથી જે જનનેંન્દ્રિય રોકવાનો નિશ્ચય કરે તેણે ઇન્દ્રિયમાત્રને તેના વિકારોથી રોકવાનો નિશ્ચય કરેલો હોવો જ જોઈએ. બ્રહ્મચર્યની સંકુચિત વ્યાખ્યાથી નુકસાન થયું છે એમ મને હંમેશાં લાગ્યું છે. મારો તો દૃઢ અભિપ્રાય છે ને અનુભવ છે, કે જો આપણે

બધી ઇન્દ્રિયોને એકસાથે વશ કરવાનો અભ્યાસ પાડીએ તો જનનેન્દ્રિયને વશ રાખવાનો પ્રયત્ન તુરત સફળ થઈ શકે. આમાં મુખ્ય વસ્તુ સ્વાદેન્દ્રિય છે, અને તેથી જ એના સંયમને આપણે નોખું સ્થાન આપ્યું છે.

બ્રહ્મચર્યનો મૂળ અર્થ સહુ યાદ કરે: બ્રહ્મચર્ય એટલે બ્રહ્મની—સત્યની શોધમાં; ચર્યા એટલે તેને લગતો આચાર. આ મૂળ અર્થમાંથી સર્વેન્દ્રિય-સંયમ એ વિશેષ અર્થ નીકળે છે. માત્ર જનનેન્દ્રિયસંયમ એવો અધૂરો અર્થ તો ભૂલી જ જઈએ.

## સમજૂતી અને સ્વાધ્યાય

આરાધના—સેવા. મોજૂદ—તૈયાર. સર્વાર્પણ—સર્વ વસ્તુઓનો ત્યાગ. એકાંગી—એકતરફી. ગૌણ—નજીવા. મૂઢ મિથ્યાચારી—નકામો ભ્રમણામાં પડેલો માણસ. નિરોધ—સંયમ.

૧. સ્ત્રીપુરુષની સમાનતા એટલે શું? ગાંધીજી સ્ત્રી તથા પુરુષ બેઉનું પતન શામાં રહેલું જુએ છે?

૨. 'મૂળ પાયે જેમ પુરુષ તેમજ સ્ત્રી એક જ માનવવંશ છે તેમ તેમનો કાયદો પણ અંતે મૂળ મુદ્દે એક જ હોવો જોઈએ.' આ વિધાન ઉપર ચર્ચા કરો.

૩. સ્ત્રી કનિષ્ટ છે, એ ભાવના કયાંથી અને શાથી વ્યાપક બની?

૪. લાખો ખેડૂતો, કારીગરો અને મજૂરોમાં સ્ત્રીપુરુષ સમાનતાનો ઝઘડો ઊભો થાય છે? તેમની કારીગરીના થોડાક દાખલા આપો.

૫. પુનાની સાસૂન ઇસ્પિતાલના દાખલા ઉપરથી શો બોધ મળે છે?

૬. વ્રત એટલે શું? અહિંસા એટલે શું? બ્રહ્મચર્ય એટલે શું?

૭. મૂઢ મિથ્યાચારી કોને કહેવાય? 'મનને વશ થયા એટલે શરીર અને મનનો વિરોધ થયો, મિથ્યાચારનો આરંભ થયો.' આ વિધાનને લક્ષમાં રાખી ચર્ચા કરો.

૮. જનનેંદ્રિયને વશ રાખવાનો પ્રરત્ન સફળ કયારે થાય? તો વીર્યનો ઉપયોગ શાને માટે છે?

# રણજીતરામ મહેતા



[ ગુજરાતી ભાષાના એક પરમ ઉપાસક અને અસાધારણ મમતા ધરાવનાર સાક્ષર રણજીતરામ વાવાભાઇ મહેતા સુરતમાં તેમનાં મોસાળના ઘરમાં (જન્મ સંવત ૧૯૩૮ કાર્તિક સુદી બીજ—સને ૧૮૮૨ અને અવસાન સને ૧૯૧૭ જુન) જન્મ્યા હતા. જાતે કાયસ્થ હતા. શ્રી જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા તથા હરિપ્રસાદ પીતાંબરદાસ મહેતા—આટલા બાલપણના સ્નેહીઓ સિવાય તેમને કોઈ મિત્ર નહોતા. તથા પાલીતાણા અને અમદાવાદ વચ્ચે આવજાનો હીંચકો તેમને હીંચોળ્યા કરતો હતો. બાલ્યાવસ્થાથી જ તેમનું શરીર નિર્બળ હતું. બી. એ. થયા પછી 'ફેલો' તરીકે એક વરસ રહ્યા પછી ઉમરેઠમાં આઠેક માસ હેડમાસ્તર તરીકે કામ કર્યું. તેમનો કંઠ અતિ ધીમો હોવાથી પોતે શિક્ષક તરીકે ખામીવાળા હતા એમ તેઓ પોતે જ કહેતા. ભાવનગર દક્ષિણામૂર્તિ ભવનમાં શિક્ષક તરીકે રહેવાનો તેમને વિચાર થયો; પરંતુ ત્યાંય આ જ મુશ્કેલી વચ્ચે આવી. સરકારી નોકરીનો જોગ આવ્યો નહિ એટલે રા. મણિશંકર રત્નજી ભટની ભલામણથી ૧૯૦૫માં ગજ્જર સાહેબના સેક્રેટરી તરીકે રહ્યા. આ જ સાલમાં જુન માસમાં પ્રથમ સાહિત્ય પરિષદ મળી. ૧૯૦૭માં ગો. મા. ત્રિપાઠી રણજીતરામભાઈની હાજરીમાં ગજ્જર સાહેબના બંગલામાં જ અવસાન પામ્યા. ગજ્જર સાહેબના નોકર છતાં મિત્ર અને તેમની અંગત તકરારોમાં મધ્યસ્થ બની શકવાની આવડત તો એમની જ. ૧૯૦૭ના સપ્ટેમ્બરમાં બીજી સાહિત્ય પરિષદ મળી, ત્યારે મંત્રીઓ શ્રી. અંજારીઆ તથા ઠાકોરલાલ હરિલાલ દેસાઈની સાથે તેમણે પોતે જ તમામ કામકાજ કર્યું હતું. ૧૯૦૮ના એપ્રિલમાં મુંબઈ છોડી ભાવનગર સર પ્રભાશંકર દલપતરામ પટણી સાથે તેઓ જોડાયા; ત્યાં તેમની તંદુરસ્તી સુધરી. મહુવાનિવાસી કવિ ત્રિભોવન પ્રેમશંકર તથા શ્રી. હરગોવિંદ પ્રેમશંકર સાથે તેમને પ્રત્યક્ષ પ્રેમ બંધાયો. ઇતિહાસનો, જૂની વાર્તાઓનો તથા ગીતોનો તેમનો શોખ રા.

દેવશંકર વૈકુંઠજી ભટ સાથેના સંબંધથી અહીં પેષાયા. સારા લેખક અને અભ્યાસી શ્રી. મણિશંકર પીતાંબરદાસ મહેતા સાથેનો પરિચય અહીં ઘનિષ્ટ બન્યો. પ્રો૦ વિઠ્ઠલરાય મહેતા, રા. નરભેશંકર દવે અને છેલ્લે પ્રો૦ નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ, જેઓ અત્યારે સ સરકારના કેળવણી પ્રધાન છે તેમની સાથે પણ ગાઢ પરિચય થયો.

૧૯૧૦ના ડિસેમ્બરમાં 'ભવન'ની સ્થાપના થઈ. અને ત્યાં તેમણે ઇતિહાસશિક્ષણનું કામ હાથમાં લીધું. ૧૯૧૨માં પટણી સાહેબ સાથે તેમને મુંબઈ જવાનું થવાથી ભાવનગર તેમણે હંમેશ માટે છોડયું. કવિ નાનાલાલ તેમના ગાઢ સ્નેહી હતા. ૧૮૯૮માં કવિનું કાવ્ય 'વસંતોત્સવ' બહાર પડયું ત્યારે તે વાંચ્યા પછી ગુજરાતી સાહિત્યની તેમની અભિરુચિ વિશેષ જાગૃત થઈ. તેઓ સારાં કાવ્યો નોંધી રાખતા. એમના એવા સંગ્રહમાં શ્રી. મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત)ની દુષ્પ્રાપ્ય કવિતાઓ પણ સ્વચ્છ અક્ષરે લખેલી જડી આવી હતી. શ્રી. હિ. ગ. અંજારિયા 'કાવ્યમાધુર્ય' બહાર પાડે છે, એમ જ્યારે એમણે જાણેલું ત્યારે એ સંગ્રહ એમાગે એમને આપી દીધેલો. રણજીતરામભાઈના હાથથી ઊભી થયેલી સાહિત્ય પરિષદનું રાજકોટનું ૧૯૦૯નું અધિવેશન અગાઉના કોઈ પણ અધિવેશન કરતાં વિશાળ ધોરણ ઉપર થયું. તેના એક મંત્રી પ્રો૦ બ. ક. ઠાકોર હતા. ત્રીજી પરિષદના પ્રમુખ તરીકે સહેજ અસાવધપણાથી એમનાથી લખાઈ ગયું કે નરસિંહરાવની પસંદગી થવી જોઈએ. આ વખતે બે પક્ષની પરિસ્થિતિ ઊભી થઈ; છતાં રાજકોટની એ પરિષદ વખતથી જ કવિ શ્રી નાનાલાલ રિસાયા અને એ કલહના પરિણામે પોતાના અવસાન લગી પણ તેઓશ્રી અલગ રહ્યા હતા. છતાં રણજીતરામભાઇનો કવિ ઉપરનો ચાહ જેવો ને તેવો કાયમ રહેવા પામ્યો હતો. કવિ પણ તેમને એટલા જ ચાહતા અને એમની ઉન્નતિમાં પૂરો રસ લેતા.

ભાવનગરના વસવાટ દરમિયાન તેમને દેશી રાજ્યનો ઊંડો અભ્યાસ થયો હતો અને એથી જ પટણી સાહેબ મુંબઈના ગવર્નરની કારોબારી કાઉન્સિલમાં નિમાયા ત્યારે ૧૯૧૩થી ૧૯૧૬ લગી પટણી સાહેબ સાથે જ રહ્યા. આ વખતે એટલે પરિપકવ અનુભવ પછી જ તેમણે લખવાનું શરૂ કર્યું હતું. ભાષણો આપવા માંડયાં. તામ્રલેખો અને શિલાલેખોની અગત્યની સામગ્રી એકઠી કરી અને તે ઉતારેલી તમામ નોટ્સ ફાર્બસ સભાએ ખરીદી લીધી હતી. સંસ્કૃત, ઉર્દૂ, બંગાળી, મરાઠી સ્ત્રીકવિઓની માહિતી 'વસંત'માં

આપવી શરૂ કરી દીધી હતી. પરંતુ તેમનો ખરો શોખ તો નવલકથાનો હતો. ચંદ્રશંકર પંડયા, કનૈયાલાલ મુનશી, ઇંદુલાલ યાજ્ઞિક, અંબાલાલ જાની–સાહિત્યકારો સાથેના પરિચય પછી તેમને ઘણું જાણવાનું મળ્યું. ઉમરેઠમાં એકઠાં કરેલાં લોકગીતોનો પણ સદ્ઉપયોગ થયો.

રાજકોટમાં ભરાયેલી ૧૯૦૯ની ત્રીજી પરિષદ વખતે સામાન્ય મંત્રીઓ તરીકે રમણભાઈની સાથે પ્રો. આનંદશંકર અને પ્રો. ઠાકોર હતા, એ નોંધવા યોગ્ય બીના છે. ૧૯૧૨માં વડોદરામાં ભરાયેલી ચોથી પરિષદ વખતે બંધારણનો ખરડો રચવામાં રણજીતરામે તેમાં અગત્યનો ભાગ ભજવ્યો હતો. પાંચમી પરિષદ ૧૯૧૫માં થઈ ત્યારે સુરતની બેઠક વખતે ત્યાંના સ્થાનિક મંત્રીઓમાં મનહરરામના ઉદ્યોગમાં એમનો સક્રિય સાથ હતો.

શેઠ નરોત્તમદાસ મોરારજીએ પોતાના પુત્ર અને પુત્રીને કાશ્મીર કે મહાબળેશ્વર નહિ મોકલતાં અંધેરી પાસે જૂહુમાં પોતાનાં બંગલામાં જ રણજીતરામની દેખરેખ નીચે રાખ્યાં. ૧૯૧૭ની પાંચમી જૂને કાળચક્ર ફરતું ફરતું ત્યાં તેમના ઉપર ફરવા માંડયું હતું તેની તેમને ખબર નહોતી. જૂહુનું એકાંત સ્થળ, ટેલીફોનની કશી જ સગવડ નહિ એવા આ સ્થળે વિધિની ક્રૂરતા ફાવી ગઈ. નવું શીખવાનો અને શીખવવાનો તેમને ભારે રસ હતો અને એ રસ તરતાં શીખવાનો પ્રયત્ન કરતાં જીવલેણ નીવડયો. ત્રણ ચાર કલાકે તેમનું શબ હાથ આવ્યું. તેમની વિધવાએ અશ્રુપૂર્ણ નયને આ બધું સહી લીધું. મરણ એ શરીરની વિકૃતિ છે—विकृतिः जीवितमुच्यते बुधैः—એવું કવિવાકય છે અને એ ગણતરીએ તેમનું યશ:શરીર જ્યાં લગી પરિષદ છે ત્યાં લગી જીવિત જ છે. એમની કૃતિઓમાં થોડાં નાટકો, કેટલીક અપૂર્ણ અને સંપૂર્ણ ટૂંકી વાર્તાઓ, એક અધૂરી નવલકથા 'સાહેબરામ' અને છૂટાછવાયા લેખો છે. 'રણજીતરામના નિબંધો' (ભા. ૧લો), રણજીતકૃતિસંગ્રહ અને લોકગીતોનો સંગ્રહ એટલાં પ્રકાશનો જણાય છે. એઓ જીવન્ત સર્વજ્ઞાનસંગ્રહ—Living Encyclopaedia કહેવાતા.]

## ૭. રાષ્ટ્રનું ઐક્ય

રાષ્ટ્રની એકતા આણનાર બળોમાં ભાષા બહુ જબરું બળ છે. અરસપરસના વ્યવહારનું એ સાધન છે. રાષ્ટ્રથી વાંછના, અભિલાષા,

યંત્રણા, સિદ્ધિની છાપ તેની પર પડે છે અને એ વાંછનાદિને જન્મ આપી પોષનાર પણ એ જ છે. જે ઉદાત્ત ભાવોથી પ્રજા સંચલિત થતી હોય તે ભાવો ભાષાદ્વારા જ્યાં લગી મૂર્ત નથી થયા ત્યાં લગી પ્રજાની પ્રગતિ નથી. જ્યાં લગી ભાષા પ્રત્યે આદર હોય નહિ, તેનું અહોનિશ સેવન થાય નહિ, ભાષાદ્વારા પ્રજાની બુદ્ધિ ખીલે નહિ, ત્યાં લગી પ્રજાના ભાવો ભાષાદ્વારા મૂર્ત થવાની આશા આશા જ રહેવાની.

ગુજરાતી ભાષાનું હાલ જેટલું આપણે સેવન કરીએ છીએ તે આપણી પ્રગતિ માટે બહુ ઓછું છે. આપણા સાર્વજનિક શિક્ષણમાં ગુજરાતી ભાષાનો પ્રવેશ બે રીતે થઈ શકેઃ (ક) ગુજરાતી ભાષાદ્વારા શિક્ષણ આપી શકાય તો, અને (ખ) હાલના શિક્ષણક્રમમાં સર્વત્ર નીચેથી ઠેઠ ઉપર લગી એ ભાષાના અભ્યાસને સ્થાન આપી શકાય તો.

રાષ્ટ્રજીવન માટે વાંછના જગાડનાર ઈતિહાસ છે. પોતાનાં પરાક્રમોથી જેવી પ્રજા ઉત્તેજિત થાય છે, તેવી બીજી રીતે થઈ શકતી નથી. આપણાં પૂર્વજોનાં બુદ્ધિપ્રભાવનાં સ્વરૂપ અને માપ કાઢવાની ભલામણ સાહિત્ય પરિષદે કરી છે.

સંસ્કારિતા (culture), નીતિ અને સૌન્દર્યની સંસ્કારિતા દેશમાં એક સ્વરૂપ અને એક કક્ષાની જેમ જેમ થતી જાય; પ્રજાના જાતિસ્વભાવ, ઈતિહાસ, વિકાસના પ્રમાણમાં સંસ્કારિતા ખીલે અને પ્રત્યેક પ્રજાજન એ સંસ્કારિતાથી સંપન્ન થાય તો રાષ્ટ્રની એકતા રચવામાં સંસ્કારિતા મોટું સાધન બને છે.

સંસ્કારિતાનું એક અંગ ચિત્રકળા છે. પ્રજાની વાંછના, અભિલાષા, આશા, નિરાશા, યંત્રણા વગેરે ચિત્રકારની પીંછીથી જન્મ પામી પ્રજાની સૌન્દર્યભાવના પોષી, રાષ્ટ્રજીવનના પ્રસંગો પ્રત્યેક પ્રજાજીવનની દૃષ્ટિ સમક્ષ લાવી દેશનાં ઉત્કર્ષ માટે તેમનામાં લાગણી ઉત્તેજી શકે છે. પ્રજાની પોતાની ચિત્રકળા ન હોય; પોતાના જીવનમાંથી એ ચિત્રકળા જન્મે નહિ ત્યાં લગી આ બધું થઈ શકતું નથી.

વ્યક્તિ મૃત્યુશીલ છે, તેનાં માનાપમાન ક્ષણિક છે. ગુજરાત ચિરંજીવી છે ગુજરાતી પ્રજાની પ્રગતિ ક્ષણિક નહિ પણ ક્ષણે ક્ષણે વધતી જવી જોઈએ. ગુજરાતની પ્રગતિ સાધવામાં સાહિત્ય પરિષદ જેમ જેમ ઉપયોગી થતી જશે, તેમ તેમ વ્યક્તિઓની વિરોધી સ્વાર્થવૃત્તિઓ સહાનુભૂતિ અને સહકાર્યની વૃત્તિમાં પલટાઈ જશે એવી અમને આશા છે.

## સમજૂતી અને સ્વાધ્યાય

રણજીતરામ એટલે તે સમયની 'ગુજરાતની ભાવના.' ગુજરાતી સાહિત્ય પરિષદ સ્થાપવાનું મુખ્ય માન સદ્ગત સાક્ષર શ્રી રણજીતરામ વાવાભાઈ મહેતાને જ ઘટે છે. સાહિત્ય પરિષદના ઇતિહાસમાં તેમનું સ્મરણીય નામ સુવર્ણાક્ષરે લખાયેલું રહેશે. એમને પ્રતાપે અત્યાર લગી તેની સત્તર બેઠકો થઈ ગઈ છે. તેનાં અધિવેશનોનો ઇતિહાસ ઉપયોગી હોઈ નીચે આપ્યો છે :

| | | | |
|---|---|---|---|
| ૧. | અમદાવાદ | ૧૯૦૫ | રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી |
| ૨. | મુંબઈ | ૧૯૦૫ | રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ |
| ૩. | રાજકોટ | ૧૯૦૯ | રા. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈ |
| ૪. | વડોદરા | ૧૯૧૨ | દી. બ. રણછોડભાઈ ઉદયરામ દવે |
| ૫. | સુરત | ૧૯૧૫ | રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા |
| ૬. | અમદાવાદ | ૧૯૨૦ | રા. ર. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા |
| ૭. | ભાવનગર | ૧૯૨૪ | રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી |
| ૮. | મુંબઈ | ૧૯૨૬ | સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ |
| ૯ | નડિયાદ | ૧૯૨૮ | ડૉ. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ |
| ૧૦ | નડિયાદ | ૧૯૩૧ | શ્રી ભૂલાભાઈ જીવણજી દેસાઈ |
| ૧૧ | લાઠી | ૧૯૩૩ | દી બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી |
| ૧૨. | અમદાવાદ | ૧૯૩૬ | મહાત્મા ગાંધીજી |
| ૧૩. | કરાચી | ૧૯૩૯ | શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી |
| ૧૪. | મુંબઈ (અંધેરી) | ૧૯૪૨ | કવિ શ્રી અરદેશર ફરામજી ખબરદાર |

૧૫. વડોદરા ૧૯૪૪ લેડી વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ
૧૬. રાજકોટ ૧૯૪૬ શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક
૧૭. જૂનાગઢ ૧૯૪૯ શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી (બીજીવાર)

તેમના સ્મરણમાં 'રણજીતરામ સુવર્ણચન્દ્રક' યોગ્ય સાહિત્યકાર કે કલાકારને આપવાની પ્રથા શરૂ કરવામાં આવેલી છે. તેમના અવસાન બાદ શોકપ્રદર્શિત સભાએ સ્વર્ગસ્થની કીમતી અને યશસ્વી સેવાઓના સ્મારક નિમિત્તે જે ઠરાવ પસાર કર્યો, તેમાં તે સભાના મંત્રી શ્રી હીરાલાલ ત્રિભોવનદાસ પારેખના સ્તુત્ય પ્રયત્નોને લઈ સ્વ. રણજીતરામ સુવર્ણચન્દ્રક આપવાની યોજનાની પ્રથા આજે દાખલ થઈ શકી છે. સને ૧૯૨૮થી આ પ્રથાનો પ્રારંભ થયો હતો. ૧૯૩૨નો સુવર્ણચન્દ્રક શ્રી રત્નમણિરાવ ભીમરાવને આપવાનું જાહેર થઈ ગયા બાદ, ગુજરાત સાહિત્ય સભાએ તા. ૨૪-૧૧-૧૯૩૩ના શ્રી હીરાલાલ પારેખના પત્ર ઉપરથી તા. ૨૫-૧૧-૧૯૩૩ની તે અંગે મળેલી કાર્યવાહક મંડળની બેઠકે ઠરાવ કરી ઉક્ત સુવર્ણચન્દ્રક 'ગુજરાત સાહિત્ય સભા' એ આપવાનું સ્વીકારેલું છે. શ્રી રણજીતરામ સુવર્ણચન્દ્રક મેળવનારાઓનાં નામો નીચે મુજબ છેઃ—

૧. શ્રી ઝવેરચંદ મેઘાણી (૧૯૨૮); ૨. શ્રી. ગિજુભાઈ બધેકા (૧૯૨૯); ૩. શ્રી. રવિશંકર રાવળ (૧૯૩૦); ૪. શ્રી. વિજયરાય વૈદ્ય (૧૯૩૧); ૫. શ્રી. રમણલાલ દેસાઈ (૧૯૩૨); ૬. શ્રી. રત્નમણિરાવ જોટે (૧૯૩૩); ૭. શ્રી. ત્રિભુવનદાસ લુહાર (૧૯૩૪); ૮. શ્રી વિશ્વનાથ ભટ (૧૯૩૫); ૯. શ્રી ચન્દ્રવદન મહેતા (૧૯૩૬); ૧૦. શ્રી. ચુનીલાલ શાહ (૧૯૩૭); ૧૧. શ્રી કનુભાઈ દેસાઈ (૧૯૩૮); ૧૨. શ્રી ઉમાશંકર જોષી (૧૯૩૯). ૧૩. શ્રી. ધનસુખલાલ મહેતા (૧૯૪૦); ૧૪. શ્રી. જ્યોતિન્દ્ર હ. દવે. (૧૯૪૧); ૧૫. શ્રી. રસિકલાલ ન. પરીખ (૧૯૪૨). ૧૬. પંડિત ઓંકારનાથજી (૧૯૪૩) ૧૭. શ્રી. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી (૧૯૪૪), ૧૮. શ્રી. ગુણવંતરાય આચાર્ય (૧૯૪૫) ૧૯. શ્રી. ડોલરરાય માંકડ (૧૯૪૬), ૨૦. શ્રી. હરિનારાયણ આચાર્ય (૧૯૪૭).

## સ્વાધ્યાય

૧. ગુજરાતી સાહિત્ય પરિષદ, રણજીતરામનું ઋણી કેવી રીતે છે તે સમજાવો.

૨. વ્યક્તિઓનો વિરોધ ક્યારે શમે છે? એ બાબતમાં રણજીતરામનું મંતવ્ય રજુ કરો.

૩. ભાષાની ઉપયોગિતા દાખલાઓથી બતાવો. શિક્ષણમાં ભાષાના પ્રવેશ માટે તમારું દૃષ્ટિબિન્દુ આપી ચર્ચા કરો.

૪. દેશના ઉત્કર્ષમાં ચિત્રકળાનું શું સ્થાન છે?

૫. અત્યાર લગીનાં સંમેલનોમાં મહાત્માજીનું સ્થાન સાહિત્યકાર તરીકે નક્કી કરો.

૬. ગુજરાતની અસ્મિત માટે મરી ફીટનારાઓનો સંક્ષિપ્ત ઈતિહાસ આપો.

૭. આપણે ત્યાં શિક્ષકોની કેવી સ્થિતિ છે તેના ઉપર વિહંગાવલોકન કરો.

૮. ગુજરાતની પ્રગતિ સાધવામાં સાહિત્ય પરિષદ અત્યારે ઉપયોગી છે? સાહિત્ય પરિષદે શું કરવું જોઈએ?

૯. 'રણજીતરામ સુવર્ણચંદ્રક'ની સંક્ષિપ્ત માહિતી આપો. આ ચંદ્રક આપવાની જે વિધિ છે તે બરાબર છે? એના દૃષ્ટિબિન્દુ મુજબ અપાતા ચંદ્રકો અત્યારસુધી અપાયા છે તે બાબત કંઈ હરકત છે? સુવર્ણચંદ્રક નથી મળ્યા તેવા સાક્ષરો કયા છે.

૧૦. શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ, શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી, શ્રી ધૂમકેતુ વગેરેને સુવર્ણચંદ્રક અપાયા નથી; તો તેઓ શું સિદ્ધ સાક્ષરો નથી? સ્પષ્ટતાથી તમારું મંતવ્ય રજુ કરો.

# નાનાભાઈ



[ શ્રી. નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ પ્રશ્નોરા બ્રાહ્મણ છે. ૧૯૦૩માં એમણે બી. એ. અને સને ૧૯૦૭માં એમ. એ. ની ડીગ્રી લીધી હતી. કેળવણીખાતાની એસ. ટી. સી. ડી. ની ડિપ્લોમા લીધી અને ૧૯૦૮માં ભાવનગરની શામળદાસ કૉલેજ-માં અર્થશાસ્ત્રના અધ્યાપક નીમાયા. શ્રીમન્ નથુરામ શર્માએ તેમના જીવનમાં ધાર્મિકતા ઉમેરી. ૧૯૧૦માં દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનની શરૂઆત કરી એને જ એમણે જીવનકર્તવ્ય માન્યું. એમના નેતૃત્વ નીચે સંસ્થા ફલીફાલી અને આજે પૈસાને કારણે અસ્ત પણ થઈ ગઈ છે. ત્યારબાદ તેમણે આંબલામાં 'ઘરશાળા' ચાલુ કરી હતી અને તે અત્યારે ચાલુ પણ છે. સૌરાષ્ટ્ર સરકારના કેળવણી પ્રધાન તરીકે અત્યારે તેઓ છે. ગૂજરાત વિદ્યાપીઠના તેઓ કુલનાયક (વાઈસ ચાન્સેલર) હતા. 'છાત્રાલય' માસિક પત્રિકા કાઢી છાત્રાલય જીવનમાં નવું તત્ત્વશોધન કર્યું. તેમણે ઘણાં પુસ્તકો લખ્યાં છે. તેમની સંસ્થાનાં બધાં પ્રકાશનો ભાવનાપૂર્ણ છે. એ નીચેની આખ્યાયિકા સિદ્ધ કરશે. તેઓ 'નાનાભાઈ'ના નામથી પ્રસિદ્ધ છે. ]

## જનક વિદેહી

આજે જેને આપણે બિહાર પ્રાન્ત કહીએ છીએ તેને પહેલાં લોકો વિદેહ કહેતા. વિદેહ એ લીલોછમ પ્રદેશ; જાણે આખીયે ભરતખંડની વાડી ન હોય! આખા ભરતખંડમાં જ્યારે ઊના વા વાયા છે અને જીવનનાં નીર સૂકાયાં છે, ત્યારે વિદેહની વાડીની શીળી છાંયડીએ સૌને વિસામો આપ્યો છે. ગંગા અને શોણ નદીનાં નીર વિદેહમાં થઈને વહે છે; ભગવાન્ બુદ્ધ અને ભગવાન્ મહાવીર જેવા મહાપુરુષોના જીવનસન્દેશ આ પ્રદેશમાં ઝર્યા છે; અનાથ-પિંડક જેવા દાનવીરો વિદેહમાં પાકયા છે. ચંદ્રગુપ્ત અને અશોક

જેવા ચક્રવર્તીઓની આણ આ પ્રદેશ પર ફરી છે; આજે બિહાર વિદ્યાપીઠ જેવી રાષ્ટ્રીય સંસ્થા વિદેહમાં જ પોતાના ધ્વજ ફરકાવે છે.

જૂના વખતમાં જનક મહારાજ વિદેહમાં રાજ્ય કરે. એમ કહેવાય છે કે જનક મહારાજ જ્ઞાની હતા. તેમણે પરમાત્માને ઓળખી લીધા હતા. હું મોટો રાજા છું અને આવડા મોટા પ્રદેશનો હું ધણી છું; એવું તેમને અભિમાન ન હતું. એ પોતે તો કેમ જાણે પરમાત્માના નમ્ર સેવક હોય એમ રાજ્ય કરે અને રાજ્યની બધી ફિકર-ચિન્તા પ્રભુને ખોળે મૂકે. સવારથી માંડીને રાત સુધી આખા રાજ્યનો વહીવટ કરેઃ લશ્કર તપાસે ને મહેસૂલ પર ધ્યાન આપે; દુશ્મનોની બાતમી રાખે અને ચોર વગેરેને દંડ આપે; પ્રજાકલ્યાણના માર્ગો લે અને છતાંયે છેવટે તો આ બધું પરમાત્માને સોંપી પોતે આ સર્વથી જુદા છે એ વિચારને ઘડીભર પણ વિસારે નહિ. આથી તો લોકો એમને જનકવિદેહી કહેતા.

મિથિલા વિદેહની રાજધાની. મિથિલાનગરીની બરાબર મધ્યમાં જનક મહારાજનો મહેલ અને મહેલની આસપાસ હજારેક સંન્યાસીઓની પર્ણકુટિઓ. મિથિલાની ગાદી પરથી પણ જનક મહારાજને ફકીરીનો શોખ. મહારાજ્યનાં સિંહાસનો છોડીને સાધુસંતના પગ તળાંસવા એને બહુ ગમે. રાજા જેવો રાજા, છત્ર-ચામર ધારણ કરે અને રેશમી વસ્ત્રો પહેરી સિંહાસન પર બેસે ત્યારે ઘડીભર તો ઐશ્વર્ય ભોગવવા માટે ઇન્દ્રે પોતે અવતાર લીધો છે એમ લાગે. પણ આ રાજમહેલની બારીમાંથી, આ સિંહાસન પરથી, આ હીરામાણેકથી જડેલા છત્ર-ચામરની પાછળથી પણ જનકની નજર તો પર્ણકુટિમાં ટીંગાડેલાં પેલાં મૃગચર્મ અને કમંડલુ ઉપર હતી, કૌપીન અને દંડ તરફ હતી. દરરોજ પ્રભાતમાં રાજમહેલની વાડીમાંથી કોયલ ટહૂકે અને પર્ણકુટિઓમાંથી વેદનો ધ્વનિ નીકળે; દરરોજ રાત્રે મિથિલા આખી પથારીમાં પડે અને પર્ણકુટિઓની અંદર વેદવેદાન્તની ચર્ચાઓ ઊપડે.

જનક રાજાના દરબારમાં અષ્ટાવક્ર મુનિ કથા વાંચે. દરરોજ સાંજે જનક રાજા રાજકાર્યમાંથી પરવારીને સભામંડપમાં આવે અને પેલા સંન્યાસીઓ, ગામના શ્રદ્ધાળુ લોકો તેમજ રાજા જનક પોતે, બધા અષ્ટાવક્રનું ઉપદેશામૃત ગ્રહણ કરે. અષ્ટાવક્ર આમ તો આઠે અંગે વાંકા એટલે અજાણ્યા માણસને તો તેમને જોતાં વેંત જ હસવું આવે, ને આવા વાંકાટેડા માણસમાં કોડી જેટલી પણ અક્કલ હશે કે કેમ તેનો વિચાર થાય. પણ પરમાત્માની પ્રસાદી કોના પર ઊતરે છે એ કોણ કહી શકે ? અષ્ટાવક્ર જન્મથી જ જ્ઞાની હતા. માતાના ગર્ભમાંથી જ તેમને પરમાત્માનું જ્ઞાન થયું હતું. એમના જ્ઞાન પર, એમની નિષ્ઠા પર, એમના ઉપદેશ પર જનક મહારાજા ફિદા હતા. અષ્ટાવક્ર મુનિને પણ જનક રાજા જેવો શ્રોતા ક્યાં શોધવો ? જનક તખ્ત ઉપર બેઠો છતાં ફકીર છે એવી અષ્ટાવક્રને ખાતરી થઈ ચૂકી હતી. એટલે તો જનક જેવા રાજાના ગુરુ થવામાં પણ અષ્ટાવક્રને ઓર મજા આવતી. આવા ગુરુ–શિષ્યો દુનિયાથી પર ગયા હોય છતાં તેમનાં હૃદયો એકબીજામાં કેટલાં ચોંટી ગયાં હોય છે એ કોણ કહી શકે ! **हृदयं त्वेव जानाति, प्रीतियोगं परस्परम् ।**

એક વાર સાંજના કથાનો સમય થવા આવ્યો. સભામંડપ બધો સજ્જ હતો; આસનો બધાં પથરાઈ ગયાં હતાં; ગુરુ અષ્ટાવક્રને માટે ઊંચું આસન બિછાવી દેવાયું હતું. આખા મંડપમાં ધૂપ મહેકી રહ્યો હતો. સુગંધી પુષ્પો આસપાસથી સુવાસ ફેલાવી રહ્યાં હતાં. શ્રોતાઓ બધા એક પછી એક આવતા હતા.

"કેમ વિરજાનન્દ, કાલની કથા કેવી ?"

"હવે મૂક ને એ વાત ! આપણે તો બધું જોઈ લીધું."

"જોઈ શું લીધું એ તો કહે ?"

"એમાં મારે શું કહેવાનું છે ? હું સમજું છું તે તારા મનમાં નથી શું ?"

"પણ કહે ત્યારે ખબર પડે ને ?"

"આ વેદવેદાન્તની વાતો બધી ઠીક છે; બાકી બધું રામરામ."

"મને પણ સાચે એમ જ લાગે છે."

"એટલે જ શાસ્ત્રમાં સંન્યાસ વિના મોક્ષ નથી એમ લખ્યું છે. રાજા ગમે તેવો ડોળ કરે તો પણ એ કાંઈ આપણા જેવા કહેવાય ?"

"ના રે ના. એને વાતો કરવી બ્રહ્મ–પરબ્રહ્મની અને વિવેક-વૈરાગ્યની; પણ રાગ તો ગળા સુધી ભરેલો. સવારમાં સુગંધી પદાર્થથી નહાવું, તેલ ચોળવાં, રેશમી વસ્ત્રો પહેરવાં, કેટલાયે જીવોની હિંસા કરવી, ભોગો ભોગવવા, રાણીવાસમાં જવું, તિજોરીની દરરોજ તપાસ કરવી, છત્રપલંગમાં સૂવું, સોના–રૂપાના અલંકારો વાપરવા : આ બધું કરવું અને સાંજે એક કલાક આંખો મીંચીને કથા સાંભળવી."

"તું કહે છે તે બરાબર છે. ક્યાં આ ભોગવિલાસ અને ક્યાં આપણી વેદાન્તની કથા ! પણ મને એક વાતની ધેડ બેસતી નથી."

"શાની ?"

"કહું ? જીભ તો ઊપડતી નથી; કહે તો કહું."

"કહે ને ? અહીં કોણ સાંભળે છે ?"

"આમ આવું છે, તો પણ ગુરુ અષ્ટાવક્રને રાજા તરફ કેમ પક્ષપાત છે ?"

"લે, એશાં શું પૂછે છે ?"

"ના, ના, કહે તો ખરો ?"

"ગુરુ અષ્ટાવક્ર મનુષ્ય છે કે પશુ છે ? તેમનેયે મનુષ્યનું હૈયું છે કે પશુનું ?"

"એમ કેમ બોલે છે ?"

"હું ઠીક બોલું છું. અષ્ટાવક્ર ગુરુને રહેવું જનકના મહેલમાં;

જનક રાજા આપે તે ખાવું; જનક રાજા આપે ત્યાં સૂવું અને જનક રાજાને ત્યાં કથા વાંચવી. પછી તેને જનક તરફ પક્ષપાત ન થાય તો શું મારા તરફ થાય? તારી પાસે મહેલ છે? તારી પાસે ભોગના પદાર્થો છે? તારી પાસે પાલખીઓ છે? તારી પાસે વા ઢોળનારી દાસીઓ છે? તારી પાસે સૂવાનો છત્રપલંગ છે? આ બધું તારી પાસે હોય તો તેમને તારા તરફ પણ પક્ષપાત થાય. આજે તારી લંગોટી તરફ પક્ષપાત કરે કે આ ખડની ઝૂંપડી તરફ પક્ષપાત કરે કે આ તારા ગાંઠાગાંઠાવાળા દંડ તરફ પક્ષપાત કરે!"

"આ તું શું બોલે છે?"

"હું ઠીક બોલું છું. તું તો છોકરું કહેવાય. આ વાત તો અમે કેદાડાના જાણીએ છીએ. પણ શું કરીએ?"

"તો પછી જ્યાં આવો પક્ષપાત હોય ત્યાં આપણે શા માટે રહીએ?"

"તો પછી ક્યાં જવું?"

"આખી પૃથ્વી પડી છે."

"આખી પૃથ્વીમાં કોઈ એક જગા તો લેવી પડશે; તો છો ને આ જ રહે! બીજે વળી નવું નિહાળવું ના?"

વાતચીત ચાલતી હતી, દરમ્યાન બધા સંન્યાસીઓ તો ચિકાર ભરાઈ ગયા; ગામના પણ થોડાક ગૃહસ્થો હાજર હતા. બરાબર વખત થયો એટલામાં બહાર દરવાજે પાલખી આવી અને અષ્ટાવક્ર મુનિ પાલખીમાંથી હેઠા ઊતરી સભામંડપમાં પધાર્યા. અષ્ટાવક્ર પધાર્યા એટલે શ્રોતાજનોએ ઊભા થઈ નમસ્કાર કર્યા, અને મુનિ પોતાની લાકડી હેઠળ મૂકી આસનપર બેઠા એટલે સૌ બેસી ગયા.

કથાનો સમય થઈ ગયો હતો. મુનિએ એક દૃષ્ટિ આખા સભામંડપ પર ફેરવી દીધી. સૌ શ્રોતાઓ આવી ગયા હતા; માત્ર જનક

મહારાજનું સ્થાન ખાલી હતું.

"મહારાજ, કથા શરૂ કરવાની કૃપા કરો," નિત્યાનંદ બોલ્યા.

"વખત તો થઈ ગયો છે, પણ જનક આવ્યા નથી."

"એ તો આવશે. એમને તો રાજકામ હોય એટલે ક્યાંથી આવે ?" એક સંન્યાસીએ ટકોર કરી.

"જનકને તે કથા પહેલી કે રાજ્ય પહેલું ?" બીજો જણ જરા ચિડાઈને બોલ્યો.

"મોડા થાય તો નહિ, પણ કાંઈ અગત્યનું કામ આવી ગયું હશે એટલે રોકાઈ જવું પડ્યું હશે. હમણાં આવવા જોઈએ," અષ્ટાવક્ર બોલ્યા.

"પણ આપણે તો ચલાવીએ. રાજા તો ગૃહસ્થ માણસ કહેવાય. એને ઓછી જ કથાની પડી છે ? આ કથા તો અમારા જેવા સંન્યાસીઓ માટે છે. રાજાને કથા એટલે નવરાનો ટેલટપ્પો. સાચી કથા સાંભળવી હોય તો રાજ છોડી સંન્યાસ લે નહિ ?"

"મહારાજ, આપ શરૂ કરો. જનકરાજા આવશે !" એક બોલ્યો.

"મહારાજ, જે કથાના અધિકારીઓ છે, તે તો બધા આવી ગયા છે," બીજો બોલ્યો.

"મહારાજ, અમારામાંથી કોઈ મોડો થાય ત્યારે તો આપ રાહ નથી જોતા," ત્રીજો બોલ્યો.

"મહારાજ, જનકરાજા માટે કથાનો અલાયદો વખત રાખો અને આ વખતે તો અમ સંન્યાસીઓની જ કથા રાખો તો કેમ ?"

આમ એક પછી એક કથા શરૂ કરવાનો આગ્રહ કરવા લાગ્યા, એવામાં તો બહાર નેકી પોકારવામાં આવી અને જનક મહારાજ સભામંડપમાં દાખલ થયા. મુનિના સિંહાસન પાસે આવીને સાષ્ટાંગ નમસ્કાર કરીને જનક આસન પર બેઠા.

મંગળાચરણ શરૂ થયું. ધીર ગમ્ભીર સ્વરે શ્રોતાઓ મંગળા-

ચરણમાં જોડાયા. વેદના મન્ત્રો આખા સભામંડપમાં ઘૂમી રહ્યા અને વાતાવરણ પ્રસન્નગંભીર થઈ રહ્યું.

એવામાં બહારથી બૂમ પડીઃ "દોડો, દોડો, રાજમહેલમાં આગ લાગી છે, દોડો રે દોડો."

અષ્ટાવક્રે કથા શરૂ કરી.

"દોડો રે દોડો, રાજમહેલમાં આગ લાગી. પર્ણકુટિઓને હમણાં પકડશે," ફરી કિકિયારી થઈ.

કથા સહેજ આગળ ચાલી. પણ કથાના શબ્દો કેટલાયે બહેરા કાન પર પડતા હતા. સંન્યાસીઓના કાન પર તો આગનું નવું વેદાન્ત અથડાવા લાગ્યું.

"મેં મારું મૃગચર્મ બહાર મૂક્યું છે," એક કહે.

"મને કાલે જ હજી રાજાએ નવું કૌપીન આપ્યું છે," બીજો કહે.

"મેં તો હજી હમણાં જ કુટિનું બારણું જૂનું થયું હતું તે સુધરાવ્યું છે," ત્રીજો કહે.

"ચાલો, ચાલો, આગ લાગી છે ને બેસી શું રહ્યા છો ? બધું સળગી જશે તો કોણ દાદો અપાવશે ? કથા તો રોજ ચાલે છે," ચોથો ભભક્યો.

કથા તો શરૂ જ હતી.

"હવે ચાલ ને, જોઈ આ કથા ! આગ વખતે કથા હોય ?" પાંચમો ઊંચો થયો.

"દોડો રે દોડો, દક્ષિણ દિશાની પર્ણકુટિઓ પર તણખા પડવા લાગ્યા છે. દોડો, દોડો," બૂમરાણ વધ્યું.

"બધા શું બેસી રહ્યા છો ? સાંભળતા નથી ? ભલે મુનિજી વાંચ્યા કરે અને જનક રાજા સાંભળ્યા કરે," નિત્યાનંદે ત્રાડ મારી અને સંન્યાસીઓનો આગર ઊછળીને દરવાજા બહાર ઊલટ્યો.

આખા આલેશાન મંડપમાં એક જ શ્રોતા બાકી!

"મહારાજ, રાજમહેલને આગ લાગી છે તો આપ પણ પધારો ને?" અષ્ટાવક્રે કથા બંધ રાખીને પ્રસંગ કાઢ્યો.

રાજાએ મૌન રાખ્યું.

"મહારાજ, આપને કહું છું: રાજમહેલને આગ લાગી છે એટલે આપ પધારો. કથા આજ બંધ રાખીએ," ફરીથી અષ્ટાવક્ર બોલ્યા.

"મહારાજ, આપ કથા ચલાવો," જનકે કહ્યું.

"પણ આપનો મહેલ સળગે છે તે?"

"પ્રભુ, આપ આગળ ચલાવો. હું જંજાળી માણસ રહ્યો. આ આખા રાજ્યની ઉપાધિ હું આજે વહી રહ્યો છું, તેમાંથી આ કથા સાંભળવા આવું છું, ત્યારે મારું રાજ્ય પરમાત્માને ચરણે મૂકીને આવું છું. પ્રભુ, અત્યારે આપની પાસે બેઠેલો જનક આ વિદેહનો રાજા નથી; અત્યારે તો એક ફકીર છે. આટલો વખત તો હું પરમાત્મા પર નિર્ભર છું અને એ વિચારની કસોટી કરવા માટે પરમાત્મા જે પ્રસંગો ઊભા કરે તે બધા મારે સહી લેવાના."

"પણ મહારાજ, મિથિલા સળગે છે તે?" અષ્ટાવક્રે પૂછ્યું.

"કોની મિથિલા?" જનકે પ્રશ્ન કર્યો.

"જનકની મિથિલા," અષ્ટાવક્રે કહ્યું.

"આપ જ આમ કહેશો ત્યારે મારે ક્યાં જવું? સાગર માઝા મૂકે ત્યારે માણસ ક્યાં જાય? મિથિલા તો કોઈની થઈ નથી અને થવાની નથી, એમ તો આપ જ મને શીખવો છો ને? 'મિથિલા મારી,' 'મિથિલા મારી' એવું અભિમાન ગાળવાનો તો આપ જ ઉપદેશ આપો છો ને? મિથિલા તો મારા નાથની, પરમકૃપાળુ પરમાત્માની છે," જનક ગદ્ગદ કંઠે બોલ્યા.

"પણ તમારે સંભાળવી ન જોઈએ ?"

"પ્રભુ, સંભાળવી જોઈએ. મિથિલાને સંભાળું એટલો જ મારા આત્માને પણ સંભાળું. રોજ આખો દિવસ મિથિલાને સંભાળું છું પણ કથા સાંભળવા આવું છું ત્યારે એ મિથિલાને જગતના નાથને સોંપીને આવું છું એટલે અત્યારે મારે તેની ચિન્તા કરવાની જરૂર નથી. આપ કથા આગળ ચલાવો." જનકે જવાબ આપ્યો.

મુનિ અને જનક વચ્ચે આ પ્રમાણે વાતચીત ચાલતી હતી ત્યાં તો પેલા સંન્યાસીઓ એક પછી એક સભામંડપમાં દાખલ થવા લાગ્યા.

"કેમ નિત્યાનન્દ, આગ ઓલવાઈ ગઈ ?" અષ્ટાવક્રે પૂછ્યું.

નિત્યાનન્દે મોઢું નીચું ઘાલ્યું.

"કેમ વિરજાનન્દ, કેટલો ભાગ સળગી ગયો ?" કહી અષ્ટાવક્રે સવાલ કર્યો.

"મહારાજ, આગ દીઠી ત્યારે તો બહુ મોટા ભડકા હતા, પણ જઈને જોયું ત્યાં તો ખડનું તણખલું પણ દાઝેલું નહિ," વિરજાનન્દે જવાબ દીધો.

"મહારાજ ! એક શંકા થઈ છે. આજ્ઞા કરો તો પૂછું,' વિશુદ્ધાનંદ બોલ્યા.

"શી ?"

"આપે તો આ માયા નથી કરી ?"

"વિશુદ્ધાનંદ, એમ છે. તમને સૌને ઘણા વખત થયાં તમારા સંન્યાસનું અભિમાન આવ્યું છે એ હું જોઈ રહ્યો છું. તમે જનકના મહેલ કરતાં તમારી પર્ણકુટિને વધારે પવિત્ર માનો છો; એના

વૈભવ કરતાં તમારા ત્યાગને ઊંચો માનો છો; એનાં સાધનો કરતાં તમારી લંગોટીને શ્રેષ્ઠ માનો છો; એની ઉપાધિ કરતાં તમારા સંન્યાસને મોટો માનો છો," અષ્ટાવક્ર બોલ્યા.

"જી, હા, એ તો છે જ."

"એ સાચું નથી. સંન્યાસ ગૃહસ્થાશ્રમ કરતાં મોટો છે એમ માનવાને બદલે સંન્યાસીની વૃત્તિ એ ગૃહસ્થના રાગદ્વેષ કરતાં ઉચ્ચ છે એમ માનવું ઘટે છે. પવિત્રતા–અપવિત્રતા મહેલમાં કે પર્ણકુટિમાં નથી પણ એ મહેલ કે પર્ણકુટિમાં રહેનાર માણસના અંતરમાં છે. વૈભવનાં સાધનોમાં હલકાઈ છે અને લંગોટીમાં ઉચ્ચતા છે એમ ન સમજો. જ્યાં હો ત્યાં લંગોટીવૃત્તિ રાખો એટલે બસ છે. તમને તમારી લંગોટીમાં પણ લંગોટીવૃત્તિ ક્યાં છે? તમારા કમંડળને કોઈ વાર કોઈની ભૂલથી કાણું પડી જાય છે ત્યારે જનક રાજાને કરોડ રૂપિયા જાય તોયે જેવું દુઃખ નથી થતું તેવું દુઃખ તમને થાય છે. હજી કાલે જ તમારી લંગોટી ઉંદર કરડી ગયો તે ખાતર તો તમે ઉંદરોનો યજ્ઞ કરવાની વાતો કરતા હતા!" અષ્ટાવક્રે લગાવ્યે રાખ્યું.

"મહારાજ, આપ કહો છો તે સમજાય છે," નિત્યાનન્દ બોલ્યા.

"આજે જનક રાજા સભામાં મોડા થયા ત્યારે તમને કેવી ઉતાવળ થઈ ગઈ? તમને થઈ ગયું કે કથા સાંભળવાનો અધિકાર તો તમારો જ છે તમે જનક રાજા ઉપર કેટલાયે કટાક્ષો કર્યા. આ શું બતાવે છે?" અષ્ટાવક્ર બોલ્યા.

"બરાબર છે."

"જુઓ, ખરો અધિકાર તમારો કે જનકનો? તમે બધા આખી દુનિયાનો ત્યાગ કરી બહાર નીકળ્યા છો, પણ લંગોટી સળગશે એવા ભયથી નાઠા. તમે દુનિયા આખી છોડી પણ લંગોટી છોડી

ન શકયા. એ સમજાય છે? જનક રાજા આખા વિદેહનો રાજા, પણ કથા વખતે એ આખા વિદેહનો ત્યાગ કરી બેઠા અને મિથિલા પરમાત્માને સોંપી. સંન્યાસ તમારો મોટો કે જનકનો? સંન્યાસ તમારો સાચો કે જનકનો? કથાનો અધિકાર સાચો તમારો કે જનકનો?" અષ્ટાવક્ર બોલ્યા.

સંન્યાસીઓ મૂંગે મોઢે સાંભળી રહ્યા.

કથા પૂરી થઈ. અષ્ટાવક્ર મુનિ પોતાને આશ્રમે પધાર્યા. જનક રાજા મહેલમાં ગયા. સંન્યાસીઓ બધા પોતપોતાની પર્ણકુટિઓ તરફ વળ્યા.

## સ્વાધ્યાય

૧. 'જનક વિદેહી' એટલે શું? કથાઓ સાંભળનારાઓમાં શ્રેષ્ઠ કોણ?

૨. 'અષ્ટાવક્ર જન્મથી જ જ્ઞાની હતા.' એટલે શું?

૩. 'જનક તખ્ત ઉપર બેઠો છતાં ફકીર છે એવી અષ્ટાવક્રને ખાતરી થઈ ચૂકી હતી.' પ્રસંગનો ઉલ્લેખ કરી આ વાકયની સાર્થકતા સિદ્ધ કરો.

૪. કથાકાર અને શ્રોતાઓની યોગ્યતામાં કયા ગુણો જોઈએ?

૫. અષ્ટાવક્ર કથા શરૂ કરતાં પહેલાં જનકરાજાની રાહ જોતા હતા, એ શું વાજબી ગણાય ખરું? એ શા માટે રાહ જોતા હતા? એઓ શ્રોતાજનોમાં રાજાપ્રજાનો ભેદ દાખવતા હતા કે અધિકારી શ્રોતાનો?

૬. જનક રાજા કથાશ્રવણ માટે આવતા ત્યારે મિથિલા કોને સોંપી આવતા? એનો શો અર્થ?

૭. કથા સાંભળવાનો ખરો અધિકાર કોનો? સંન્યાસીઓનો કે જનકનો? શાથી? સ્પષ્ટતાથી જવાબ આપો.

# કાકા કાલેલકર



[ દત્તાત્રેય બાલકૃષ્ણ ( કાકાસાહેબ ) કાલેલકર કૉલેજનો અભ્યાસ પૂના અને મુંબઈમાં કરેલો. ૧૯૦૭માં બી. એ. અને પહેલી એલએલ. બી. પાસ કર્યા પછી બીજી એલએલ. બી. માટે વાચેલું; પરંતુ પરીક્ષા માટે બેસી શકેલા નહિ. એમના પ્રિય વિષયો ઉપનિષદ અને જ્યોતિષ છે. વિવેકાનંદ, ટાગોર અને ગાંધીજીનાં લખાણો અને જીવનોએ એમના વર્તમાન જીવન ઉપર ભારે અસર ઉપજાવી છે અને નવું જીવનબળ આપ્યું છે. દેશની ગરીબ સ્થિતિથી તેઓ ખૂબ દુઃખી થયા છે. રાષ્ટ્રભાવના પ્રધાનપદે રહી છે. ગુજરાત વિદ્યાપીઠને પોષવામાં તેમણે કીમતી ફાળો આપ્યો છે. સ્વતંત્ર, નૈસર્ગિક અને મનરંજક કાયમી અસરવાળી ભાષાશૈલી માટે તેઓ ખ્યાતિ અને માન ધરાવે છે. એમનું ઉજ્જ્વળ ઉદાહરણ એમના સાંસારિક જીવનમાંથી જડી આવે છે. ગુજરાતીને નિજ ભાષા માની આ મહારાષ્ટ્ર–બન્ધુએ ગુજરાતી સાહિત્યની અપૂર્વ સેવા કરી છે. તેઓ મોટા પ્રવાસી પણ છે. જ્ઞાનના દરેક વિષય પર વિવેચનાની શક્તિ ધરાવે છે. સ્વદેશી ધર્મ, હિમાલયનો પ્રવાસ, પૂર્વરંગ, કાલેલકરના લેખો, ઓતરાતી દીવાલો, જીવનનો આનંદ, જીવનનો વિકાસ વગેરે એમની અનેક સાહિત્યકૃતિઓ છે. ]

## ધર્મશાળા

ધર્મશાળા એટલે વિવિધ જનસમાજ.

જ્યાં ત્રિખંડોની વાર્તા ચાલે, જ્યાં બાવાઓ આવે, વેપારીઓ આવે, સરકારી અમલદારો આવે; જૂનો જમાનો વીતી ગયો છે એની જેમને બિલકુલ ખબર નથી એવા, જૂના જમીનદારો ઘોડા પર જૂનું જીન નાંખી પ્રવાસ કરતા આવે, જૂના જમાના જેવું કાંઈ હતું

કે ન હતું એનો ખ્યાલ પણ જેને નથી એવા જુવાનિયાઓ આવે, ભિખારીઓ આવે અને ભિખારીઓ કરતાં ખરાબ પોલીસ પણ આવે.

આવા અનેક જાતના લોકો સાથે પ્રસંગ પડવાથી જેમનો મિજાજ ખાટા દહીં જેવો બન્યો છે, એવા દુકાનદાર દહીં વેચવા પાસે બેઠેલા હોય જ. ધર્મશાળામાં સાંજરે ૭ વાગ્યાથી આઠ વાગ્યા સુધી ઘણે ભાગે લડવાડ જ ચાલે છે. મુસાફરો એકબીજા સાથે અથવા પોતાના કૂલીઓ સાથે, ઘરાકો દુકાનદારો સાથે, દુકાનદારની સ્ત્રી પોતાનાં છોકરાં સાથે, પોલીસો ભિખારીઓ સાથે, અને કૂતરાંઓ એકબીજા સાથે આઠ વાગ્યા સુધી લડી લે છે. આઠ વાગ્યે પ્રથમ ક્ષુધા શાંત થાય છે, પછી ચૂલાઓ શાંત થાય છે, ઘણે ભાગે દીવાઓ પણ શાંત થાય છે (કેમકે એક પૈસામાં કોડિયું, દીવેટ અને તેલ આપનાર દુકાનદાર પાસે આઠ વાગ્યાનું જ બજેટ હોય છે) અને પછી વિરોધ શમી જઈ વાર્તાલાપ શરૂ થાય છે.

આઠ વાગ્યા પછી એક વાર સુલેહનામું થયા પછી કોઈ કોઈની સાથે લડે નહિ એવો ધર્મશાળાનો આંતરરાષ્ટ્રીય કાયદો હોય છે. તરત જ મુસાફર–મુસાફર વચ્ચે સંવાદ શરૂ થાય છે. બાવાઓ દેશદેશાંતર વિષેની હકીકતો અને તેની સાથે પોતાની ટીકાટિપ્પણી અહીંયાં રજૂ કરે છે. જ્યાં છોકરાંઓ હોય ત્યાં બાદશાહ–બીરબલ જરૂર આવે. બૈરાંઓ હંમેશા યાત્રાની જ વાતો કરે અને એક જ ગામમાં હોય તો સાસુવહુ વચ્ચેના સનાતન સંગ્રામની વાતો કરે. હિંદુસ્તાનની ગમે તે પ્રાંતની સ્ત્રીઓ એક બીજા ગમે તે પ્રાંતની સ્ત્રીઓ સાથે ધર્મશાળામાં વાતચીત કરી શકે છે. ભાષાની અગવડ સુશિક્ષિત લોકોને માટે જ હોય છે.

સ્ત્રીઓ એટલે જૂની દુનિયા. ત્યાં વિચારો, ભાવનાઓ, વહેમો, રિવાજો અને આદર્શો એક ને એક. પછી વાતો કરતાં અગવડ શાની આવે ? જેમ બે અંગ્રેજ મળે એટલે આજની

હવા કેવી છે એની વાત કરે છે, તેમ સ્ત્રીઓ મળે એટલે તારે કેટલાં છોકરાં છે, છોકરીઓ ક્યાં ક્યાં પરણી છે, છોકરીઓને સુખ છે કે દુઃખ છે, ઘરની ડોશીએ જાત્રા કરી છે કે નહિ, વગેરે વાતો જ ચાલે. દુકાનદારની સ્ત્રી આમાં ભળી પોતાના દુઃખની કહાણી પાંચ હજાર છસો બારમે વખતે અશ્રુ સહિત અને કશો સંક્ષેપ કર્યા વગર જેવી ને તેવી જ કહી દે છે. અને ઘણે ભાગે આ વર્ણન નકામું નથી જતું. માયાળુ મુસાફરો—ખરાબ દુકાનદારથી છેતરાયેલા આ મુસાફરો-દુકાનદારની સ્ત્રીનું દુઃખ જોઈ તેમ જ તે પણ દુકાનદારનો પોતાના જેટલો દ્વેષ કરે છે એ વાતનું સમાધાન માની તેને કંઈ પણ સંતોષ આપી વિદાય લે છે. દુકાનદારોએ પણ દરેક પ્રાંત વિષે પોતાનો અભિપ્રાય બાંધેલો હોય જ, અને તેઓ બાવા જેટલી જ છૂટથી તે જણાવી દે છે; કેમકે પિનલકોડની એક પણ કલમ બાવાઓને અને દુકાનદારોને માટે નથી.

દેશી રિયાસતના રહીશો ધર્મશાળામાં આવે એટલે રિયાસતોનું તારતમ્ય ચર્ચાય છે અને દરબારની અંદરની ખટપટ અને પ્રપંચનું રહસ્ય 'તમને જ' કહે છે. ગમે તે માણસ આગળ પોતાના રાજદરબારની કિંવદન્તી બોલી નાંખવા જેટલા તેઓ બેવકૂફ નથી હોતા. પણ 'તમે' તો ખાનદાન માણસ. 'તમારા' આગળ એવી વાતો કહેવામાં શાનો વાંધો હોય ?

### સ્વાધ્યાય

૧. 'સ્ત્રીઓ એટલે જૂની દુનિયા' આના ઉપર નિબંધ લખો.
૨. કોઈ પણ ધર્મશાળાનો જાત અનુભવ લખો.
૩. કાકા કાલેલકરનું 'ધર્મશાળા' ઉપરનું લખાણ કેવા પ્રકારનું લાગ્યું ?
૪. કાકા કાલેલકર કટાક્ષ કરવામાં અને પાર ઉતારવામાં પાવરધા છે; આને વિધાન તરીકે રાખી ચર્ચા કરો.
૫. અંગ્રેજો અને આ દેશની સ્ત્રીઓ વચ્ચે કશીયે સરખામણી થઈ શકે ખરી ? શી ? શાથી ?

# કનૈયાલાલ મુનશી



[ શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી ભાર્ગવ બ્રાહ્મણ અને ભરૂચના વતની છે. ૧૯૦૬માં બી. એ. અને ૧૯૧૦માં એલ. એલ. બી. થયા હતા. ૧૯૧૩માં એડવોકેટ થયા પછી મુંબઈમાં વકીલાતની શરૂઆત કરી. શ્રી. રણજીતરામ વાવાભાઈ મહેતાએ એમને ખૂબ પ્રોત્સાહન આપેલું. 'પાટણની પ્રભુતા' લખીને જનતામાં ગૌરવ જાગૃત કર્યું. એમાંનું મુંજાલનું પાત્ર એક હૂબહૂ ચિત્ર છે. ત્યારબાદ એમણે સંખ્યાબંધ નવલકથાઓ લખી છે. 'ઘનશ્યામ' ઉપનામથી 'ગુજરાતી'માં પહેલી વાર્તા 'વેરની વસૂલાત' લખેલી. એમનાં નાટકો 'પુરંદરપરાજય', 'અવિભક્ત આત્મા,' 'ધ્રુવસ્વામિની દેવી' વગેરે અત્યંત લોકપ્રિય છે. 'કાકાની શશી' રંગભૂમિ ઉપર સફળતાપૂર્વક ભજવાઈ ચૂક્યું છે. નવલકથાકાર અને નાટકકાર ઉપરાંત સુંદર વક્તા છે. 'નવજીવન અને સત્ય' અને 'યંગ ઇન્ડિયા' અઠવાડિકના એઓ સહતંત્રી પણ હતા. ત્રાતિવાર્ષિક શરૂ પણ કરેલું. એ બધા કરતાં 'ગુજરાત'ના તંત્રી તરીકે વિશેષ જાણીતા છે. ૧૯૨૨માં સાહિત્યસંસદ સ્થાપી અનેક પ્રવૃત્તિઓ શરૂ કરી. એની મારફત જ આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ નોતરવામાં આવી હતી.

વળી જૂની પ્રણાલિકા ભેદી શ્રીમતી લીલાવતી સાથે લગ્ન કર્યું. ૧૯૩૬માં ધારાસભાપ્રવેશ થયો ત્યારે તેઓ કાયદો અને વ્યવસ્થાના મંત્રી અને છેલ્લે હૈદરાબાદના એજન્ટ જનરલ–પદેથી નિવૃત્ત થયા પછી જૂનાગઢમાં સાહિત્ય પરિષદના પ્રમુખ હતા. ગૃહસચિવ હતા. વેરની વસૂલાત, ગુજરાતનો નાથ, પૃથિવીવલ્લભ, કોનો વાંક, પુરંદરપરાજય, રાજાધિરાજ, તર્પણ, સ્વપ્નદ્રષ્ટા, ભગવાન કૌટિલ્ય, કાકાની શશી, ધ્રુવસ્વામિની દેવી, Gujarat & its literature એમ અનેકવિધ તેમના ગ્રંથો છે. ]

# મૃણાલવતી

મૃણાલવતી જક્કલાદેવી જોડે મહેલમાં ગઈ અને આવતી કાલની સવારી માટે તૈયારી કરવાના હુકમ આપવા લાગી.

મૃણાલવતી હાલ છેંતાળીશ વર્ષની હતી, અને ત્રીસ વર્ષ પહેલાં તેના પતિનું મૃત્યુ થવાથી તે સંસારથી પરવારી ગઈ હતી. તૈલપ તેનાથી પાંચ સાત વર્ષે નાનો હતો; અને મા મરી ગયેલી હોવાથી મોટી બહેનની પ્રીતિ ભાઈ ઉપર ચોંટી. તૈલપને ઉછેરવો, કેળવવો, શસ્ત્ર ને રાજ્યકળામાં પાવરધો બનાવવો, અને તેને પાણી ચઢાવી શૂરવીર બનાવવો એ કાર્યમાં જ તે મચી રહી.

થોડે વર્ષે તૈલપ ગાદીએ આવ્યો, એટલે મૃણાલે રાજ્યકારભારમાં પણ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવા માંડ્યો. તૈલપ રાજ્યકારભારમાં તેના જેટલો બાહોશ નહોતો, એટલે થોડા વખતમાં તૈલંગણના રાજ્યની બધી સત્તા તેણે હાથ કરી. તૈલપ રાજ્ય ચલાવતો, વિગ્રહ આદરતો, દેશપરદેશ પોતાની આણ વર્તાવતો, પણ મૃણાલ આગળ નાનો ભાઈ જ બની જતો. બહેનનો શબ્દ તે ઉથાપતો નહિ. તેની બુદ્ધિથી જ તે રાજ્ય ચલાવતો; તેના ઉત્સાહે જ સમરાંગણો ખેલતો.

મૃણાલનો સ્વભાવ નાનપણમાં હેતાળ અને રસિક હતો. જેમ જેમ જુવાની ખીલવા લાગી તેમ તેમ તેના અંતરમાં કંઈ ન સમજાય એવી ઊર્મિઓ આવવા લાગી. કેટલીક ઊર્મિઓ, તે વિધવા હતી તેથી સંતોષાય એવી નહતી; કેટલીક સર્વોપરી રાજ્યસત્તા તેના હાથમાં હતી તેથી ઊભી થવા દેવાય એમ નહોતી; કેટલીક, તૈલપનું ચારિત્ર્ય શુદ્ધ અને સીધું બને, તેથી દબાવી દેવી પડતી. પરિણામે, મૃણાલને વૈરાગ્યજીવનનો શોખ લાગ્યો.

તેણે ધીમે ધીમે પોતાની સુખ કે દુઃખ અનુભવવાની કોમળતા સૂકવી નાંખી; આર્દ્રતા ને કરુણાને જડમૂળથી ઉખેડી નાખ્યાં. આ

બધું કરતાં, તેને ભયંકર તપ આદરવું પડ્યું. તે તપે તેના હૃદયને શુષ્ક, તેની નિશ્ચયાત્મક બુદ્ધિને નિશ્ચલ બનાવ્યાં.

તેનું ચારિત્ર્ય બદલાતાં, સંસાર તરફ પણ તેનું દૃષ્ટિબિન્દુ બદલાયું. તેણે સુખદુઃખના કીચડમાં બધા સંસારને ટળવળતો દીઠો; અને સખત વૈરાગ્ય વિના તેનો ઉદ્ધાર નથી. એમ તેને ખાતરી થવા લાગી. રાજ્યમાં તેની સત્તા સર્વમાન્ય હતી; અને તે સત્તાનો ઉપયોગ પ્રજાના ઉદ્ધાર માટે ન કરવો એ તેને મોટું પાપ લાગ્યું. જે રીતે તેણે પોતાની ઊર્મિઓ વશ કરી હતી, જે રીતે પોતાનું અશાંત હૃદય સ્વસ્થ અને કઠણ બનાવ્યું હતું, તે રીતે પ્રજાજીવનમાં ઊછળી રહેલી ઊર્મિઓ, આનંદ અને કુમાર્ગને વશ કરવાના તેણે પ્રયત્નો આરંભ્યા.

આ રાજ્યનીતિને અનુસરીને તેણે શાસનો પર શાસનો કાઢ્યાં. તેણે કવિઓ, નટો અને ગાયકોને દેશપાર કર્યા; આનંદોત્સવો બંધ કર્યા; જાહેરમાં થતાં કલ્પાંત પર અંકુશ મૂક્યો. ગામમાં, રાજ્યમહેલમાં સખ્તાઈ અને સ્વસ્થતા પ્રસરી રહ્યાં. દરેક પ્રકારનો સંબંધ શુષ્ક, નિયમિત અને નિષ્કલંક થતો ગયો. પ્રેમ, ઉત્સાહ, આનંદ એ બધા મોટા ગુના હોય એવું કંઈ વાતાવરણ પ્રસરવા લાગ્યું.

જાહેરમાં પ્રેમીઓ સહધર્મચારી જ બની રહ્યા. આનંદમગ્ન કુટુંબીઓ એક યંત્રનાં ચક્રો થઈ રહ્યાં; ઉત્સવપ્રસંગો શુષ્ક નિયમે નીરસ થઈ રહ્યા. તત્ત્વજ્ઞાનીઓ અને તપસ્વીઓએ કવિઓનું સ્થાન લીધું; નીતિ ને નિયમના તાપમાં પ્રજાજીવનમાં રહેલી આર્દ્રતા શોષાઈ ગઈ. સ્નેહ, આનંદ અને ઉત્સાહના લહાવા લોકો ખૂણે ભરાઈ, રાજ્યસત્તાથી ડરી, કોઈ ન જાણે એમ લેવા લાગ્યા.

જ્યારે તૈલપરાજનો પુત્ર સત્યાશ્રય બાલવયમાં આવ્યો ત્યારે તેની પણ કેળવણી મૃણાલવતીએ હાથમાં લીધી; અને ધીમે ધીમે સત્યાશ્રય પણ ફોઈના આદર્શો પ્રમાણે પોતાનું ચારિત્ર્ય ખિલવવા લાગ્યો.

આ સખત જીવનનું પરિણામ એક ઘણું સારું આવ્યું. તૈલંગણ દેશના યોદ્ધાઓ સખત, દૃઢ અને ભયંકર થતા ગયા; અને તૈલપ-રાજે સહેલાઈથી દિગ્વિજયો કરવા માંડ્યા. આ દિગ્વિજયનો પહેલો ભોગ સ્યૂનદેશ થઈ પડ્યો. ભીલ્લમરાજે રાખેલી ટેક તેણે છોડી. રણમાં પડવા તેણે ઘણાં ફાંફાં માર્યાં, પણ તેની આવરદાની દોરી લાંબી નીકળી. તેને કેદ કરી માન્યખેટ લઈ જવામાં આવ્યો; પણ તેને મારી નાખવાના ઈરાદામાં તૈલપ સફળ થયો નહિ. મૃણાલે ભીલ્લમનો પક્ષ લીધો, તેને મરતો બચાવ્યો. તેનું રાજ્યપાટ પાછું અપાવ્યું, તેની એકની એક છોકરી જોડે સત્યાશ્રયનું વેવિશાળ કર્યું. પણ આ મહેરબાનીની તેને ભારે કિંમત આપવી પડી. તેને સહ-કુટુંબ માન્યખેટમાં રહેવું પડ્યું. તૈલપના મહાસામંત થઈ તેની કીર્તિમાં વધારો કરવો પડ્યો; અને વિલાસવતીને નિષ્કલંક જીવનના પાઠ પઢવા મૃણાલવતીને સોંપવી પડી.

વૈરાગ્યના આદર્શો સિદ્ધ કરતી વિમલ, સખત અને નિશ્ચલ નિયમોને પોતાના અને પારકા જીવનમાં પ્રેરતી મૃણાલવતી તલં-ગણની અધિષ્ઠાતા દેવી હતી. આવા નિર્દ્વંદ્વ બની રહેલા હૃદયમાં પણ એક ભાવ માટે સ્થાન હતું–અને તે ભાવ તેના ભાઈની કીર્તિ. બાલપણથી તેણે તૈલપને પાણી ચઢાવવા એવા પ્રયત્નો કર્યા હતા, અને તે પ્રયત્નોથી તૈલપે એવી કીર્તિ મેળવી હતી કે તે કીર્તિ તે પોતાની સમજતી; અને તે કીર્તિની આડે આવનારને છૂંદી નાખવામાં તે પોતાની પ્રભાવશાળી નિશ્ચયાત્મક બુદ્ધિનો ઉપયોગ કરતી.

મુંજરાજ તૈલપની કીર્તિનો રાહુ હતો; પંદરસોળ વાર તેણે તૈલંગણરાજને ધૂળ ચાટતો કર્યો, અને ઘણી વખત તેને ખંડણી આપી પોતાનું રાજ્ય નિરાંતે ભોગવવાની તૈલપને ઈચ્છા થઈ આવતી. પણ આ ઈચ્છાના અંકુરો મૃણાલના અચલ નિશ્ચય આગળ ફૂટતાં જ કરમાઈ જતા. ખરું જોતાં મુંજ અને તૈલપના વિગ્રહમાં

મુંજ અને મૃણાલની પ્રબળ ઇચ્છાશક્તિઓનું દારુણ દ્વંદ્વયુદ્ધ જ થતું હતું.

આખરે મૃણાલ જીતી, મુંજ હાર્યો. આ વિચાર કરતાં મૃણાલના શુષ્ક, વૈરાગ્યવિલાસી હૃદયમાં, નિર્જન રણમાં ઠંડો મીઠો વાયુ વાય તેમ સંતોષ અને ગર્વનો સંચાર થયો. મુંજ ભરતખંડમાં પૃથિવીવલ્લભને નામે પંકાતો હતો. તે પૃથિવીવલ્લભને પણ દાસાનુદાસ બનાવ્યો હતો, આથી વધારે શું સંતોષનું કારણ હોય?

જક્કલાદેવી સાથે મૃણાલ મહેલમાં પાછી ગઈ ત્યારે તેના હૃદયમાં આવા વિચારો અસ્પષ્ટરૂપે આવ્યા. મહેલમાં જઈ તેણે સવારીની તૈયારીઓ કરવાના હુકમ કાઢ્યા; અને શહેરમાં સામાન્ય નિયમો તોડી ફરી રીતે ધામધૂમ કરવી તેની યોજના કરવા આગેવાન નગરજનોને તેડી મંગાવ્યા.

એટલી વારમાં ભીલ્લમ, લક્ષ્મીદેવી ને વિલાસ આવી પહોંચ્યાં. ભીલ્લમના મુખ પર ખિન્નતા હતી. લક્ષ્મીદેવીના મુખ પર અદૃષ્ટ તિરસ્કાર હતો. વિલાસ તેવી ને તેવી જ શાંત ને મીઠી હતી.

"બા," ભીલ્લમે પૂછ્યું, "બધી તૈયારી કરવાનો હુકમ આપ્યો?"

"કેમ?" જરા સખ્તાઇથી મૃણાલે પૂછ્યું.

"આપણે પૃથિવીવલ્લભને લઈ આવ્યા છીએ. તૈયારીઓ તેને યોગ્ય કરવી જોઈએ."

એક પલવાર મૃણાલની તેજસ્વી આંખોમાં તીક્ષ્ણતા આવી. "મહાસામંત!" શાંતિથી તેણે કહ્યું, "હવે પૃથિવીએ વલ્લભ બદલ્યો."

"તો એ ઉત્સવ પણ આપણે ઉજવવો જોઈએ." ભીલ્લમે હસીને કહ્યું.

"તમને લોકોને જ્યાં ત્યાંથી કંઈ મજાહ જોઈએ. તમારામાં

સદ્બુદ્ધિ ક્યારે આવશે ?"

"બા ! આ પ્રસંગ કંઈ જેવો તેવો નથી," ભીલ્લમે હિંમતથી કહ્યું.

ભીલ્લમની આમ બોલવાની રીતથી મૃણાલે અજાયબ થઈ ઊંચું જોયું. તેણે આવો વિજય મેળવ્યો તે વિચાર કરી તેણે તિરસ્કારપૂર્વક દરગુજર કરી અને પૂછ્યું : "કેમ ?"

"મુંજ જેવો નર આખી પૃથ્વીમાં સો વર્ષે એક પાકે, હજાર વર્ષે નજરે ચઢે; પણ દશ હજાર વર્ષે આમ પકડાઈ આવતો ભાળીએ નહિ !"

તિરસ્કારભર્યાં, શાંત, સ્થિર નયને મૃણાલ આ પ્રશંસા સાંભળી રહી.

"તમે આજ ઘણા અસ્વસ્થ થઈ ગયા છો." ખંજરની સચોટતાથી મૃણાલ બોલી.

બીજી વખતે ભીલ્લમ મૂંગો થઈ જાત; પણ પોતે મેળવેલા વિજય અને લક્ષ્મીદેવીના સખત વચને તેનામાં બેહદ હિંમત પ્રેરી હતી. તેણે કહ્યું : "શા માટે નહિ ? ચોરાશી ભવમાં ભાગ્યે જ આવો નર એકલે હાથે હરાવવાનું ભાગ્ય મળે."

"મહાસામંત," તિરસ્કારથી હસી મૃણાલે કહ્યું, "અહંતા એ બધા પાપનું મૂળ છે." તેનો અવાજ સિંહણના જેવો વિકરાળ થઈ ગયો; અને ભીલ્મના બહાદુર હૃદયમાં પણ બીક પેઠી.

"બા ! પણ તમારે એક વાનું તો કરવું પડશે."

"શું ?"

"કાલે સવારી જોવા આવવું પડશે."

"હું ?" પોતે સામાન્ય મનુષ્યજાતિથી ઊંચી ભૂમિકાએ પહોંચી હોય તેમ પૂછ્યું.

"હા. કાલ જેવો પ્રસંગ ભવોભવમાં નહિ આવે. મુંજ પકડાયો તેનો જશ તમને છે; એટલે તમારે તો આવવું જ જોઈએ."

"નયનો સંતોષવાનું પ્રાયશ્ચિત્ત મારે કેટલું કરવું પડે?" જરાક હસીને મૃણાલે કહ્યું.

"તમે ક્યાં તમારી જિજ્ઞાસા સંતોષવા આવવાનાં છો? એથી તો માત્ર લોકોને સંતોષ મળશે."

"ભીલ્લમરાજ! પાપ કરવું ને કરાવવું તે વચ્ચે હું કંઈ ભેદ જોતી નથી. છતાં ઠીક છે; હું રાતે વિચાર કરીશ."

"આ વિલાસને પણ સવારી જોવી છે."

મૃણાલની ભ્રૂકુટિ સંકોચાઈ. "મહાસામંત! તમે એ છોકરીને બગાડવાના છો." વિલાસ તરફ ફરી તેણે સખ્તાઈથી ઉમેર્યું: "તેં સવારી નથી જોઈ? લશ્કર નથી જોયું? તૈલપરાજ નથી જોયો? એ બધાંને જોવાની આટલી હોંસ!"

"પણ એ બિચારી મુંજ ક્યારે જોશે?" ભીલ્લમે કહ્યું.

"મુંજમાં જોવાનું છે શું? એ જ હાડકાંનો માળો, એ જ ચામડું, એ જ નરકની બનેલી દેહ," કમકમાં આવે એવા તિરસ્કારથી મૃણાલે કહ્યું.

ભીલ્લમ હસ્યો: "બા, આ હાડકાંનો માળો કંઈ ન્યારો જ છે."

"કેમ?"

"એના જેવું રૂપ મેં બીજું જોયું નથી."

"રૂપ! રૂપ! આ શું ગાંડાં કાઢો છો? સીધા ને ચીબા નાકમાં શો ફેર? ઝીણી ને મોટી આંખમાં શો ફેર? આખરે બધાં બળીને ખાખ થવાનાં. મુંજમાં રૂપ હોય તેથી બળતાં થોડી વાર લાગવાની?"

"બા! તમે જોજો પછી વાત. હું કવિ નથી—"

" સારું છે; નહિ તો દેશનિકાલ કરવા પડત," મૃણાલે હસીને કહ્યું.

" પણ નહિ હોય તેને પણ—"

" મહાસામંત ! હવે ઘણું થયું."

" જેવી આજ્ઞા. પણ વિલાસ—"

મૃણાલના મુખ પર પાછી સખ્તાઈ આવી.

" વિલાસ ? હું જોવા આવીશ, તો એને પણ લાવીશ. થયું ?" કહી જરા તોછડાઈથી મૃણાલ ત્યાંથી ચાલી ગઈ.

ભીલ્લમરાજ પોતાની સ્ત્રી તરફ ફર્યો : "દેવી કાલે વિલાસને સવારી જોવા આવવા દેશે."

"કેમ જાણ્યું ?"

" મૃણાલબા આવ્યા વિના નહિ રહે."

" બાપુ !" વિલાસે પૂછ્યું, "મુંજ કવિ છે ?"

" કવિઓનો પણ કવિ છે, એમ લોકવાયકા છે. એના લશ્કર સાથે પણ કવિઓ છે."

" બા ! કવિઓને લોકો કેમ ધિક્કારતા હશે ?" વિલાસે લક્ષ્મીદેવીને પૂછ્યું. લક્ષ્મીદેવીનો ગુસ્સો હજુ ઊતર્યો નહોતો.

" પૂછ તારા બાપુને. રાજા હતા ત્યારે ઘણા કવિઓ રાખતા."

ભીલ્લમે નિસાસો મૂક્યો : "હું તને દેખાડીશ. કાલે ઘણા આવશે. જા બેટા ! મૃણાલબા ગુસ્સે થશે."

વિલાસે પણ નિસાસો મૂક્યો, અને ત્યાંથી ચાલી ગઈ.

ભીલ્લમ લક્ષ્મીદેવી તરફ ફર્યો : "દેવી ! શા માટે બળતાને બાળો છો ?"

લક્ષ્મીએ પાસે આવી ભીલ્લમના ખભા પર હાથ મૂક્યો અને

સ્નેહપૂર્વક કહ્યું: " મહારાજ, એટલું જ દેખાડવા કે તમે અત્યારે પૃથિવીવલ્લભના પણ વલ્લભ થયા, તો પણ પરાધીન તે પરાધીન."

"એ વખત વધુ કહી સંભળાવે હું ઓછો પરાધીન થવાનો હતો?"

" ના,' પણ તેથી મહારાજ મટી મહાસામંત નહિ થઈ રહો. આ દીકરી પરણી જાય કે પછી તમારે આ પરાધીનતા છોડવાની છે," ઘણી જ ધીમેથી લક્ષ્મીદેવીએ કહ્યું, અને બંને જણાંએ મૂંગાં મૂંગાં ત્યાંથી ચાલવા માંડયું.

* * * *

મૃણાલવતી નાહી ધોઈ, ધ્યાન કરવા બેઠી, છતાં ચિત્તને સ્થિર થતાં વાર લાગી. તેને પોતાના પર તિરસ્કાર આવ્યો. પોતે પણ બીજા નિર્માલ્ય પ્રાણીની માફક આ વિજયથી અસ્વસ્થ બની ગઈ! આખરે તેણે મહાપ્રયત્ને ધ્યાન કર્યું.

ધ્યાન કરી રહીને તે વિચાર કરવા બેઠી કે કાલે સવારી જોવા જવું કે નહિ. પોતે પણ સામાન્ય નરનારીની માફક, આવે પ્રસંગે આનંદ પામી, જોવા નીકળે? શું તેને જોવાનો શોખ લાગ્યો? થોડી વારે તેને ખાતરી થઈ કે માત્ર સવારી જોવાનું મન તો તેને નથી જ.

ત્યારે શું મુંજને જોવાનું મન થતું હતું? તેના ભાઈના ગૌરવના દુશ્મન, આર્યાવર્તમાં અપ્રતિમ ગણાતા નરેશને જોવાનું મન બધાને થાય; પણ તેને શા માટે થાય? તેના વિરાગી હૃદયને એવું તે કંઈ લાગે? તે હસી; પોતે આવી ક્ષુદ્રતા તો ક્યારની છોડી દીધી હતી.

ત્યારે શા માટે તે જોવા જાય? તરત પ્રેરણા થઈ—કારણ સમજાયું. તે પોતે આ દેશના રાજ્યકારભારની વિધાત્રી હતી; તે આવે પ્રસંગે અદૃષ્ટ રહે તો વિધાત્રીના ધર્મથી ભ્રષ્ટ થાય. આ કારણ ખરું છે કે ખોટું છે તે વિષે તેણે લાંબો વખત વિચાર કર્યો, અને આખરે તે કારણ શુદ્ધ છે એવા નિર્ણય પર આવી, તેણે સવારી જોવાનું નક્કી કર્યું. [ 'પૃથિવીવલ્લભ' માંથી ]

## કીર્તિદેવ અને મુંજાલ

મુંજાલઃ—બોલો, કીર્તિદેવજી! શું કામ છે?

કીર્તિદેવઃ—મંત્રીવર્ય! હું બે કામે આવ્યો છું. એક આપનાં દર્શન પામી કૃતાર્થ થવા; બીજું એક યાચના કરી ભિક્ષા મેળવવા.

મુંજાલઃ—બોલો શું કામ છે!

કીર્તિદેવઃ—કામ તમારા જેવાને સહેલ છે. આપ કરશો?

મુંજાલઃ—ભટરાજ! તમને સહેલ લાગે છે, પણ ગમેતેવો પણ હું રાજસેવક.

કીર્તિદેવઃ—આપ રાજસેવક નથી; પણ રાજના ભાગ્યવિધાતા છો.

મુંજાલઃ—તમારો ખ્યાલ ખોટો છે.

કીર્તિદેવઃ—ના, મંત્રીવર્ય! એટલું જ નહિ, પણ ભરતખંડનું ભાગ્ય પણ તમારા હાથમાં છે.

મુંજાલઃ—મારા હાથમાં?

કીર્તિદેવઃ—હા. મેં ગુર્જરભૂમિમાં પગ મૂક્યો ત્યારથી તમારા પ્રભાવનો પરચો જોતો અને સાંભળતો આવ્યો છું. અને તેથી જ એક યાચના કરું છું.

મુંજાલઃ—શી?

કીર્તિદેવઃ—જેમ ગુજરાતનું રાજ્યતંત્ર એક આંગળીએ ધારો છો, તેમ આર્યાવર્તનું રાજ્યતંત્ર પણ ધારો.

મુંજાલઃ—એટલે?

કીર્તિદેવઃ—મહારાજ! તમારા જેવાએ આજ એક રાજ્યની રાજ-

નીતિ પાછળ જીવન સમર્પવું ન જોઈએ. આખા આર્યાવર્તની રાજનીતિ હાથ કરો; છિન્નભિન્ન થઈ ગયેલાં રાષ્ટ્રો, કુસંપી બનેલાં રાજ્યોને એક તંતે બાંધો. તમારા જેવાની શક્તિ વિના તે કોઈ કરી શકવાનું નથી.

મુંજાલ:— શું અવન્તી ને પાટણની સંધિ વિષે કહો છો? જરા સ્પષ્ટ કહો.

કીર્તિદેવ:—મંત્રીવર્ય! તમે એમ ધારો છો કે હું પાટણ ને અવન્તીની સંધિ યાચવા આવ્યો છું?

મુંજાલ:—ત્યારે તમે શું માગો છો?

કીર્તિદેવ:—બધાના વેર સમાવી, ભેગા કરીને, એક મહા પ્રબલ સૈન્ય પેદા કરવું છે. એ બધું કરવા આર્યાવર્તને એક મુત્સદ્દી જોઈએ છે. એ પદવી તમે લેશો?

મુંજાલ:—આ બધી મહેનતનું કાંઈ કારણ?

કીર્તિદેવ:—કારણ? આર્યાવર્તને માથે ભય ઝઝૂમે છે, મંત્રીરાજ!

મુંજાલ:—કેવા પ્રકારનો?

કીર્તિદેવ:—મહારાજ! કાલે મહાસભામાં તમે પેલો અર્ધ નગ્ન મલેચ્છ જોયો; એ અહીંયાં તો એકલો છે, પણ કાશ્મીર પાસે એની જાતના અબજ યોદ્ધા છે; તે બધા આર્યાવર્તને ભસ્મીભૂત કરવા એક પગે થઈ રહ્યા છે.

મુંજાલ:—એટલે આપણાં રાજ્યો વચ્ચે સંધિ કરાવી એ અરિદલો સંહારવાં છે! એ મલેચ્છોને પાછા હાંકી કહાડવા છે!

કીર્તિદેવ:—હા, મુંજાલ મહેતા! અને તે તમારા વિના કોઈ કરી શકે એમ નથી.

મુંજાલ:—કીર્તિદેવજી! તમારી વાત સાચી છે; પણ મારાથી કે ગુજરાતથી એમાંનું કાંઈ નહિ બને.

કીર્તિદેવ:—કેમ?

મુંજાલઃ—તમે બાળક છો, નહિ સમજો. તમારી વાત સાચી ભલે હોય; પણ દરેક સાચી વાત શક્ય હોતી નથી.

કીર્તિદેવઃ—શક્ય ન હોય તો થવી જોઈએ.

મુંજાલઃ—ત્યારે દુનિયાનો છેડો આવે. શક્ય વસ્તુ ન હોય તો હાથમાં ન રહાવી એ મારું સૂત્ર છે.

કીર્તિદેવઃ—પણ તમે બધું શકય કરી શકો એમ છો. મેં ઘણા-ખરા રાજાઓને સમજાવ્યા છે; એ બધા તમારું માનશે.

મુંજાલઃ—એક ચલ્લુ નહિ માને. ભય વિના પ્રીતિ સાંભળી છે? તમને જે મહેલ બાંધવાની હોંશ છે, તે તમે ભલે બાંધો; મુંજાલ તો એની મઢૂલી જ સંભાળશે.

કીર્તિદેવઃ—એટલે મારાં સ્વપ્નો નષ્ટ થવાનાં?

મુંજાલઃ—ત્યારે તમારાં સ્વપ્ન ખાતર, શું હું મારાં સિદ્ધ થયેલાં સ્વપ્નો નષ્ટ કરું?

કીર્તિદેવઃ—ત્યારે એક નાના રાજ્યની મહત્ત્વાકાંક્ષા સાચવવા આર્યાવર્તનું સત્યાનાશ વળવા દેવું, એમાં તમારું મુત્સદ્દીપણું?

મુંજાલઃ—તેનો જવાબ લેવાનો તમારો અધિકાર નથી. હું છું ત્યાં સુધી મારું મુત્સદ્દીપણું ગમે તેવું હશે, તો પણ ચાલશે.

કીર્તિદેવઃ—અને મારું ચાલશે ત્યાં સુધી નહિ ચાલવા દઉં.

મુંજાલઃ—એવું મને ઘણા કહેનાર મળ્યા છે. અને—

કીર્તિદેવઃ—અને તમે તે બધાનો પરાજય કર્યો છે. પણ મંત્રી-રાજ! સમય આવે મારી ઇચ્છા સિદ્ધ કરીશ.

મુંજાલઃ—તમારી આશાઓ સિદ્ધ ન થઈ તો?

કીર્તિદેવઃ—તો હું જગતને કહીશ કે જ્યારે બધાં રાજ્યો સંધિ કરવા તૈયાર હતાં—જ્યારે બધાના સંપથી યવનોનો સંહાર થાત અને ભરતખંડ બચી જાત ત્યારે એક મંત્રીએ તેમ થવા ન દીધું.

'ગુજરાતના નાથ'માંથી ટૂંકાવેલ, આ લેખનો હેતુ સ્વાર્થપરાયણ મુત્સદ્દીઓના કંકાસથી ભારતમાં વિદેશીરાજ થયું, એ દર્શાવવાનો છે.

# સુરતમાં નર્મદસ્મારક

એ બે યુગને સંગમે જન્મ્યો, ને નવા યુગનો સ્રષ્ટા થયો. એણે નવા સંસ્કાર ઝીલ્યા ને જૂનાને સંશોધ્યા. એણે જૂના રસ, અલંકાર નેનાયિકાવિષયો નવા જમાનાને શીખવ્યા. પિંગળ, વ્યાકરણ, કોશ ને પુરાતત્ત્વના પાયા નાખ્યા. એણે કવિતાને જૂનાં બંધનોમાંથી મુક્ત કરી; અદ્ભુતરંગી, આત્મલક્ષી, ઊર્મિથી તરવરતી કરી મૂકી. એણે ઊર્મિગીતનો પ્રારંભ કર્યો; પ્રકૃતિવર્ણનનો નાદ લગાડ્યો; પ્રણયને યોગ્ય સ્થાને રાખી પૂજ્યો; જીવનનો ઉલ્લાસ જેવો માણ્યો તેવો ગાયો. એણે ગદ્યને વિશુદ્ધ કર્યું, રસમયતા-ચિત્રમયતાને માર્ગે વહેતું કર્યું; ભાષણ ને નિબંધ સુંદર કર્યાં. ઇતિહાસસર્જનમાં પ્રથમ પગલાં માંડ્યાં. આત્મકથાની દિશા દેખાડી.

એણે પરસંસ્કાર ઝીલ્યા ને એ સુધારાનો પયગંબર થયો. એણે નિર્માલ્યતાને પડકાર કર્યો, વીરધર્મનો વાવટો ઉડાવ્યો; સ્વતંત્રતાનો જાપ કર્યો ને કરાવ્યો; સમાજનાં બંધનો તોડ્યાં ને તોડતાં શીખવ્યું; બ્રિટિશ અમલને પારખ્યો ને સ્વાતંત્ર્યદીક્ષાનાં સૂત્રો રચી ગયો; અને આજે પણ જે સિદ્ધ નથી થયા તે ઉદ્દેશો તે ગુજરાત સમક્ષ રાખી ગયો. છેલ્લે આર્યત્વના મૌલિક મૂલ્યોની ઝાંખી કરી. તેને સ્વસંસ્કારમાં રહેલું રહસ્ય સમજાયું, એટલું જ નહિ પણ પરસંસ્કાર વિસારી નાંખી, સ્વસંસ્કારને પુનર્જીવન આપનાર મહાગુજરાતીઓની અનંતમાલા, જે અનાદિ કાલથી ચાલી આવે છે તેનો એ મણકો થયો...જ્યારે પાશ્ચાત્ય સંસ્કૃતિના ડંખથી ગુજરાત ઘેલું થયું હતું ત્યારે શંકર સમા નર્મદે તે વિષ ગળે ઉતાર્યું, જેરવ્યું ને સ્વસંસ્કારનો રસ અનુભવ્યો. એણે પશ્ચિમ જીત્યું, પોતાનું કર્યું ને તેને બળે સમૃદ્ધ બની પાછા વળી તેણે પોતાનું ફરી જીત્યું.

તે મર્દ હતો. પ્રખર પ્રાકૃતિક માનવતાના ભડભડતા અગ્નિથી તેનું જીવન સચેતન હતું. જે માનતો તે કવતો, જે કવતો તે

આચરતો. સ્વતંત્ર આચરણથી લાગતા ઘા સામે મોંએ ઝીલતો. કાયરતા, અસત્ય ને પ્રતિષ્ઠાપ્રેમ, હંસની પીઠ પરથી પાણી સરી જાય તેમ એનાથી સરી જતાં. પરાક્રમ કરતાં એણે પાછું વળીને જોયું નહિ. એ પ્રણય શોધતો ભટક્યો—સનાતન માનવીના નિઃસંકોચ જોમથી. એનામાં દોષો હતા ઘણા ને પ્રચંડ, પણ તેને ઇન્દ્રજાલથી આચ્છાદવામાં એણે ગૌરવ ગણ્યું નહિ. એણે કદી જાણ્યું નહોતું, જાત બનાવવાનું ચાપલ્ય. એણે હોમ્યાં ડહાપણ, પૈસા, પ્રતિષ્ઠા, સર્વસ્વ—અનિયંત્રિત જીવન જીવવા—આત્માનો માલિક આત્મા રહે માટે. નર્મદે સર્વસ્વ છૂટે હાથે હોમ્યું, અને અર્વાચીન જીવનનું સર્જન થયું.

અંધકારમાંથી પાટણનાથોએ ગુજરાત તાર્યું ત્યારે સાહિત્ય, વિદ્યા ને સંસ્કારની નવસૃષ્ટિ તારી કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રે. મુસ્લિમ જુલમની દારુણતામાંથી ભાગવદ્ધર્મે ગુજરાત બચાવ્યું ત્યારે સાહિત્ય, ભક્તિ ને નીતિનું આધિપત્ય જગત ઉપર આણ્યું વૈષ્ણવજનશિરોમણિ નરસૈયાએ. મરાઠા અંધાધૂધીમાંથી પૂર્વપશ્ચિમની સંધિએ, પુનર્ઘટના-કારો ફાંફાં મારતા ત્યારે નર્મદ આવ્યો. એણે પ્રલયજળમાં ડૂબકી મારી નવગુજરાતને ઉપર આણ્યું. નવગુજરાત—સાહિત્ય ને સંસ્કારની સુવાસે સરસ, પરાક્રમ ને પ્રાણની સંજીવિનીએ નવજુવાન.

આમ સંક્રાંતિકાળે, પ્રલયમાંથી નવસૃષ્ટિના તારણહાર મહાવરાહો ગુજરાતને મળ્યા જ ગયા છે.

# રામનારાયણ વિ. પાઠક

## ગુજરાત—કાઠિયાવાડ

એક મિત્રે કહ્યું: "તમે કાઠિયાવાડીઓએ ગુજરાતી ભાષા ઉપર જબરો ધસારો કરવા માંડયો છે. અત્યારે જેમ બધા ધંધા કાઠિયાવાડીઓ હાથ લઈ લે છે, તેમ ભાષા ઉપર પણ તેમની જ સત્તા ચાલવા લાગી છે. કાઠિયાવાડી પ્રયોગો થોકડાબેર ભાષામાં દાખલ થાય છે. અમે સુરતીઓ પણ 'માફક' કે 'પેઠે' ના અર્થમાં 'જેમ' વાપરવા માંડયા. 'આમ તો હોય જ ના!' એમાં 'ના' નો પ્રયોગ કાઠિયાવાડી છે. મહાત્માજીનું અને સૌરાષ્ટ્રનું સાહિત્ય જોશભેર ગુજરાત પર હુમલા કરવા માંડયું છે.' હું 'પ્રયોજનવશાત' કાઠિયાવાડી બની ગયો, જો કે હું આખા ગુજરાતનો છું. મેં કહ્યું: "ભાઈ ધંધામાં તો લુહાર, સુતાર, ભંગી, ઢેડ, મજૂરો કાઠિયાવાડના છે. શેઠિયાઓ તો હજી ગુજરાતના છે. ગુજરાત આજસુધી માત્ર દીકરીઓ કાઠિયાવાડથી લઈ આવતો, હવે મજૂરો પણ લઈ આવે છે. અને ભાષામાં તો અમે શબ્દો દઈ છૂટીએ છીએ, કંઈ લઈ તો નથી જતા ના!"

કાઠિયાવાડમાંથી શા માટે માણસો ગુજરાતમાં આવે છે? એ પ્રાંત શા માટે ગરીબ છે? પોતાનું પોષણ કેમ કરી શકતો નથી? કઈ કઈ કોમો પોતાનો નિર્વાહ કરી શકતા નથી? કાઠિયાવાડની કોમો ક્યાં ક્યાં જાય છે, ત્યાં કેવી સ્થિતિમાં રહે છે, ત્યાં તેમની નૈતિક સ્થિતિ કેવી છે, એ કાઠિયાવાડના વિચારકોએ જોવું જોઈએ. કાઠિયાવાડની સુંદર કોમો: મેર, ચારણ, રબારી, ભરવાડ, ઢેડ, બધા ગુજરાત, આખામાં જ નહિ પણ ઉત્તરે સિંધમાં અને દક્ષિણનાં જંગલોમાં, કહો કે દંડકારણ્યના અવશેષ ભાગોમાં નિર્વાહ અર્થે ફરે છે. કોઈ જોતું નથી, તેમનું શું થાય છે.

ગુજરાતની કોમો પણ કંઈ ઓછી ફરતી નથી. ગુજરાતના ઘાંચજા ઉત્તરે બલુચિસ્તાન સુધી અને પૂર્વે સિયામ સુધી જાય છે.

દક્ષિણમાં તો મદ્રાસ સુધી ગયા છે. સાંગલી–પૂના વગેરેમાં કંઈક ગુજરાતીઓ ગુજરાતી–દક્ષિણનું વિચિત્ર મિશ્રણ બોલે છે, અને ભાષામાં તો આજ સુધી આખું ગુજરાત–કાઠિયાવાડ સુરતી જ બોલતું આવ્યું છે, એમ કહીએ તો ચાલે. બધા પહેલા સાક્ષરો સુરતના, મુંબઈનાં દૈનિકો ઉપર ખાસ અસર સુરતની. આટલે વરસે કાઠિયાવાડ સાહિત્યમાં રેલાવા માંડ્યું, અને અત્યારે તો ગુજરાત–કાઠિયાવાડનો ભેદ કશામાં રહ્યો નથી. પહેલાં કાઠિયાવાડી લોકો માત્ર 'બાજરાનો રોટલો ને અડદ (ની દાળ નહિ પણ)નું શાક' ખાતા, તે હવે આખા ગુજરાતમાં લગભગ એક જ જાતની રસોઈ થાય છે. જો કે હજી સુરતીઓ પોતાની વાનીઓ માટે મગરૂરી ધરાવે છે–ધરાવી શકે છે.

પણ આખા હિંદમાં ખાવાનું સરખું ક્યારે મળશે? યુરોપના કોઈ પણ દેશનો માણસ પોતાના દેશ જેવો ખોરાક આખી દુનિયામાં મેળવી શકે છે, પણ એક હિંદુને હિંદુસ્તાનનાં તીર્થોમાં પણ પોતાને જોઈતું ન મળી શકે. ઉત્તરમાં જાઓ તો જાડી પૂરી કચોરી મળે, ભાતનું નામ નહિ, તૂરની દાળ મળે જ નહિ. દક્ષિણમાં જાઓ તો પણ ગુજરાતી રોટલી તો ન જ મળે. બિચારો ગુજરાતી હિંદુ બધેય અરધો ભૂખ્યો રહે.

ખીચડી કદાચ આખા દેશમાં સાર્વત્રિક હશે.

હજી આપણા જુદા જુદા પ્રાન્તો એકબીજાનું કાંઈ જ જોતા-લેતાં શીખ્યા નથી. ઉત્તર હિંદની રબડીને ગુજરાતીઓ ન ઓળખે. ઉનાળામાં 'ઠંડાઈ' ને માટે મરી પડનારો ઉત્તર હિંદ, ગુજરાતનો શીખંડ ન શીખે! ઘરમાં ગુજરાતના હીંચકા ન રાખે! ગુજરાતનું ઘોડિયું જોઈને કવિવર રવીન્દ્રનાથ ઠાકુર ચકિત થઈ ગયા હતા. દક્ષિણી લોકો ગુજરાતની ખીલડા–પાટલીવાળી ઘંટી ન સ્વીકારે. દક્ષિણી ઘંટી એટલે આપણો ઘંટલો, તેમાં એકીવારે લોટ ન પડે તે અક્ષરશઃ **पिष्टस्य पेषणम्** કરવું પડે. કહેવત ખરી છે કે 'ઘંટીનો એક અને ઘંટલાના સો.'

# રા. ના. પાઠક

[ એક જ ગામના, એક જ જ્ઞાતિના અને એક જ નામના શ્રી રામનારાયણ નાગરદાસ પાઠકના પુસ્તક 'પચાસ વર્ષ પછી' નામના પુસ્તકમાંથી નીચેનો વિભાગ લેવામાં આવેલો છે. એમાં ભવિષ્યના હિંદની વિશદ સ્વતંત્રતાયુક્ત મધુરી ને મોહક કલ્પના ઉતારી છે. બન્ને સમાનનામી હોવાથી પ્રો. રામનારાયણ પાઠકના લેખ પછી આ લેખ તરત મૂકવામાં આવેલ છે. ]

## બંડખોર છોકરી

મદ્રાસ ઇલાકાના પુદુપાલયમ્ ગામમાં વિશ્વનાથમ્ કરીને એક ગૃહસ્થ રહેતા હતા. વિશ્વનાથમ્ સાદો અને સરળ માણસ : બહુ જ ઓછાબોલો: મરતાને મર ન કહે તેવો. શાળામાં શિક્ષક હતો. વિશ્વનાથમ્‌ની ધર્મપત્ની પૃથા ઠંડા સ્વભાવની હતી. ભણેલી ગણેલી હતી. પંચાયતના કોઠારે ત્રણ કલાક નામું લખવાની સેવા આપતી. એમને બે બાળકો હતાં. એક દીકરો અને એક દીકરી. દીકરો બાપના જેવો ભલો અને સાદો. પણ કોણ જાણે શાથી આવાં સુશીલ અને સરળ મા બાપની દીકરી કૃષ્ણા ગામ આખામાં તોબા હતી !

એ જન્મી ત્યારે એના રોવાનો અવાજ ત્રીજે ઘેર સંભળાયો હતો. ત્રણ વરસની થઈ એટલે બાલમંદિરે મોકલી. ત્યાંથી એની અવળચંડાઈ શરૂ થઈ. બધાં બાળકો પગ નીચે રાખીને પાટિયા પર લપસે, જ્યારે કૃષ્ણા માથું નીચે રાખે અને પગ ઉપર ! જ્યારે સૌ બાળકો શાંત થઈ ધ્યાનથી રમત રમતાં હોય ત્યારે કૃષ્ણા બરાડા પાડવા માંડે. કૃષ્ણાને પલાંઠી વાળી લીટા પર બેસવાનું કહે તો ઊંધા પગ નાખી ધરાર આડી બેસે. કોઈ બાળક શાંતિથી ચિત્ર કાઢતું હોય ત્યારે પાછળથી આવી હાથ હલાવી નાખવો, તે કૃષ્ણાનું

કામ. કૃષ્ણાનું બંડ એટલે સુધી વધ્યું કે બાલમંદિરમાં રહી ત્યાં સુધી એને જુદી સાચવવી પડી.

સાત આઠ વરસની થઈ એટલે બાલમંદિર અને ઘરનું તોફાન ગામમાં પહોંચ્યું. સવારથી સાંજ સુધીમાં કૃષ્ણાએ બેચાર છોકરાંને ન રોવરાવ્યાં હોય એવું ભાગ્યે જ બને. એક વાર ગૌશાળાના કારકુન સાથે તકરાર થઈ. કૃષ્ણા ચારપાંચ છોકરાં લઈ મધરાતે ગૌશાળાએ ગઈ. પાછળની ભીંત ઉપર ચડી, ત્રણ વાછરડાં ઉપાડી લીધાં, ને બહાર કાઢી મૂકી દીધાં ! બિચારાં વાછરડાં સવાર સુધી ભાંભર્યાં કર્યાં. ગૌસેવકોને ખબર પડી. એમણે વિચાર્યું કે કૃષ્ણા સિવાય બીજું કોણ આવું કામ કરે ? તરત વિશ્વનાથમ્‌ને ફરિયાદ કરી, તો વિશ્વનાથમ્ બિચારો કહે : " મને જ ખબર નથી પડતી કે મારે એ છોકરીનું શું કરવું ? "

સાંજની સમૂહપ્રાર્થનામાં નાનાં મોટાં સૌ જાય. પણ કૃષ્ણા એ વખતે સૂઈ જાય, કાં તો હાથમાં લાકડી લઈ ખેતરમાં ફરવા ચાલી જાય !

એક વાર કૃષ્ણાની બાએ કહ્યું : બેટા ! આજથી તારે આવાં લૂગડાં નથી પહેરવાનાં, છોકરી જેવાં પહેરજે, હવે તને ૧૬ વરસ થયાં, સમજી ? "

' હા સમજી, લૂગડાં મને ગમશે તેવાં પહેરીશ. છોકરીથી છોકરાનાં કપડાં ન પહેરાય અને છોકરાથી છોકરીનાં કપડાં ન પહેરાય એવું કયા શાસ્ત્રમાં લખ્યું છે ? જેને જેવાં ગમે તેવાં પહેરે."

"છોકરી ! તું ફાટતી જાય છે હો ? મારું કહ્યું માન, નહિતર ઘરમાંથી કાઢી મૂકીશ. "

"કાઢયાં કાઢયાં, ઘર ક્યાં તારા બાપાનું છે ? ઘર તો મારા બાપનું છે. "

મા બિચારી વધારે ન બોલી શકી. એની મૂંઝવણ દિવસે દિવસે વધવા લાગી. વિશ્વનાથમ્ તો એની વાતમાં માથું મારતાં જ ડરતો.

ફરી એક વાર કૃષ્ણાને એની બાએ કહ્યું : " તારે આજ રસોઈમાં મદદ કરવાની છે."

"ભાઈ મદદ કરશે, હું શાળા પર બેસું છું !"

" કારણ ? "

" મારી મરજી. "

" પણ તેને સોળ વરસ થયાં, એનું ભાન છે? પરણીને સાસરે જઈશ ત્યારે શું કરીશ ? "

" હજામત ! " કૃષ્ણાએ ઠંડે પેટે જવાબ દીધો. કૃષ્ણાની બાનો મિજાજ ગયો.

" તું તે માણસ છે ? "

" ના, ઢોર ! " મોઢું મલકાવ્યા સિવાય કૃષ્ણા બોલી.

" પણ તું સીધો જવાબ કેમ નથી આપતી ? "

" તારે સીધો જવાબ સાંભળવો છે? સાંભળ ત્યારે," કૃષ્ણા જોડણુભર થઈ, "જો, હું જન્મી ત્યારે મેં તમને કે ઈશ્વિરને લખી નથી આપ્યું કે હું છોકરી છું માટે અમુક જાતનાં કપડાં પહેરીશ, છોકરી છું માટે રસોઈમાં મદદ કરીશ, છોકરી છું માટે હાથમાં બંગડી પહેરીશ, કપાળમાં ચાંદલો કરીશ. હું તો કશું કરવાની નથી."

" અને પરણવાનીયે નથી ?" માએ ગુસ્સામાં વાકય લંબાવ્યું.

" હા, પરણવાનીયે નથી." જાણે કહેવું રહી ગયું હોય તેમ અવાજમાં ફેરફાર કર્યા સિવાય કૃષ્ણા બોલી.

આ સાંભળીને કૃષ્ણાની માનો રોષ ફાટી નીકળ્યો :

" તું ઘરડી ડોશી થઈશ તો પણ આવાં જ કપડાં પહેરીશ અને મરીશ ત્યાં સુધી પરણીશ નહિ, કેમ ? "

" હું કયારે શું કરીશ તે મેં કોઈને લખી આપ્યું નથી. મને ગમશે તે પહેરીશ, ગમશે ત્યાં સુધી પહેરીશ. મારી મરજી હશે તો

પરણીશ, નહિતર કુંવારી રહીશ. તમે બધા કહો છો આમ કરવું જ જોઈએ અને આમ ન જ કરાય, પંચાયતના કાયદા પાળવા જ જોઈએ, નહિતર દેશદ્રોહ થાય, છોકરાએ અમુક કરવું અને છોકરીએ અમુક કરવું; એવું કશું હું માનતી નથી. આ જગતમાં સ્વતંત્રપણે મરજી મુજબ જીવવાને માટે હું જન્મેલી છું." બોલતાં બોલતાં કૃષ્ણા રાંફબંધ ચાલી ગઈ.

કૃષ્ણાની બા તો જોઈ જ રહી. "આવી પાગલ છોકરી મારે ત્યાં ક્યાંથી અવતરી?" રસોઈ કર્યા વિના તે બેસી રહી. વિશ્વનાથમ્ આવ્યો ત્યારે એણે કહ્યું: "આ છોકરીનું હવે શું કરવું?"

"કેમ કાંઈ નવું તોફાન જગાડયું છે?"

"નવું તો નથી જગાડયું પણ કહે છે: 'હું રાંધવામાં મદદ નથી કરવાની, ભાઈની મદદ લો.' તે પરણીને સાસરે જશે ત્યાં શું કરશે?"

"હજી તો સોળ વરસનું બાળક છે. પરણવાને દશ વરસની વાર છે, એટલા વખતમાં રાંધતાં નહિ આવડે? કારણ વગર તમારે એ છોકરીને સામી ન કરવી. એનો સ્વભાવ તમે ક્યાં નથી જાણતાં?" હમેશની ટેવ પ્રમાણે વિશ્વનાથમે કૃષ્ણાનો બચાવ કર્યો.

"ઠીક એનું કાંઈ નહિ, પરંતુ સોળ વરસ થયાં તો પણ છોકરાનો પોશાક પહેરે છે! હવે તો છોકરીનાં લૂગડાં પહેરવાં જોઇએ ને!"

"હા, એ વાત તારી સાચી. ક્યાં છે એ છોકરી?" વિશ્વનાથમે વાતનો નિકાલ આણવા ઉતાવળ કરી. 'કૃષ્ણા' વિશ્વનાથમે બૂમ મારી.

"કેમ શું કામ છે?" પૂછતી કૃષ્ણા આવી. એને લાગ્યું કે આજ ઇસ પાર કે ઉસ પાર. ચાલતા હલ્લાને રોકવા તત્પર થયેલો યોદ્ધો ઊભો રહે તેમ એ ઊભી રહી. એ:વખતનો એનો દેખાવ જોવા જેવો હતો.

વ્યાયામથી વજ્ર જેવું બનાવેલું, બેઠા ઘાટનું શ્રસ્યશ્યામલ શરીર બંડખોર વૃત્તિ બતાવી આપતું હતું એની ઊભા રહેવાની છટા; મદ્રાસી ઢબે કેડે વિંટાળેલું ઘૂંટી સુધી પહોંચતું ધોતિયું; ગોઠણ સુધીનું લાંબુ પહેરણ; કાળજીપૂર્વક હોળેલા ઓડ પર પથરાયેલા વાંકડિયા વાળ; કપાળમાં ચાંદલો નહિ, હાથમાં ચૂડી નહિ, જાણે ફાટીને ધુમાડે ગયેલો સોળ વરસનો મદ્રાસી જુવાન!

પોતાની વિશાળ, નિર્દોષ અને તેજસ્વી આંખો જમીન પર ઠેરવી તે ઊભી હતી.

"કૃષ્ણા!" વિશ્વનાથમે કડક અવાજે પૂછ્યું.

"કેમ?"

"તારે છોકરીનાં કપડાં પહેરવાં છે કે નહિ?" વિશ્વનાથમે એક ઘા ને બે કકડા કરવાની રીતે સવાલ કર્યો.

"નહિ પહેરું તો?"

"તારે સીધો જવાબ દેવો છે કે કેમ?" વિશ્વનાથમ્ ખરેખરો ક્રોધે ભરાયો.

"ધારો કે સીધો જવાબ ન દીધો તો?"

"તો? તો મારે તારું કામ નથી. મારા ઘરમાંથી નીકળી જા."

"પણ આવી ડરામણી કોને બતાવો છો? મારે તમારા ઘરમાં રહીને કરવું છે શું? જ્યાં કપડાં જેવી નજીવી બાબતમાં રોજ કજિયા થાય ત્યાં રહીને શું કરવું છે? આ તે કેદખાનું છે કે બાપનું ઘર? મને પહેલેથી જ આવા સાંકડા મનના માણસો સાથે રહેવું પસંદ નથી; પછી તે સામાન્ય સંબંધી હોય કે સગાં માબાપ હોય, તેની મને પરવા નથી. આવડી મોટી દુનિયા પડી છે, હું ગમે ત્યાં મારું ફોડી લઈશ." રીસમાં ને રીસમાં પહેર્યે લૂગડે કૃષ્ણા ચાલી નીકળી, પાછું વાળીને જોયું પણ નહિ.

ક્રોધના માર્યા અને હમણાં પાછી આવશે એવા વિશ્વાસથી વિશ્વનાથમ્ અને પૃથા બેસી રહ્યાં, કૃષ્ણાને મનાવવાનો બોલ સુદ્ધાં ન કહ્યો. સાંજ સુધી કૃષ્ણા પાછી ન ફરી એટલે એમને ચિંતા થઈ. છોરું કછોરું થાય પણ માબાપ કમાબાપ ન થાય. વિશ્વનાથમ્ ગામમાં તપાસ કરવા ચાલ્યા. પૃથા બિચારી કકળાટ કરવા લાગી. આરોગ્યગૃહ, અતિથિગૃહ, ગૌશાળા બધે તપાસ કરી, પણ પત્તો ન લાગ્યો. આખી રાત ગામમાં ઘરેઘર શોધ કરી. બીજે દિવસે પાસેના શહેરમાં જઈ બેચાર તાર કર્યા પણ મિથ્યા.

ત્રણ દિવસ વીત્યા છતાં કૃષ્ણા ન આવી ત્યારે ગભરુ માબાપે આંસુ ટપકતી આંખે હાથ ઘસ્યા !

## સ્વાધ્યાય

૧. શ્રી રા. વિ. પાઠક અને શ્રી રા. ના. પાઠક એ બંનેનો પરિચય આપો. [પ્રો. પાઠક સાહેબના પરિચય માટે પદ્યવિભાગમાં પૃષ્ઠાંક ૮૬મું જુઓ; અને શ્રી. રા. ના. પાઠક માટે 'પચાસ વર્ષ પછી'ની પ્રો. પાઠકની પ્રસ્તાવના જુઓ.]

૨. ગુજરાત–કાઠિયાવાડ અંગે દર્શાવેલા લોક મંતવ્યમાં પ્રો. પાઠક કટાક્ષયુક્ત લેખથી શો ખ્યાલ આપે છે ?

૩. 'પચાસ વર્ષ પછી' લખાયું ત્યારે જે હિંદની સ્થિતિ હતી તેમાં અને અત્યારે શો ફેર પડ્યો છે ?

૪. સ્ત્રીઓ સંબંધમાં જે વિચારો અહીં રજૂ થયા છે તેની સાથે ગાંધીજી અને ગોવર્ધનરામનાં લખાણોમાં રજૂ થયેલી દૃષ્ટિની અહીં સરખામણી કરો.

૫. કૃષ્ણાએ તેનાં માબાપને આપેલો જવાબ તમને કેવોક લાગ્યો ? માથાભારે છોકરી ગણાય કે અવિવેકી ગણાય ? લાડઘેલી ગણાય કે સ્વાતંત્ર્યવાંછુ ? જવાબ દલીલસર આપો.

# ધૂમકેતુ



[ શ્રી ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી ગોંડળ પાસે વીરપુરના વતની છે. 'ધૂમકેતુ'ના સાહિત્યનામથી સુપરિચિત, અનેક મુશ્કેલીઓ વચ્ચે ૧૯૨૦માં બી. એ. થયા. પછી, તેઓ અમદાવાદમાં સર ચિનુભાઈ બેરોનેટને ત્યાં જોડાયા છે. ગુજરાતી સાહિત્યમાં ટૂંકી વાર્તા–નવલિકાનું સાહિત્ય છેલ્લાં ત્રીસ વર્ષથી ખેડાવા માંડ્યું છે. ટૂંકી વાર્તાઓને કલામય રીતે ઘડવાની સિદ્ધહસ્ત કલા તો એમનીજ. એક સરસ અને સિદ્ધહસ્ત નવલિકાકાર તરીકે તેઓ અગ્રિમ સ્થાન ભોગવે છે. 'તણખા' (ટૂંકી વાર્તાઓના સંગ્રહો)નું સ્થાન તો ગૂજરાતી સાહિત્યમાં સનાતન છે. નવલકથાઓની દૃષ્ટિએ પણ સર્જન અનોખી ભાત પાડે છે. પ્રવાસ, કથા, જીવનચરિત્ર અને કલામય સંવાદ તો તેમનાં જ. સર્જનની પાછળ અધ્યયન, ચિંતન અને મનન સબળ હોવાથી તે લખાણો અનોખી તેજછાયા પાથરી દે છે અને વાચકોને રસમુગ્ધ કરી મૂકે છે. તેમનાં પુસ્તકો અન્ય લેખકોના થોકબંધ ગ્રન્થો કરતાં પ્રમાણમાં થોડાં લાગે એવાં છે, તેનાં કારણ અને રહસ્ય આ હકીકતમાં છે. 'તણખા' મંડળો, રજકણ, જલબિન્દુ, સર્જન અને ચિંતન, મલ્લિકા, પરાજય, અજિતા, હેમચંદ્રાચાર્ય, પગદંડી, વાચિનીદેવી, ચૌલાદેવી, રાજસંન્યાસી, કર્ણાવતી, રાજકન્યા, જયસિંહ સિદ્ધરાજ વગેરે સનાતન તેજકૃતિઓ રૂપ છે. નીચેનો વિભાગ 'તણખા' મંડળ ત્રીજામાંથી ઉતારવામાં આવ્યો છે. ]

# પરશુરામ

[ જમદગ્નિનાં પત્ની રેણુકા વનમાં ફૂલો લેવા ગયાં હતાં, ત્યાં ગંધર્વરાજ ચિત્રરથને અપ્સરાઓ સાથે જલક્રીડા કરતો જોઈ રેણુકાને ઋષિના સાદા સાત્ત્વિક જીવન પ્રત્યે ઘૃણા થાય છે. તે મોહ પામે છે, પછી પુષ્પો લઈને આશ્રમે આવે છે, પણ એનું ચિત્ત વ્યગ્ર છે. ત્યાર પછીનો આ પ્રસંગ છે. ]

ભૃગુકચ્છની સાંનિધ્યમાં : ધ્યાનસ્થ જમદગ્નિ

જમદગ્નિ : ૐ હરિઃ ૐ ! બીજ ને પ્રાણનો વ્યવહાર એટલો ઓતપ્રોત છે કે બીજ ફેરવતાં જાણે પ્રાણ ફરી જશે ! [ કંપીને ] આહ ! આ શું જોઉં છું ? અંતે એનો ક્ષત્રિય રાજસ સ્વભાવ ફૂદી રહ્યો છે. જીવન એ ગુણનું સમતોલપણું છે એ એને ક્યાંથી ખબર ? અને હવે એ બ્રાહ્મીલક્ષ્મી ગુમાવે છે ! ... વિદ્યાની પવિત્રતા ક્ષત્રિય સ્વભાવ નહિ જ સમજે ?

[ રેણુકા પ્રવેશ કરે છે. ]

રેણુકાઃ આજ તો આટલાં જ પુષ્પો ભેગાં થઈ શક્યાં... અને...

જમદગ્નિ : રુમણ્વાન તમને શોધવા નીકળ્યો છે. બહુ વાર થઈ.

રેણુકા : [ મનમાં ] હું પણ જીવનને નવી જ રીતે શોધી રહી છું.

જમદગ્નિ : આજ તો તમે સવારથી જ ગયાં છો. પુષ્પો હવે ઓછાં થયાં કે શું ? તમે પુષ્પછોડને પવિત્રતાથી જાળવો છો તો ખરાં કે ?

રેણુકા : [મનમાં] જીવનનો રજ જેવડો દોષ પણ આનાથી અજાણ્યો નહિ રહેતો હોય ? મારો દોષ એ જાણતા લાગે છે. [ધ્રૂજે છે] આર્યપુત્ર ! મારો એટ—એટલો દોષ.

જમદગ્નિ: [હસીને] એમાં દોષ શો ? ભૂલ.

રેણુકા: [ મનમાં ] આવા મહાનુભાવ પાસે પાપ કબૂલ કરવું એ પણ પુણ્ય છે. [ મોટેથી ] ઋષિવર ! મારો દોષ તો આપને જ્ઞાત છે જ.

જમદગ્નિ : [ સાશ્ચર્ય ] બ્રાહ્મીલક્ષ્મીનું ઐશ્વર્ય તમે ખરે જ ગુમાવ્યું લાગે છે.

રેણુકા : એટલો—દોષ . . .

જમદગ્નિ : ઋચીક અને સત્યવતીનાં અમર આત્માને દોષની છાયા સ્પર્શે એ ઠીક નહિ.

રેણુકા : [ ધ્રૂજતી ] મારો આટલો માનસિક...

જમદગ્નિ : માનસિક ? [ હસીને ] આંહીં રાજ્યની સમૃદ્ધિ મુખ્ય મનાય છે કે મનની ? તમને કયાં ખબર નથી કે ત્રણ ત્રણ પેઢીથી જળવાતી મનની વિશુદ્ધિ જ ભૃગુના આશ્રમનું સર્વસ્વ છે.

[ રુમણ્વાન પ્રવેશ કરે છે. ]

જમદગ્નિ : પુત્ર ! રુમણ્વાન ! આ તારી માતા સામે જો !

[ રેણુકા નીચે જુએ છે. ]

રુમણ્વાન : કેમ પિતાજી ! શું છે ?

જમદગ્નિ : [ અત્યંત શાંતિથી ] પ્રસેનજિતની પુત્રીએ ભૃગુના આશ્રમને ભ્રષ્ટ કર્યો છે : માનસિક વ્યભિચારથી બ્રાહ્મીલક્ષ્મી ગુમાવી છે. એનું જીવન હવે મૃત્યુથી જ વધારે સારું જિવાય. તારા હાથથી એનો જીવનપ્રવાહ પૂરો થાય.

રુમણ્વાન : [ સાશ્ચર્ય ] પિતાજી ! તમે શું બોલો છો ? હું માતૃહત્યા કરું !

જમદગ્નિ : સિદ્ધાંતની ખાતર સર્વસ્વ હોમતાં પાછો હઠે તે જામદગ્નેય ન હોય, રુમણ્વાન ! જ્યારે મૃત્યુથી પવિત્રતા જળવાતી

હોય ત્યારે દેહ એ ફેંકી દેવા જેવી ને પવિત્રતા એ જાળવવા જેવી વસ્તુ છે. એનું માથું ઉડાડી દે!

[રુમણ્વાન બેબાકળો મૂઢ બનીને ઊભો રહે છે. સુષેણ, વસુ અને વિશ્વાવસુ પ્રવેશ કરે છે.]

રુમણ્વાન : [દયાભર્યા અવાજે] પિતાજી, માફ કરો. એ નહિ બને. એનો એવો શો દોષ છે?

જમદગ્નિ : દોષ? એને જ પૂછી જો ને. અથવા રહે, તને મારી ન્યાયબુદ્ધિમાં દોષ લાગે છે?

રુમણ્વાન : એમ તો નહિ; પિતાજી! પણ —સંકલ્પ–મન માત્ર . . .

જમદગ્નિ : મનમાત્ર દૂષિત થયું એમાં શું, એમ તું કહે છે? આ તારી વિદ્યા છે? તેં તો શૂદ્રની પેઠે શરીર દૂષિત થાય ત્યારે દંડ આપવો એવી ન્યાયપ્રથા ધારણ કરી લાગે છે! પણ—[કિંચિત્ હસીને] વિદ્વાન પુત્ર! બ્રાહ્મણ એટલે જ શીલ; ક્ષત્રિય એટલે શૌર્ય; વૈશ્ય એટલે સાહસ; ને શૂદ્ર એટલે સેવા. એમાંથી જે જે ચ્યુત થાય, તેનું મૃત્યુ જ થયું કહેવાય. તારી માતાએ...આત્માને તો મારી નાખ્યો છે;.તું હવે એના દેહને મારી નાખ!

રુમણ્વાન : [શાંતિભરેલી દઢતાથી] એના ચહેરામાં ઈશ્વરનો સ્પર્શ છે. હું પુત્ર છું, એ માતા છે.

જમદગ્નિ : [ક્રોધથી] વંશપરંપરાથી ચાલી આવતી બ્રહ્મવર્ચસની ભાવના જે ન સમજે તે કોઈક દિવસ ભૃગુના આશ્રમને રાક્ષસી માયારૂપે બનાવી દે. રુમણ્વાન, તારો નાશ થાઓ!

રુમણ્વાન : જીવન આપનાર માટે જીવન હોમ્યું એનાથી વધારે સુંદર શું? [તે રેણુકાને પગે લાગે છે.] પિતાજી! આપની આજ્ઞા શિરસાવંદ્ય છે! [તે નીચે ઢળી પડે છે. રેણુકાનો હાથ એને ટકાવવા વ્યર્થ પ્રયત્ન કરે છે.]

રેણુકા : [ રડતી ] ઋષિ ! ઋષિ ! પુત્ર ન મારે તો આપ જ મને શાપ આપો ને ! હું મૃત્યુ માટે તૈયાર છું. આ બાળકનું મૃત્યુ મારાથી જોઈ શકાતું નથી.

જમદગ્નિ : [શાંતિથી] એમ ન બને. ભૃગુઆશ્રમના ભવિષ્યના સંચાલકો જીવનની ભવ્યતા સમજનાર હોવા જોઈએ ! પુત્ર સુષેણ !

[સુષેણ આગળ આવે છે. તે પોતાના ભાઈ તરફ જોઈ રહે છે, પિતા સામું જુએ છે ને રેણુકાને રડતી નિહાળે છે.]

જમદગ્નિ : તારી માતાનું માથું ઉડાવી દઈ ને એનો માનસિક દોષ ધોઈ નાખ !

સુષેણ : [હિમ્મતથી] હું એનો દોષ શું ધોઉં ? એ મારી માતા છે. માતામાં રહેલી તીર્થની કલ્પના કેમ નાશ પામે ? એ જીવન્ત તીર્થ છે.

રેણુકા : [એકદમ] સુષેણ ! પુત્ર ! મને મારી નાખ. હું કહું છું ... કે તું મને મારી નાખ. મારું મૃત્યુ આનંદથી ભરી દે, લે, તું જીવતો રહીને—[ તે આગળ આવી માથું ધરે છે. ]

સુષેણ : [પગમાં પડે છે.] તું જીવતી સરસ્વતી છે; આત્માને પ્રથમ શબ્દોચ્ચાર તેં શિખવાડયો મા ! ...

જમદગ્નિ : રુમણ્વાનની દશાને . . .

રેણુકા : [એકદમ ગાજી ઊઠે છે.] ઋષિ ! ઋષિ ! જુઓ, હું આ મરું...[ કેશ છોડે છે.]

જમદગ્નિ : [શાંતિથી] સુષેણ ! તું રુમણ્વાનની દશાને પ્રાપ્ત હો ! [સુષેણ નીચે પડે છે.]

રેણુકા : ભૂલને વિસારવી એના જેવી બીજી પવિત્રતા નથી. [રડે છે.] મારાં બે બાળકો ! ઓ ઋષિ ! આ ક્રૂરતાને ભવ્ય જીવનનું નામ આપી હવે કોને કોને રેંસી નાખવા છે ? આવો બેટા ! વસુ ! વિશ્વાવસુ ! આંહીં આવો.

જમદગ્નિ : વસુ ! વિશ્વાવસુ !

રેણુકા : [અત્યંત દુઃખથી] ઓ મારા પ્રાણ, હવે ... તમે જાઓ, જાઓ, જાઓ. અને મારા આત્માના આત્મા જેવાં બે બચ્ચાંને બચવા દો ! ભવ્ય ઋષિ ! મારો આ પ્રાણ સ્વીકારો અને લો, મને રેંસી નાખો. પણ તમારી ભવ્યતા અખંડ રાખવા લોહીનો યજ્ઞ શા માટે કરો છો ?

જમદગ્નિ : [શાંતિથી.] આત્મા અમર્ત્ય છે. અને ભાવના માત્ર બલિદાનથી જ પ્રકાશે છે.

રેણુકા : [રડતાં] બે પુત્રોને યજ્ઞમાં હોમ્યા છે. હવે મને હોમી દો. હું તમને પગે પડું છું. પણ આ છોકરાની પહેલાં મને મારી નાખો ! [ વસુ તરફ ફરે છે. ] વસુ ! બેટા ! તું મને મારી નાંખ ને ?

વસુ : [ રડતો ] ઈશ્વરીને કોણ મારે ?

જમદગ્નિ : વિશ્વાવસુ, ભૃગુકુલને પવિત્ર કરો !

રેણુકા : [ આર્તનાદથી ] ઋષિવર ! લો આ દેહ. . .[ નીચે પડે છે. ] વિશ્વાવસુ ! બેટા ! ઘા કર તો ! જો તારો ઘા મને વહાલો લાગે છે !

વસુ–વિશ્વાવસુ : [ બન્ને સાથે ] પિતાજી ! એના સ્પર્શથી જ અમે પવિત્ર છીએ !

જમદગ્નિ : રુમણ્વાનની ગતિને પ્રાપ્ત કરો.

[ બંને સાથે પડે છે રેણુકા એમને વળગી પડે છે, એટલામાં સમિધ લઈ ને પરશુરામ આવે છે.]

પરશુરામ : [ નીચે પડેલાંને જોતાં જ સાશ્ચર્ય ] આહ ! પિતાજી ! આ શું છે ? અને મારી માતા કેમ નીચે પડ્યાં છે ? રુમણ્વાન ! ભાઈ !

[ ભાઈઓનાં શબ પાસે બેસી જાય છે. ]

જમદગ્નિ : પરશુરામ ! આ સર્વ તારી માતાની મનોદશાનું ફળ છે.

પરશુરામ : મનોદશાનું ફળ ?

જમદગ્નિ : હા. પ્રથમ તો જાણી લે કે તારી માતાએ માનસિક દોષ કર્યો છે. ભૃગુકુલમાં એવી સ્ત્રીને સ્થાન ન હોય. એ વંશપરંપરાની વિશુદ્ધિ જાળવવા, તારા ભાઈઓને મેં કહ્યું કે તેનો નાશ કરો. સિદ્ધાંતનું બળ એમનાથી સમજાયું નહિ, અને તેઓ તે ન કરી શકયા. એ ભાવના જાળવવા મેં એ બધાઓનો નાશ કર્યો છે.

પરશુરામ : કઈ ભાવના, પિતાજી ? જેમાં માતાપુત્રનો કુદરતી પ્રેમ તૂટે એ ભાવનામાં શી પવિત્રતા હોઈ શકે ? પ્રેમના કરતાં વધારે પવિત્ર શું છે ?

જમદગ્નિ : બેટા ! પ્રેમના કરતાં વધારે પવિત્ર કાંઈ નથી, પણ પ્રેમ જ્યારે વિકાર પામે ત્યારે તેના કરતાં વધારે અધમ પણ કાંઈ નથી. આપણી ભૃગુકુલની પવિત્ર મર્યાદામાં દોષ ન જોઈએ.

પરશુરામ : પિતાજી ! આ ભૂલ છે કે દોષ ?

જમદગ્નિ : પૂછ ને તારી માતાને.

રેણુકા : દોષ, બેટા, દોષ ; ભૂલ નહિ.

જમદગ્નિ : શરીરથી થાય તે ભૂલ : મનથી થાય તે દોષ.

પરશુરામ : [ શરીર ટટ્ટાર કરીને અત્યંત ગૌરવથી ] ખરેખર, દોષની છાયા ભૃગુકુલમાં ન જોઈએ, દોષ જ્યાંથી આવે ત્યાં હણવા યોગ્ય છે.

રેણુકા : [ સહર્ષ બેઠી થઈને ] મારો આત્મા છુટકારા માટે તલસે છે. પરશુરામ ! મને માર. તું મારો એક દીકરો તો જીવતો રહી જશે. બેટા ! મને માર.

પરશુરામ : તમને મારું ? માતા, તમે મરી ચૂકર્યા છો. અને આત્માને છુટકારો ? બંધન તો તમે જ બાંધ્યું છે ! તે તમારાથી જ છૂટે. મૃત્યુ એ બંધનનો નાશ નથી !

જમદગ્નિ : ભૃગુકુલનંદન ! પરશુરામ ! તું એ વાત સમજી શકયો : પિતાપિતામહની સોંપેલી વિશુદ્ધિ એટલી જ દોષરહિત વંશપરંપરા

ઉતારવી જોઈએ. એનું નામ જ જીવન. તારી માતાએ જીવન ગુમાવ્યું છે. એણે...બ્રાહ્મીલક્ષ્મી ફેંકી દીધી છે! હવે તું એને માર!

પરશુરામઃ [દઢતાથી હાથમાં ફરશી લે છે.] માતા! ખરા જીવન માટે તૈયાર બનો.

રેણુકા : તારા હાથનું મૃત્યુ એ જ ખરું મૃત્યુ હતું! જેમણે મને જીવનમાં બધા દોષ સાથે પૂજ્ય માની છે, તે આ રુમણ્વાનાદિને ભેટી લઉં. [ભેટે છે.] ઓ! કેટલા સુંદર આત્માઓ! પાપીને પૂજીને પાપનું પણ પુણ્ય કરી નાખે! મારા પાપ માટે એમણે કરેલા સ્વાર્પણમાં ભૃગુકુલની કેટલી વિશુદ્ધિ ઝળકી રહી છે!...[ચૂમે છે.] બેટા રુમણ્વાન! સુષેણ! સુખે સૂઓ! તમારી સુખભરી નિદ્રા જ તમારા આત્માનું ગૌરવ દર્શાવે છે...ચાલો...હવે! [બેઠી થાય છે.] આવ બેટા! પરશુ! તારા હાથમાં ફરશી કેવી રૂપાળી લાગે છે! આવ, હું તૈયાર છું.

પરશુરામ : [નરમ પડી જાય છે.] માતા! તમારો ખોળો તો હું પણ નથી ભૂલ્યો હો!

રેણુકા : [હસીને] એ હું જાણું છું. બેટા! તું નાનપણથી જ મને સૌથી વહાલો છે!

પરશુરામ : ભૃગુઆશ્રમમાં તમે જીવન્ત કલંકરૂપે રહો, એ કરતાં વિશુદ્ધિના બલિદાન રૂપે રહો એ તમારું ખરું જીવન છે.

રેણુકા : બેટા, મને જીવન આપ!

[પરશુરામ ફરશી ઉપાડે છે, રેણુકાનું માથું ઊડી જાય છે, લોહીના પ્રવાહથી જમીન ભીની થાય છે.]

જમદગ્નિ : ધન્ય છે! ધન્ય છે! આવા પુરુષો સિદ્ધાંતને આખી પૃથ્વીમાં સ્થાપી શકે છે. હું ખરેખર પ્રસન્ન છું. તું મારી પાસે કાંઈક માગી લે.

પરશુરામ : સિદ્ધાંતના કાંટા ઘસવા માટે તો સ્નેહની હૂંફ જોઈએ. પિતાજી! મારી માતા જેવી બીજી કોની હૂંફ હોય? આપને

હું પૂજું છું; એને હું ચાહું છું. એક વાર એ ખોળામાં બેસાય તેવું કરો.

જમદગ્નિ : તથાસ્તુ !

પરશુરામ : અને આ મારા ભાઈઓ પણ જીવે !

જમદગ્નિ : તથાસ્તુ.

પરશુરામ : પિતાજી ! આપે મારા જીવનમાં યુદ્ધનો રસ રેડ્યો છે. બ્રાહ્મીલક્ષ્મી માટે આપે માતૃહત્યાનું તત્ત્વજ્ઞાન દર્શાવ્યું, ને એમાંથી યુદ્ધનું તત્ત્વજ્ઞાન પણ શીખ્યો. હવે એ જીવનધર્મ થાય તો કહો કે પરશુરામ યુદ્ધમાં પરાજય ન પામે !

જમદગ્નિ : તથાસ્તુ.

[ રેણુકા, રુમણ્વાન વગેરે આળસ મરડી બેઠાં થાય છે. ]

રેણુકા : ઓહો ! આજે તો બહુ નિદ્રા કરી. રુમણ્વાન, સુષેણ, કેમ હજી હમણાં જ ઊઠ્યા ?

પરશુરામ : [ સાશ્ચર્ય ] માતા ! તમારા સ્વભાવમાં દોષ ભૂલવાનું સહજ સૌન્દર્ય ભર્યું છે. બાકી તો તમારી મૃત્યુની જ નિદ્રા હતી.

જમદગ્નિ : ચાલો, ચાલો, હવે એ ભૂલી જાઓ. હવે સૌ બલિદાનનો જ મહિમા ગાઓ, ને બીજું બધું ભૂલો !

રેણુકા : [ સાંભળ્યું હોય તેમ ] હા ! હા ! ત્યારે તો પરશુ, તું ભારે જબરો.

જમદગ્નિ : ચાલો.

સૌ સાથે : દેવો કહે છેઃ બલિદાન આપો. અમે તમને શ્રદ્ધાનું સામર્થ્ય આપશું.

દેવો કહે છે : બલિદાન આપો. અમે તમને સિદ્ધાંતની પ્રતિજ્ઞા આપશું.

દેવો કહે છે : બલિદાન આપો. અમે તમને વિજય આપશું, અમર્ત્ય ભાવના આપશું.

# ગુરુ બંદાનો સૈનિક

તે દિવસની દિલ્હી નગરીનો દેખાવ કાંઈક જુદો જ હતો. રાજમહેલના રસ્તાની બન્ને બાજુએ માણસોની ઠઠ જામી ગઈ હતી. આઠ આઠ મહિના સુધી, થોડાક સાધન ઉપર રહીને બાદશાહી ફોજના ત્રીસ હજાર માણસોને જેમણે હંફાવ્યા હતા, એવા લોહરસ પીધેલા ગુરુ બંદાના શીખ સૈનિકો આજે બંદીવાન બનીને આવતા હતા.

લોહીનીગળતાં સેંકડો માથાં ભાલા ઉપર લટકાવીને ચાલતા મુગલ સૈનિકો પહેલાં દેખાયા. તેમની પાછળ એક હાથી ઉપર, લોહપિંજરમાં બેઠેલા ગુરુબંદાનો કોઈ પણ ભયથી પર એવો વીરદેહ દેખાયો. તેણે પહેરેલા લાંબા જામા ઉપર ઠેર ઠેર દાડમનાં સુંદર ફૂલની ભાત ખીલી રહી હતી; ઉપર હૃદયના રંગથી રંગ્યો હોય એવો લાલ પાઘ શોભી રહ્યો હતો. તેની પાછળ ખુલ્લી તલવારે એક અમલદાર ઊભો હતો.

અને પછવાડે સાતસો ચાલીસ બંદીવાન શીખ સૈનિકો હતા. એક પણ ચહેરા પર ઉદાસીનતા નથી, પરિણામનો પશ્ચાત્તાપ નથી, મરણનો ભય નથી.

કુમળી વયનાં બાળકો અને માતાઓ–કોઈ કોઈની આંખમાંથી આંસુ ખર્યાં હશે; કેટલાકે ટીખળ કર્યું હશે; ઘણાએ 'આ તારા કામનું ફળ' એમ કહીને મશ્કરી કરી હશે; પણ બંદીવાનોમાંથી એક પણ ચહેરા પર કોઈ પણ જાતની લાગણીનું નામોનિશાન નથી. બધા કંઠમાંથી એક જ અવાજ આવી રહ્યો છે: 'અલખ નિરંજન!'

ચબૂતરા ઉપર દરરોજ એક એક સોનાં માથાં ધડથી જુદાં પડે છે. અભય બનેલો એક સૈનિક હસતે મોંએ પોતાના જલ્લાદને 'ઓ મુક્ત!' એમ બોલીને, 'પહેલો હું' એમ કહેતો આગળ આવે છે. વીરત્વની આ વાણીના પડઘા દિલ્હી નગરીના કોટ-કાંગરા ઉપર થઈને, દૂર દૂર પંજાબનાં મેદાનો ઉપર પથરાઈ જાય છે.

એવે સમયે, થાકથી, ભૂખથી, તાપથી, દુઃખથી, અંતરમાં ભરેલી મહાવેદનાથી, કેવળ આશાતંતુ ઉપર લટકતા હાડપિંજર જેવી એક સ્ત્રીએ દિલ્હીમાં પ્રવેશ કર્યો. બાદશાહ ફરૂખશીરને મળવા, અને પોતાના એકના એક જુવાન પુત્રને બચાવવા તેણે મહાપ્રયાસ કર્યો. સયદ અબ્દુલ્લાખાન વઝીરને, તેના દીવાન રતનચંદની મારફત, રાત-દિવસ ખડે પગે ઊભા રહીને અરજ ઉપર અરજ કરી; આંસુથી પૃથ્વીને પલાળી દીધી; શબ્દોથી દિલને પીગાળી દીધાં. પોતાનો જુવાન પુત્ર પાછો મેળવવા તેણે આકાશપાતાળ એક કર્યાં.

'મારો દીકરો–એકનો એક છે. ભોળો છે–એ તો લડાઈમાં હતો જ નહિ; પકડાઈ ગયો શીખોને હાથે–એટલે જ આંહીં આવ્યો છે. એ ગુરુનો સૈનિક હતો જ નહિ. મારો દીકરો એકનો એક છે. –એને છોડો, એને છોડો! પાછો મને સોંપો, હું એને મારા ખેતરમાં લઈ જઈશ. ત્યાં ઝાડની છાયા નીચે અમે માદીકરો ખાટલા ઉપર બેસીને કટક બટક રોટલો ખાશું—મારો દીકરો મને સોંપો. હું એને સાચવીને લઈ જઈશ!'

સૈયદ અબ્દુલ્લાખાન વઝીરનું અંતર પીગળ્યું. એણે બાદશાહને વિનંતિ કરી માફીપત્ર મેળવી વૃદ્ધ સ્ત્રીને આપ્યું.

વૃદ્ધ માતા બાદશાહી માફીપત્ર લઈને એક અમલદાર સાથે ચબૂતરામાં પહોંચી. સો માણસની કતાર લાગી ગઈ હતી—અને આટલે દૂરથી એનું માતૃહૃદય જેની રાતદિવસ ઝંખના કરી રહ્યું હતું એ એનો જુવાન પુત્ર, દૂધભરેલ હોઠવાળો, કુંવર કનૈયા જેવો,

સહેજ શ્યામળો, નખશિખ રૂપરૂપથી ભરેલો ઊભો હતો—બરાબર તલવારની પાસે.

એનો જ વારો હતો...

કોટવાળે વૃદ્ધ સ્ત્રીના ધ્રૂજતા હાથમાંથી બાદશાહી ફરમાન લીધું અને વાંચ્યું. વૃદ્ધ સ્ત્રીની સામે જોયું, પણ એની આંખમાંથી શ્રાવણ-ભાદરવાનાં નીર વહી રહ્યાં હતાં.

એણે ધીમેથી પેલા જુવાનને બોલાવ્યો : 'આ તારી માતા. જા, તને બાદશાહી માફી મળી છે. તારી માએ અરજ કરી છે કે એ તો શીખ સૈન્યમાં પકડાઈ ગયો હતો; ગુરુ સાથે લડાઈમાં હતો જ નહિ.'

અને જેમ કોઈ એકાકી વજ્રખડક ઉપર વીજળી પડે એવા રુદ્રસ્વરૂપે પેલા જુવાન સૈનિકે જવાબ વાળ્યો: 'મા કોને છે? મારી માતા તો એક જ છે અને તે આ ધરતી!'

'ત્યારે તું પણ ગુરુદાસપુરમાં લડાઈમાં હતો?'

સૈનિકે દૃઢ સ્વરે જવાબ વાળ્યો : 'હા.'

જે લડાઈમાં ઘાસ ખાઈને, પાંદડાં ખાઈને, છેવટે મરી ગયેલ પશુનાં હાડકાં ખાઈને એના ભાઈઓ લડી રહ્યા હતા, ત્યાં જ તે પણ લડતો હતો. એમનું વીરત્વ નહિ, અનાજ ખૂટયું હતું. એણે ફરીને દૃઢ સ્વરે જવાબ આપ્યો : 'હા, હું ત્યાં હતો.'

'દીકરા!' વૃદ્ધ માતાનો શોકભારથી દબાતો ઠરડાતો અવાજ અનેકનાં અંતઃકરણને ધ્રુજાવતો મહાવિલાપના શબ્દ જેવો બેસી ગયો.

સૈનિક-દીકરાનો વજ્રવાણીમાં જવાબ આવ્યો :

'મા! ઓ મા! ગુરુ ગોવિંદે ચાર ચાર પુત્રોનાં સમર્પણ કર્યાં અને તમને એક પુત્રનો મોહ છૂટતો નથી? મારા સાતસો ચાળીસ ભાઈઓને છોડીને હવે હું એકલો ચાલી નીકળું? મા! જાઓ, પાછાં ફરો. મને હવે મુક્તિમાંથી પાછો ના ફેરવો. જાઓ મા! જાઓ! આપણા ખેતરની વાડીમાં પેલા જાંબૂડાના ઝાડ

નીચે, કોઈ કોઈ ચાંદની રાતે તમને મળવા ચાલ્યો આવીશ. જાઓ મા ! જાઓ !'

હાડકાંનો લોટ કરીને ખાતાં પણ જેમની છાતીમાં ધ્રુજારી છૂટી ન હતી, એવા અનેકોની આંખ ભીની થઈ ગઈ.

પણ તે પહેલાં તો સિંહના બાળકની પેઠે કૂદીને પેલો જુવાન સૈનિક જલ્લાદની તલવાર નીચે ઊભો રહી ગયો હતો; હસતો હસતો બોલતો હતો : 'ઓ મુક્ત ! આજ તો હું પહેલો ! હું પહેલો ! –ચલાવો, વાહ ! ગુરુ કી ફતેહ !' [ 'જલબિંદુ'માંથી ]

## સ્વાધ્યાય

1. 'શરીરથી થાય તે ભૂલ; મનથી થાય તે દોષ.'—આ લીટીમાં રહેલો ગહન ભાવ 'પરશુરામ'માં સૂચવાયેલી વસ્તુ ઉપરથી સમજાવો.
2. નીચેની લીટીઓ પર પાંચેક લીટીમાં સમજૂતી કરો:
   - ક. આવા મહાનુભાવ પાસે પાપ કબૂલ કરવું એ પણ પુણ્ય છે.
   - ખ. બ્રાહ્મીલક્ષ્મીનું ઐશ્વર્ય તમે ખરે જ ગુમાવ્યું લાગે છે.
   - ગ. બ્રાહ્મણ એટલે જ શીલ: ક્ષત્રિય એટલે શૌર્ય: વૈશ્ય એટલે સાહસ.
   - ઘ. ( માતા ) એ જીવન્ત તીર્થ છે.
3. પરશુરામે માતૃહત્યા શાથી પસંદ કરી ? તેના બીજા ભાઈઓએ ના કેમ પાડી ?
4. રુમણ્વાન સુષેણ, વસુ, વિશ્વાવસુ—આ બધાએ માતૃહત્યા નકારી તેમાં કરેલી દલીલો જણાવો.
5. મન અને દેહની પવિત્રતા માટે આજે કેટલી કાળજી છે તે દર્શાવો.
6. 'ગુરુ બંદાનો સૈનિક'માં માતૃપ્રેમના સાહસને સૈનિકે કેમ ધ્યાનમાં લીધું નહિ ?

# નરહરિ પરીખ

[ શ્રી. નરહરિ દ્વારકાદાસ પરીખ, ખડાયતા વાણિયા અને કઠલાલના વતની છે. એમના પિતાશ્રી દ્વારકાદાસ મોતીલાલ પરીખ સ્વ. કેશવલાલ મોતીલાલ પરીખ અને એક વખતે ઈંગ્લાંડમાં વસતા મિ. જે. એમ. પરીખના ભાઈ થાય. સ્વ. કેશવલાલભાઈ અમદાવાદ મ્યુનિસિપાલિટીના લાંબી મુદત લગી સભ્ય હતા.

૧૯૧૧માં બી. એ. અને ૧૯૧૩માં અલએલ. બી. થયા. એમના પ્રિય વિષયો ગુજરાતી સાહિત્ય, ઇતિહાસ અને અર્થશાસ્ત્ર છે. ૧૯૧૭માં સત્યાગ્રહાશ્રમની રાષ્ટ્રીય શાળામાં જોડાયા. તેમના સ્વ. મિત્ર મહાદેવ હરિભાઈ દેસાઈ સાથે કવિવર રવિન્દ્રનાથ ટાગોરનાં 'ચિત્રાંગદા' નાટકનો ગુજરાતી અનુવાદ કરેલો. ગુજરાતી ભાષામાં ચાલતી જોડણીની અરાજકતા દૂર કરવાના હેતુથી ૧૯૨૭માં તેમને જોડણીકોશ તૈયાર કરવાનું કામ સોંપાયું. આજે એ જોડણીકોશ, મુંબઈ સરકારે તથા મુંબઇ યુનિવર્સિટીએ પણ સ્વીકાર્યો છે. ૧૯૨૫–૨૬માં બારડોલી તાલુકાની જમીન મહેસૂલ અન્યાયી છે, એના ઉપર એમણે 'નવજીવન'માં લેખો લખ્યા હતા. અત્યારે તેઓ 'મહાદેવ ડાયરી'નું સંપાદન કરી રહ્યા છે, જેના બે ભાગ બહાર પડી ગયા છે. ]

## મહાકવિ પ્રેમાનંદ

આપણા પ્રસિદ્ધ સાહિત્યવિવેચક સ્વ. નવલરામભાઈએ ગુજરાતના મહાકવિ પ્રેમાનંદનાં ગુણગાન કર્યાં છે. તેનો જન્મ વડોદરામાં ઈ. સ. ૧૬૯૫ના અરસામાં થયો હતો, અને આપણી ભાષાના સદ્‌ભાગ્યે શ્રુતિપ્રોક્ત સો વર્ષ જેટલું આયુષ્ય એમણે ભોગવ્યું હતું.

એનામાં આવી અદ્‌ભુત કવિત્વશક્તિ ક્યાંથી સ્ફુરી, એ વિષે વિવિધ દંતકથાઓ ચાલે છે. કહે છે કે એ ૧૪–૧૫ વર્ષની વયનો થયો ત્યાં સુધી અભણ જડભરત જેવો જ હતો. તેવામાં ગામમાં કોઈ સિદ્ધપુરુષ પધાર્યા. તેમની સેવા ચાકરી કરી પ્રેમાનંદે તેમને ખુશ કરી નાખ્યા. પોતાનો મુકામ ઉપાડવાને પ્રસંગે પેલા પુરુષે પ્રેમાનંદને કહ્યું: "કાલે સવારે વહેલો આવજે." આ ઓલિયા ભાઈ ને પહોંચતાં મોડું થયું અને સિદ્ધપુરુષ તો ઊપડી ગયા. પ્રેમાનંદ તો

હાંફળાફાંફળો અને સિદ્ધપુરુષના ગયાની વાટ પૂછતો તેમની વાંસે પડ્યો અને થોડેક દૂર તેમને પકડી પાડ્યા. સિદ્ધપુરુષે તેની જીભ ઉપર કાંઈક લખ્યું, અને કહ્યું કે 'વખતસર તું આવ્યો હોત તો સંસ્કૃતમાં મહાકવિ થાત, પણ મોડો આવ્યો માટે પ્રાકૃત ભાષામાં તું સારી કવિતા રચી શકશે.'

પ્રેમાનંદના પુત્રરચિત 'યુધિષ્ઠિર-વૃકોદર સંવાદાખ્યાન'ના મંગળાચરણ ઉપરથી જણાય છે કે યાત્રામાં ફરતાં ફરતાં પ્રેમાનંદને કોઈ ગુરુ રામચરણ મળી ગયા અને તેમણે દેશી ભાષામાં અતિ પ્રાચીન તથા

"કોમલતા કમલથી અધિક દેખાય જેમાં,
મધુ સુધા મિષ્ટપણે હારી હારી જાય છે."

એવી સર્વગુણસંપન્ન અને અસલ ગુર્જરગિરાની સેવા કરવાનો બોધ આપ્યો. અને એ 'ભક્તિપ્રદ ભાષાના ગુરુમંત્રથી પ્રેમાનંદ આપણા પ્રેમનું પાત્ર અને આનંદનું ધામ બન્યો.' પહેલાં જે દંતકથા આપી ગયા તેમાં રહેલું ચમત્કારનું તત્ત્વ કાઢી નાખીએ તો દંતકથા અને પ્રસંગની હકીકત મળતી આવે છે.

પ્રેમાનંદે ગુજરાતીમાં કાવ્યો રચવાની કેમ શરૂઆત કરી તે વિષે એક વાત એવી પણ ચાલે છે કે પ્રેમાનંદનો બાપીકો ધંધો પુરાણીનો હતો. પ્રેમાનંદે પણ પુરાણની કથા કરવાની શરૂઆત કરી, પણ મંદિરમાં કથા કરવા બેસવાની જગા સારુ બીજા કેટલાક પુરાણીઓ સાથે તેને ઝઘડો થયો. પુરાણીઓનો ગર્વ ઉતારવાના ઉદ્દેશથી તથા શ્રોતાઓને પોતા પ્રત્યે આકર્ષવાના ખ્યાલથી તેણે પૌરાણિક કથાઓ ગુજરાતી કવિતામાં ઉતારી ગુજરાતીમાં જ કથા કરવા માંડી. પોતાની નૈસર્ગિક કવિત્વશક્તિના પ્રભાવે તેણે એવાં સુંદર આખ્યાનો રચ્યાં કે લોકોનાં ટોળાં તેની જ કથા સાંભળવાને ઊતર્યાં. પોતાના 'માર્કંડેય પુરાણ'માં પ્રેમાનંદે આ પુરાણીઓના સારી પેઠે

આટલી કાઢી છે, છતાં પ્રેમાનંદે ગુજરાતી ભાષાની સેવા આટલા બધા ઉત્સાહ, ખંત અને વ્યવસ્થાપૂર્વક આદરી તેની પ્રેરણાનાં કારણો તો તે સમયના ઇતિહાસમાંથી જ શોધવાં પડશે.

વિક્રમસંવતના સત્તરમા–અઢારમા શતકમાં હિંદુસ્તાની સિવાયની દેશી ભાષાઓ બહુ પાછળ હતી. અત્યારે આટલા વિકાસને પામેલી બંગાળીના અંકુર જ ફૂટવા માંડયા હતા. પેશ્વાઈને પ્રતાપે મરાઠી મહારાષ્ટ્રમાં પૂજા પામતી થઈ હતી, જો કે હિંદુસ્તાનીની બરાબરી તો તે કરી શકી નહોતી જ. પરંતુ રાજદરબારના આશ્રયથી તથા તુલસીદાસ, સુરદાસ જેવા અનેક ભકતકવિઓના પ્રસાદથી હિંદુસ્તાની આખા આર્યાવર્તમાં પ્રસરી હતી. બીજી ભાષાઓ, પોતપોતાના પ્રાંતનાં નામથી ઓળખાતી ત્યારે હિંદુસ્તાની 'ભાષા' એવા ગૌરવભર્યા નામથી વિખ્યાત હતી. કવિતા તો ગિર્વાણગિરા અથવા ભાષામાં જ થાય તેમ મનાતું. ગુજરાતી ભાષા તે વખતે કેવી તુચ્છ લેખાતી તેનો ખ્યાલ નીચેના આક્ષેપ ઉપરથી આવશે :

"અબે તબેકા સોલહિ આને, 'અઠે કઠે'કા બાર,
આઠહિ આને 'ઇકડં તિકડં' 'શું શાં' પૈસા ચાર."

ભાષાભકત કવિ પ્રેમાનંદથી આ સ્થિતિ સહી ન ગઈ અને હિંદુસ્તાનીને ઝાંખું પાડે એવાં કાવ્યો રચવામાં તે ઉદ્યુકત થયો. એમ કહેવાય છે કે ગુજરાતી ભાષા અન્ય ભાષાઓના જેવી સાહિત્યમાં સમૃદ્ધ ન થાય ત્યાં સુધી માથે પાઘડી પહેરવી નહિ, એવો તેણે સંકલ્પ કર્યો હતો અને અંતે જો કે એણે અને એના શિષ્યમંડળે ભારે પરિશ્રમ ઉઠાવીને ગુજરાતી સાહિત્યનદ રેલમછેલ કરી મૂકયો, છતાં એ વિનયનમ્ર કવિએ મરતાં લગી પાઘડી નહિ જ પહેરેલી.

ગુજરાતી ભાષા અને સાહિત્યનો ઉત્કર્ષ કરવાની પોતાની પ્રતિજ્ઞાના પાલનને અર્થે પ્રેમાનંદે અનેક સાહિત્યસેવકોને એકઠા કર્યા હતા. બાવન અનુયાયીઓના તેના મંડળમાં બાર તો સ્ત્રીઓ હતી.

દરેકને જુદી જુદી ઢબના અને જુદા જુદા રસવાળા ગ્રંથો રચવાનું કામ તેણે સોંપ્યું હતું. આમાંથી જેમની કૃતિઓ પ્રકાશમાં આવી છે, એવા એના શિષ્યો છ જ છે અને તેમાંય તેના પ્રતાપી પુત્ર વલ્લભ ને પંડિતકવિ રત્નેશ્વરની કૃતિઓ ગુજરાતી સાહિત્યમાં કાયમનું સ્થાન પામેલી છે.

પ્રેમાનંદે મોટે ભાગે મહાભારત, રામાયણ, ભાગવત ને પુરાણોમાંથી વસ્તુ લઈ આખ્યાનો રચેલાં છે, પરંતુ વાર્તાનો વિસ્તાર, પાત્રોનું આલેખન, પ્રસંગોનાં વર્ણન તથા રસની જમાવટ એ બધું પ્રેમાનંદનું પોતાનું હોઈ એના ગ્રંથો સ્વતંત્ર કૃતિઓ જ ગણી શકાય. પ્રેમાનંદના સમકાલીન શામળભટે કહ્યું છે કે:

"કથ્યું કથે તે શાનો કવિ,
શીખી વાત તે શાની નવી !"

કેટલાક માને છે કે પ્રેમાનંદ પૌરાણિક વસ્તુ લઈ પોતાનાં આખ્યાનો રચતો, તેને ઉદ્દેશીને શામળે આ ટકોર કરેલી, અને એ પ્રેમાનંદના જાણવામાં આવતાં તેણે પૌરાણિક વિષય બદલી, નરસિંહ મહેતાના જીવનમાંથી પ્રસંગો લઈ, હૂંડી, શામળશાનો વિવાહ, મામેરું, શ્રાદ્ધ વગેરે કાવ્યો રચ્યાં. પરંતુ આ કાવ્યોમાં પણ પ્રેમાનંદે પોતાના પુરોગામી કવિઓનાં કાવ્યોમાંથી ઉતારા લીધેલા છે. જો કે પોતાની વર્ણનશક્તિ ને બુદ્ધિથી તેના સ્વરૂપમાં એવા સરસ ફેરફારો કર્યા છે કે એ કાવ્યોમાં રહેલી ઉત્તમતાનું માન પ્રેમાનંદને જ ઘટે છે. છતાં સામળ પ્રેમાનંદનો પ્રતિસ્પર્ધી હોઈ તેનો આક્ષેપ આ બાબત પરત્વે પણ હોય એ સંભવે છે.

ભરતમુનિના નાટ્યશાસ્ત્રના બધા નિયમો જેમાં જળવાયેલા હોય, એવાં અગિયાર નાટકો પ્રેમાનંદે રચ્યાનું કેટલાક વિદ્વાનો કહે છે, અને તે પ્રગટ પણ થયાં છે. એ નાટકોમાં વપરાયેલા ભાષાપ્રયોગો તથા છંદો એ સમયમાં પ્રચલિત નહોતા. તે અને એવી બીજી અનેક

સંગીન દલીલો બહુ વિસ્તારપૂર્વક અને ઝીણવટથી કરી સાક્ષર શ્રી નરસિંહરાવે એવું સિદ્ધ કર્યું છે કે એ નાટકો પ્રેમાનંદનાં હોઈ જ ન શકે. એ નાટકોને પ્રેમાનંદનાં કહેવાવાળા વિદ્વાનો પોતાના મતને જો કે વળગી રહ્યા છે, પણ તેમાંના કોઈ શ્રી નરસિંહરાવની સચોટ દલીલોનું ખંડન નથી કરી શક્યા.

પ્રેમાનંદ નાનપણમાં નિર્ધન હતા, પણ પાછળથી તે સારી સ્થિતિએ પહોંચ્યા જણાય છે. આજીવિકા માટે નંદરબાર સેવવું પડેલું એ તો એના કાવ્યોમાંથી જ મળે છે. નંદરબારના રાજાનો કવિ ઉપર સારો ભાવ હતો અને તેના તરફથી તેને ઠીક મદદ મળતી. તેના બીજા મિત્રો પણ તેને વખતોવખત મદદ આપતા રહેતા, એવુ તેના જીવનના કેટલાક પ્રસંગો ઉપરથી જણાય છે. પરંતુ પોતાને આશ્રય આપનાર કોઈની ખુશામત કવિએ કરી નથી. એ સંબંધમાં એક એવી વાત ચાલે છે કે કોઈ રઘુનાથદાસ ભગવાનદાસ નામે કવિનો પૈસાદાર પારેખ હતો. એને ત્યાં એનું ખાતુંપતરું રહેતું ને બંને સ્નેહી હતા. એક વાર પારેખે કહ્યું : 'કવિ, મારે માટે કંઈ કવિતા કરો તો ઠીક.' કવિએ જવાબ આપ્યો : 'કવિતાનું ખરું પાત્ર તો ઈશ્વર જ છે. માટે ઈશ્વર સિવાય કોઈની હું સ્તુતિ કરતો નથી.' શેઠ કહે : 'જો એમ હોય તો તમે નરસિંહ મહેતાની કવિતા કેમ કરી?' કવિ બોલ્યા : 'નરસિંહ મહેતા સંબંધી જે જે કાવ્યો મેં લખ્યાં છે તે માત્ર ઈશ્વરનો મહિમા ગાવા માટે છે. તમે જો એ કાવ્યો વિચારીને વાંચી જોશો, તો મારું કહેવું તમને ખરું લાગ્યા વિના રહેશે નહિ.' ધન્ય છે એ નિઃસ્પૃહતા અને સ્વાતંત્ર્યપ્રિયતાને!

ભાષાના ઉત્કર્ષને માટે પાઘડી નહિ પહેરવાની પ્રતિજ્ઞા પાળવા જીવનભર અથાગ શ્રમ કરનાર એ સાહિત્યપ્રેમીના જેવી જ નિર્મળ ભક્તિ સ્વભાષા પ્રત્યે રાખીને અને તેની બને તેટલી સેવા કરીને જ એ મહાકવિનું અને સ્વભાષાનું ઋણ આપણે ફેડી શકીએ. આપણાં વંદન હોજો એ વીર ભાષાભક્તને.

# રમણલાલ દેસાઈ



[ શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ વડનગરા નાગર બ્રાહ્મણ અને શિનોરના વતની છે. ૧૯૧૪માં બી. એ. અને ૧૯૧૬માં એમ. એ. થયા પછી વડોદરા રાજ્યની નોકરીમાં જોડાયા હતા. ૧૯૧૭થી એમણે લેખનકાર્ય શરૂ કર્યું હતું. ૧૯૨૦માં 'સંયુક્તા' નાટકથી તેઓ પ્રસિદ્ધિમાં આવ્યા. ૧૯૨૫માં 'શંકિત હૃદય' નામનું નાટક લખ્યું અને ત્યારપછી નવલકથાકાર તરીકે 'શિરીષ' ને 'કોકિલા' સયાજીવિજયની ભેટ તરીકે બહાર પાડી. પહેલાં તેઓ વડોદરા રાજ્યમાં નાયબ સૂબાના પદ પર હતા, અને ત્યારબાદ વડોદરામાં સરકારી પ્રકાશન વિભાગ સંભાળતા હતા. ત્યાંથી હવે તેઓ નિવૃત્ત થયા છે. તેમની કૃતિઓ ગુણ અને સંખ્યામાં ચઢી જાય છે.

નવલકથાકાર તરીકે તેમની કલમ ઝબકી ઊઠે છે. તેમની અનેક કૃતિઓમાં નીચેની વધારે ખ્યાતિ ધરાવે છે. જયંત, શિરીષ, કોકિલા, હૃદયનાથ, સ્નેહયજ્ઞ, પૂર્ણિમા, ઝાકળ, દિવ્યચક્ષુ, અંજની, શંકિત હૃદય, સંયુક્તા. તેમનાં નાટકો દૃશ્ય અને શ્રાવ્ય તરીકે સંયુક્ત રસવાળાં હોઈ વાચકોની જેટલી પ્રીતિ સંપાદન કરે છે એટલાં જ સફળ દૃશ્ય નાટક તરીકે પણ થયાં છે. તેઓ માનવસ્વભાવના અનુભવી અને સંવાદકળામાં નિષ્ણાત હોવાથી ધારી અસર ઉપજાવી શકે છે. ગણ્યાગાંઠ્યા નવલકથાકારોમાં તેમનું સ્થાન આગળ પડતું છે.

શ્રી. રમણલાલ દેસાઈની લેખનશરૂઆત નાટકથી જ છે. નવલકથાઓ લખવાના પ્રબળ સંજોગો ઊભા થયા નહીં હોત તો કદાચ તેઓ નાટકશૈલીને જ વળગી રહ્યા હોત—એવો એમનો પોતાનો જ એકરાર છે. સંયુક્તા, શંકિત હૃદય અને અંજની—આ ત્રણ નાટકો અનુક્રમે એમણે આપેલાં છે. આ

સિવાય બીજાં છ નાટકો 'પરી અને રાજકુમાર'ને નામે પ્રગટ થયેલાં છે. એ બધાંની ગણના કેમ થતી નથી એ પ્રશ્ન અધૂરો જ રહે છે.

નાટક એ સાહિત્યનો બહુ જ વિકટ વિભાગ છે. વર્તમાન ગૂર્જર રંગભૂમિના અનેક દોષો છતાં એમણે રંગભૂમિને અનુકૂળ આવે એવું દૃશ્ય–શ્રાવ્ય નહિ?–નાટક આપેલ છે. પશ્ચિમની વર્તમાન નાટ્યરચના બાબત શૉ, ગાલ્સવર્ધી અને ઈબ્સનના નમૂનાઓ પ્રમાણેની રચના જ સાચું નાટકનું સાહિત્ય છે એવો પૂર્વગ્રહ પણ આજે યુવાન વિદ્વાનોમાં બંધાઇ ગયેલો છે, એનો એમને ખ્યાલ છે. રંગભૂમિએ વિકસાવેલી technique–બાહ્યાકારમાં અનેક શક્યતાઓ છે. બાહ્યાકૃતિને ઘડવામાં કહેવાતાં જૂનાં સ્વરૂપો અને તદબીરોનો એમણે આશ્રય પણ લીધો છે.

## અંજની

[ સુખનું સ્વપ્ન આ નાટકમાં જીવન્ત બને છે. સુખ શોધતાં સ્ત્રીપુરુષોનું આમાં ભ્રમણ છે. ધનથી નિર્માલ્યતા ઉત્પન્ન થાય છે એ માન્યતાવશ ભમતા જયપ્રસાદને–ધનિકને–ગરીબનું કડક અને સંયમશીલ માનસ જ બચાવી લે છે. મૂડીવાદ સંસ્કૃતિનો ઘાતક નીવડયો છે. મૂડીવાદને કુમળા બનતાં, ઉદાર બનતાં, નિઃસ્વાર્થ બનતાં આવડશે તો મૂડીવાદીઓ કદાચ જીવી શકશે, નહિ તો 'ગરીબોની હાય' લોહને પણ ભસ્મ કરી નાખતી વધારે ને વધારે ઉગ્ર બનતી જશે. સહુને ન વહેંચાતું ધન શાપિત છે. કંઈક આવા વિચારોએ જન્માવેલું આ નાટક છે. સ્ત્રીને સ્વભાવથી જ હીરામાણેક બહુ ગમે છે અને એ ફસાય છે ત્યારે એ ચકમકતા પથ્થરો જ કારણભૂત હોય છે. નીચે આપેલો વિભાગ આ વાતની સાક્ષી આપશે.

સુખની શોધ એ સ્ત્રીપુરુષનો સનાતન પ્રશ્ન છે. 'અંજની'માં માનવતાની શોધ એ મહાપ્રશ્ન છે. ધનવૈભવ છતાં જયપ્રસાદ સુખી નથી. તેની બહેન અંજનીને મુનીમ બીખાલાલ પરણવા ચાહે છે. પ્રિયકાન્ત ગ્રૅજ્યુએટ છે, સંસ્કારી છે, પણ ગરીબ છે. તેની બહેન માલતી ગરીબાઈમાંથી સ્વર્ગ સર્જાવવા ચાહે છે. મુનીમ બીખાલાલે

તેની પુત્રી ચંપાને ભણાવે છે, પણ તે સારું કરવાના આશયથી. પ્રિયકાન્તને અંજની તેના શાન્ત સ્વભાવથી ચાહવા લાગે છે. તેની ખાતર તે તેનો ભોગ આપે છે. કેસરલાલ ગ્રેજ્યુએટ પણ બાહોશ અને નીતિજ્ઞ છે. ભીખાલાલ જેવા નીચને એ ઠેકાણે લાવે છે. આખરે જયપ્રસાદ ભિખારી બને છે, તે પહેલાં તેને કેસરલાલ ઉગારી લે છે. છતાં જયપ્રસાદને ગરીબાઈ જ પ્રસંદ છે. આખરે અંજની–પ્રિયકાન્ત, માલિની–જયપ્રસાદ અને ચંપા–કેસરલાલ પતિ-પત્ની બને છે.]

અંજની—હું પુરુષને છેતરી આવી કે મારી જાતને? સ્ત્રીઓને માથે એક આરોપ છે: તેમને ચમકતા શૃંગાર બહુ ગમે છે. હું એ આરોપ પુરવાર કરું છું કે પુરુષોને બનાવવાનો અધિકાર વાપરું છું? કોણ જાણે? આ પથ્થરની મમતામાં સ્ત્રીઓ જાત વેચી નાખે એ સંભવિત છે. પથ્થર પણ નહીં, હીરો તો કોલસો છે. એક જ ઘડતર છતાં કેટલો ફેર?

[ પ્રિયકાન્ત ટકોરો મારી અંદર પ્રવેશ કરે છે. ટકોરો સાંભળતાં બરાબર હાથરૂમાલ હીરા ઉપર નાખી હીરાને અંજની ઢાંકી દે છે.]

અંજની—(ઉતાવળમાં) પ્રિયકાન્ત! કેટલી મને ચમકાવી?

પ્રિય૦—હું બહુ દિલગીર છું...

અંજની—તારી દિલગીરીનો પાર જ આવતો નથી.

પ્રિય૦—માફ કરો, મિસ અંજની. અત્યારે હું આપને એક ચેતવણી આપવા આવ્યો છું.

અંજની—મારે તારી ચેતવણી સાંભળવી નથી. તું અહીં બેસ.

પ્રિય૦—બેસવાનો પણ સમય નથી...

અંજની—બીકણ! હું તને ખાઈ જવાની નથી. અને એક બે દિવસમાં તો હુંયે તારા સરખી ગરીબ બની જઈશ, એટલે

આપણે સરખી સ્થિતિમાં આવી જઈશું. તને ગમશે ને?

પ્રિય૦—ના. કોઈ પણ તવંગર ગરીબ બને એ હું ઇચ્છતો નથી. એ મહાકરુણ પ્રસંગ...

અંજની—હું એક વિચાર કરતી હતી. કોલસાનો હીરો બને તો સારું કે હીરાનો કોલસો બને એ સારું?

પ્રિય૦—કોણ જાણે? કોલસો તાપ આપે છે, ઉપયોગમાં આવે છે. હીરો શા કામમાં આવે છે તેની મને ખબર નથી.

અંજની—માનવીનું પણ એમ જ. ગરીબ વર્ગ જગતના ઉપયોગમાં આવે છે. ધનિકો જગતમાં શું ઉપયોગી કાર્ય કરે છે એ મને પણ સમજાતું નથી. પ્રિયકાન્ત, તને શું થવું ગમે? હીરો કે કોલસો?...નીચે શું સંભળાય છે?

પ્રિય૦—મિસ અંજની, વાત કરવાનો સમય નથી. મને સાંભળી લો. નીચે પોલીસના માણસો આવ્યા છે.

અંજની—પોલીસના માણસો? શા માટે? કોને માટે?

પ્રિય૦—તમારા જૂના મુનીમનો હીરો ચોરાયો છે. પોલીસ તમારા ઘરની તપાસ કરે છે.

અંજની—(સહજ વિચારમાં) મારા ઘરની? પ્રિયકાન્ત, એક કામ ન કરે?

પ્રિય૦—જરૂર. શું છે?

અંજની—પોલિસને પાંચેક મિનિટ તું રોકી ન રાખે?

પ્રિય૦—પ્રયત્ન કરી જોઉં.

અંજની—હું જન્મોજન્મ તારી આભારી રહીશ. જા, પોલીસને અટકાવી રાખ.

[પ્રિયકાન્ત જાય છે. જતે જતે અંજનીના મુખ તરફ જુએ છે. અંજનીની મૂંઝવણ તે પરખી જાય છે. જવાને બદલે તે

બારણાના પડદા પાછળ સંતાઈને ઊભો રહે છે. ]

અંજની—પુરુષને છેતરવા જતાં હું જ છેતરાઈ. ભીખાલાલ કાં તો લગ્ન માગશે કે કાં તો મને કેદમાં મોકલશે. ભીખાલાલ સાથે લગ્ન કરવું એ જીવતાં ચિતા ઉપર સૂવા બરોબર છે. અને કેદ...એ શરમ! એ બદનામી! એ નિષ્ફળ જીવન! એના કરતાં મૃત્યુ શું ખોટું? એક ક્ષણમાં આ તરફડતું હૃદય શાન્તિ પામી જાય!...પણ આ હીરો ફેંકી દઉં તો?

[ બારીમાં જુએ છે. ]

અંજની—નીચે પોલીસના માણસો ઊભા જ છે. હવે કેમ જિવાશે? મારા સંસ્કાર, મારું ભણતર, મારું કુટુમ્બ! એ સર્વને કલંકિત કરીને જીવવું એના કરતાં...ગરીબીમાં પ્રિયકાન્તને હું મેળવી શકીશ એ અભિલાષા જાગતી હતી. હવે!... પ્રિયકાન્ત પણ નહીં મળે...ધન સાચવી ન શકતા ધનિકોનાં કુટુમ્બને તેમના મુનીમો આમ ઉજ્જડ બનાવી શકે છે... પેલી આયોડીનની શીશી છે. પ્રભુ અનુકૂળ લાગે છે. મને એ સુખે મરવા દેશે.

[ આયોડીનની શીશી ટેબલ ઉપરથી લઈ ખુરશી ઉપર બેસે છે. અને ચારે પાસ નજર નાખી શીશી ઉઘાડી મુખ પાસે લાવે છે. એકાએક પ્રિયકાન્ત બહાર નીકળી આવી શીશી ઢોળાવી દે છે. ]

પ્રિય૦—અંજની, અંજની, આ શું કરો છો તમે!

અંજની—(અર્ધ બેભાન જેવી) હીરાના મોહનું પ્રાયશ્ચિત્ત કરું છું.

પ્રિય૦—ઝેર પીને?

અંજની—બીજો માર્ગ નથી. પોલીસ ક્યાં છે?

પ્રિય૦—હીરો બતાવો.

અંજનીઃ—આ રહ્યો.

[રૂમાલ ખસેડી હીરો બતાવે છે. પ્રિયકાન્ત હીરાને જુએ છે અને અંજનીના મુખ સામે જુએ છે. ભીખાલાલ, જયપ્રસાદ અને પોલીસનાં માણસો એકાએક ધસી આવે છે. પ્રિયકાન્ત હીરા ઉપર હાથ મૂકે છે.]

ભીખા૦—અહીં જ બરાબર તપાસ કરો. હીરો મળી આવશે. અંજની, એક વાત કહું.

[અંજની સાંભળતી નથી.]

પ્રિય૦—તપાસ કરવાની જરૂર નથી, હીરો આ રહ્યો.

ભીખા૦—લો ગુનેગાર પકડાય છે. મુદ્દામાલ કબજે કરો.

પોલીસ—હવે તમે કહો તેને પકડીએ.

ભીખા૦—અંજનીને. એ જ હીરો ચોરી ગઈ છે.

પ્રિય૦—ખબરદાર જો અંજનીનું નામ લીધું છે તો! હીરો મેં ચોર્યો છે અને તે મારી પાસેથી જ મળે છે! ગુનો થતો હોય તો તે મેં કર્યો છે.

ભીખા૦—તદ્દન ખોટું-નરાતાળ જૂઠું.

પ્રિય૦—સાહેબ, મને પકડી શકો છો. હું ગુનો કબૂલ કરું છું, મુદ્દામાલ તમને સોંપું છું, અને તમારે તાબે થાઉં છું.

જય૦–ભીખાલાલ, તેં મારી મિલકત પડાવી એનો મને જરાય શોક થતો નથી. પરંતુ મારી બેનને માથે આળ મૂકી તેને ફસાવવાની તેં કરેલી તજવીજ માટે તને શું કહુ?

ભીખા૦—આ હરામખોર નાહક વચ્ચે આવ્યો. એને તો એને. લેઈ લો પોલીસમાં. છતાં હું તો કહું છું કે અંજની આરોપી છે.

પોલીસ—તમે માત્ર અંજની ઉપર શંકા જ બતાવી છે. જ્યારે ગુનો કરનારો ગુનો કબૂલ કરે છે, ત્યારે અમારાથી અંજનીને પકડી શકાય નહીં.

ભીખા૦—ત્યારે અંજનીની સામેલગીરી માનો.

પોલીસ—માનવાનો પ્રશ્ન નથી. ચોખ્ખી કબૂલાત થાય છે. અમે તો ગુનેગારને જ પકડીશું. ચાલો.

[ પ્રિયકાન્તને હાથ કડી કરે છે. ]

અંજની—એને શા માટે હાથકડી કરો છો? પ્રિયકાન્ત, મારી એક વાત સાંભળ.

પોલીસ—પાંચ મિનિટ વાત કરવી હોય તો કરવા દો.

ભીખા૦—એક મિનિટ પણ નહીં. એ ભયંકર કાવતરું કરશે.

[ કોઈ સાંભળતું નથી. જયપ્રસાદ શાન્તિથી જોયાં કરે છે. ભીખાલાલ ગુસ્સે થાય છે. પ્રિયકાંત હાથકડી સાથે અંજનીની પાસે આવે છે. અંજની તેને ખભે હાથ મૂકી સહજ આગળ લાવે છે. બન્નેના મુખ ઉપર પ્રકાશ પડે છે. ]

અંજની—(ધીમેથી) પ્રિયકાન્ત, આમ પારકો આરોપ માથે લેવાનું કારણ?

પ્રિય૦—(ધીમેથી પરંતુ મક્કમપણે) સ્ત્રી પવિત્ર છે, પૂજ્ય છે. એ કદી ગુનો કરતી નથી; ગુનો કરતી દેખાય તો તે પુરુષના અણઓળખ્યા ગુનાની પ્રતિબિમ્બ તરીકે. જગતની કોઈ પણ સ્ત્રી ઉપર આરોપ મુકાય તે પહેલાં જગતના સઘળા પુરુષોએ આપઘાત કરવો જોઈએ.

અંજની:—પ્રિયકાન્ત !...પ્રિય...

[ પ્રિયકાન્તના જ બંધનવાળા હાથમાં બેભાન થઈ જાય છે.]

## સ્વાધ્યાય

૧. સમાજવાદની સરણીએ આ વિભાગ આલેખાયેલો છે, એમ લાગે છે? ક્યાં? વાક્યો ટાંકી નક્કી કરો.

૨. શ્રાવ્ય કરતાં દૃશ્ય નાટક તરીકે આ વધારે શોભે—આ હકીકતને સમર્થન મળે એ રીતે ચર્ચા કરો.

૩. શ્રી રમણલાલ દેસાઈને શ્રી કનૈયાલાલ મુનશી તથા શ્રી ધૂમકેતુની નવલકથાઓ સાથે મૂકી ઉત્તમ નવલકાર તરીકે ચર્ચા કરો.

# રતિલાલ મો. ત્રિવેદી



[ શ્રી. રતિલાલ મોહનલાલ ત્રિવેદી શ્રીમાળી બ્રાહ્મણ અને રાણપુરના વતની છે. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ ધ્રાંગધ્રામાં એમના મામાને ઘેર પૂરું કરી અમદાવાદની ગુજરાત કૉલેજમાંથી સને ૧૯૧૭માં બી.એ.ની પરીક્ષા ઑનર્સ સાથે સંસ્કૃત અને અંગ્રેજી વિષયો લઈ પસાર કરી. ત્યાર પછી કેળવણીનાં વિવિધ ક્ષેત્રોમાં કામ કરી દસેક વર્ષથી ધી ન્યુ એજ્યુકેશન હાઈસ્કૂલના પોતે પ્રિન્સિપાલ છે. અને અત્યારે મુંબઇ યુનિ.ની સેનેટના સભ્ય છે. શિક્ષકજીવન છતાં હૈયે હિન્દની સંસ્કૃતિના શ્વાસોચ્છ્વાસની ધમણ સતતપણે ચાલ્યા કરે છે. સાહિત્યસેવા તેમની ધગશ છે. તેમના સાહિત્યજીવનનો પરિચય આપતી કૃતિઓ અત્યંત ઉપયોગી અને મહત્ત્વની છે. હિન્દનાં વિદ્યાપીઠો, પ્રવાસનાં સંસ્મરણો, સ્મૃતિ અને દર્શન, આદ્યકવિ વાલ્મિકિ, 'આનંદશંકરભાઇ' વગેરે તેમની સુપ્રસિદ્ધ કૃતિઓ છે.

## આદિવાહન ગાડું

ગાડાની જાતે કરેલી મુસાફરીનું એક જૂનું સ્મરણ યાદ આવે છે. અજવાળી દૂધ જેવી ચૌદશની રાત્રિ હતી. આકાશમાં કોઈ કોઈ સ્થળે તારાઓ શાન્ત અને સ્થિર તેજે ચમકતા હતા. લગભગ મધરાતે ચાળીસ પચ્ચાસ જેટલાં ગાડાંઓ, એક પછી એક હારબંધ, પશ્ચિમ મહાસાગરના કાંઠે આવેલા પ્રભાસપાટણથી સરસ્વતીના તીરે ઊભેલા પીપળાના વૃક્ષની યાત્રાએ નીકળ્યાં હતાં. આ ઝાડના મૂળ પાસે જ સમાધિમાં બેઠેલા શ્રીકૃષ્ણ ભગવાન પારધીનું બાણ વાગવાથી દેહત્યાગ કરી સ્વધામ સીધાવ્યા હતા. શ્રીકૃષ્ણની આ અવસાનભૂમિ અનેક ગૂજરાતીઓ અને ભારતવાસીઓની શતકો થયાં યાત્રાભૂમિ

બનેલી છે. અમે એ રાત્રે ગાડાદોડની જે મજા અનુભવી છે, તે ગાડામાં રહેલી ઝડપની શક્તિનો બહુ ઊંચો ખ્યાલ આપે છે. મનુષ્ય ધીમા અને હળવા વાહનમાં બેસીને પણ કેટલો ઊંચે ઊડે છે!

ગાડાનો રસ્તો બધે ઠેકાણે સ્વચ્છ, સીધો કે સપાટ નહોતો. કેટલેક ઠેકાણે માર્ગમાં કાદવ હતો અને ઘાસ વેરાયું હતું. કોઈ કોઈ ઠેકાણે ઝાંખરાં અને ઝાડની ડાળીઓ પણ માર્ગને આંતરતી હતી. પરંતુ ગાડું હાંકનારાઓ રંગમાં હતા. બળદ પણ મસ્તીમાં હતા. બેસારુઓ પણ વેગથી વૈકુંઠમાં વાસ કરવા તત્પર હોય તેમ હવાઈ ઝડપથી પીપળે પહોંચી જવામાં સામેલ હતા. સહુનાં ચિત્ત ચગડોળે ચઢયાં હતાં. સહુનો કાબૂ ગયો હતો. સહુ મસ્ત બન્યા હતા. વેગ વેગ અને વેગ એ સિવાય કોઈના મનમાં બીજો ખ્યાલ સરખોયે નહોતો. કોઈને કશી દરકાર નહોતી. કોઈને કશી ચિંતા નહોતી. ગાડાના કે પોતાના પિંડના ભાંગીને ભૂકા થાય તો પણ ઝડપ બિલકુલ ઓછી કરવી નહિ, એ નિશ્ચયમાં સહુ સંમત હતા. પોતાનું ગાડું પાછું પડે જ નહિ, એવી હાંકનારની, બળદની અને બેસારુની પૂરેપૂરી ચીવટ હતી.

બળદની સાથે બેઠેલાઓનાં મન પણ પૂર ઝડપથી દોડતાં હતાં. ક્યાં દોડે છે તેની કોઈને ખબર રહી નહોતી, લેશ પણ પરવા નહોતી. માત્ર પૂરજોશમાં જઈએ છીએ કે કેમ, એ એક જ પ્રશ્ન અન્તરમાં રમતો હતો. મોક્ષ મેળવવામાં આ સિવાય બીજી ચિત્તવૃત્તિ કેમ ચાલે? વાળ સળગ્યા હોય અને જેટલી ઝડપથી જળાશય તરફ દોડી જાય છે અથવા છાતીમાં તીર વાગ્યું હોય કે બંદૂકની ગોળી વાગી હોય એ કઢાવવા જેટલી આતુરતા માણસને હોય છે તેટલી આતુરતાથી, તેટલા વેગથી અમે સહુ પ્રાચી પીપળા તરફ દોડતા હતા. જો જરા પણ વેગ ઓછો થતો જણાય તો અમે 'દોડો દોડો!' એવા જોરથી પોકારો કરતા હતા. અમારી આ ઝડપ ડર્બી કે મુંબાઈ કે પૂનાની કોઈ પણ ઘોડદોડ કરતાં ગુણમાં ઊતરતી નહોતી; અરે! ખરેખર ચઢિયાતી હતી. અમારી ગાડાદોડ પાસે

'બોટ રેઇસ' કે 'મોટર રેઇસ' કે 'એરોપ્લેઇનની રેઇસ' પણ ખાસ હિસાબમાં નહોતી. એ બધામાં રહેલા જાનમાલના જોખમથી પણ વધારે જોખમ ખેડવાનો અમારો આખર સુધીનો નિર્ધાર હતો. હવે અમે ઝંઝાવાતના તીવ્ર વેગે જતા હતા.

કોઈ ઊંચીનીચી નક્કર જમીન ઉપર ઊછળતું, અથડાતું પછડાતું અમારું ગાડું આગળ ને આગળ ધસતું હતું. એની ગતિમાં સહસ્ર મૃત્યુની એક સામટી શક્તિ હતી. એના ધોરીની ઘંટડીઓમાં કરાલ કાલનો ઘંટાનાદ સંભળાતો હતો. એના પૈડાના પછડાટમાં આગના અંગારા ચમકતા હતા. એટલામાં એક ગાડાવાનના હાથમાથી ચાબૂક છટક્યો! એ લેવા એણે હાથ લંબાવ્યો ત્યાં તો એ પાસેની વાડ પાસે ઉથલી પડ્યો. 'રોકો રોકો'ની છાતીફાટ ચીસો ઉપરાઉપર સંભળાઈ. એક પછી એક ગાડાની હાર આગળ ચાલતી અટકી ગઈ.

બેસારુઓ ફલંગો મારી ગાડા ઉપરથી ઊતરી પડ્યા. બેચાર જણાએ આગળ ચાલી જુવાન ગાડાવાનને ઊચકી એક ગાડામાં સુવાડ્યો. એ મૂર્ચ્છિત બન્યો હતો. પાણી છાંટ્યા પછી થોડીક વારે એ શુદ્ધિમાં આવ્યો. એણે ધીમે ધીમે નેત્ર ઉઘાડ્યાં અને 'કાંઈ નથી' એમ કહી સહુને નિશ્ચિંત કર્યાં.

ગાડાંઓ મન્દ અને ધીર ગતિએ આગળ ચાલ્યાં. અમારું રમઝિયું ગાડું મોડું મોડું પ્રભાતમાં પ્રાચી પહોંચ્યું.

આકાશ સામે મીટ માંડી ત્યાં તો બાળસૂર્યનાં કિરણો ખડખડાટ હસવા લાગ્યાં.

### સ્વાધ્યાય

૧. ગાડું આદિવાહન કેમ? ગાડાની મુસાફરી કરી હોય તો તેનું વર્ણન આપો.

૨. ઘણું બદલાયું, પણ ચીલો નથી બદલાયો: સમજાવો.

૩. શ્રી રતિલાલ ત્રિવેદીએ વર્ણવ્યા મુજબનું વર્ણન તમારી ભાષામાં આપો.

# નવલરામ જ. ત્રિવેદી



[ સ્વ.. નવલરામ જગન્નાથ ત્રિવેદી (સન ૧૮૯૫-૧૯૪૪) વઢવાણ સીટીના વતની અને જ્ઞાતિએ ઔદિચ્ય બ્રાહ્મણ હતા. ૧૯૨૦માં તેઓ બી. એ. થયા ત્યારથી અમદાવાદની 'લાલશંકર ગુજરાત મહિલા પાઠશાળા'માં અધ્યાપક તરીકે હતા. ૧૯૧૯માં એમ. એ. થયા. સાહિત્ય, સમાજશાસ્ત્ર અને રાજકારણ તેમના વિશિષ્ટ વિષયો હતા. બંગાળી, મરાઠી, હિંદી અને સંસ્કૃતનો તેમને સારો પરિચય હતો. સાહિત્યની દૃષ્ટિએ તેમનામાં ઊંડો મર્મ અને અભ્યાસ હતો. ગુજરાતી સાહિત્યના પહેલા વિવેચક શ્રી નવલરામના નામરાશિ શ્રી ત્રિવેદી એટલા જ ઝળકી ઊઠયા હતા. 'ગુજરાતી સાહિત્ય સભા' તરફથી તેઓ ૧૯૩૫ની સાલના ગ્રંથસ્થ વાઙ્મયના સમીક્ષક નીમાયા હતા. એ વસ્તુ બતાવી આપે છે કે એક સાહિત્યકાર તરીકે તેમનું ગુજરાતી આલમમાં કેટલું ઊંચુ સ્થાન હતું. ગણ્યા-ગાંઠયા વિવેચકોમાં તેમનું સ્થાન નિયત હતું. સાહિત્ય અને શિક્ષણને ઘનિષ્ટ સંબંધ છે અને તે સ્વ. ત્રિવેદીએ સિદ્ધ કરી આપ્યું હતું. વળી શ્રી. ત્રિવેદી કર્વે અને મુંબઈ યુનિવર્સિટીમાં ગુજરાતીના પરીક્ષક નીમાતા હતા. તેમની કૃતિઓ કારાવાસની કહાણી, બોટાદકરનાં કાવ્યો, શિક્ષણનું રહસ્ય, સમાજ સુધારાનું રેખાદર્શન, કેટલાંક વિવેચનો, કેતકીનાં પુષ્પો વગેરે મૌલિક વિવેચન અને સર્જન બતાવી આપે છે. માનસશાસ્ત્ર, ગ્રામમાતા, હૃદયત્રિપુટી, જયંતી વ્યાખ્યાનો, 'શામળનું વાર્તા સાહિત્ય,' કલાપી, પરિહાસ, શેષ વિવેચન, બુદ્ધિપ્રકાશ (નેવું વર્ષના તેના અંકોનું દોહન) આ તેમની સંપાદિત કૃતિઓ છે. શ્રી ધૂમકેતુએ યથાર્થ કહ્યું છે કેઃ--"મારે જ્યારે જ્યારે કોઈ ઐતિહાસિક ઘટના સંબંધી માહિતી જોઈતી હોય કે કોઈ બાબત અંગે મને શંકા ઉદ્ભવે ત્યારે ત્યારે નવલરામભાઈ પાસે હું જતો, અને મને જરૂરી માહિતી મળતી. મારી કૃતિઓમાં પણ મારે ચોકસાઈ રાખવી પડતી; કારણ કે, હું જાણતો હતો કે જરા પણ હકીકતદોષ થયો તો તે જોનાર વિવેચક ગુજરાતમાં છે." નીચેની વાર્તા 'કેતકીનાં પુષ્પો'માંથી લીધેલી છે. ]

# ઉજાણી

ઉજાણીએ જવું કોને ન ગમે?

કોને શું? અમારા તાપીશંકર માસ્તરને.

વાત આમ બની.

તાપીશંકર ભાવનગર તાબે લીલિયાના તપોધન બ્રાહ્મણ, પણ રાજકોટની મેલ ટ્રેનિંગ કૉલેજના સીનિયર અને વળી મેડલિસ્ટ એટલે એમણે તો મુંબાઈની મ્યુનિસિપાલિટીમાં માસ્તરની નોકરી લીધી. સવારસાંજ ટ્યુશનો આપે, અને બપોરના નિશાળ ભણાવે; આમ સોનો મહિનો પાડે. એક વખત એમના મનમાં ધૂન ભરાઈ આવી: "સાળું આખી જિંદગી આમ ગદ્ધાવૈતરું જ કર્યાં કરવું? યુરોપિયનો જુઓ, પારસીઓ જુઓ! કેવી જિંદગીની મજા ભોગવે છે! એક સોગીઆ આપણે હિંદુઓ! કાલે રવિવાર છે; બસ ઉજાણીએ જવું."

"સાંભળ્યું કે?"

"શું કો સો?" શિવકોર ગોરાણી તાડુકયાં.

"આ કાલ્ય છે રવિવારની રજા, તે મારો વિચાર તો કૈં મોજ કરવા જવાનો છે."

"શી મોજ?"

"તું જ ધાર્ય ને?"

"શું ધારું કપાળ? ભાંગ્ય પીવી છે?"

"ના, ના, એથીયે સારું."

"ત્યારે શું ચોપાટીએ નાવા જવું છે?"

"અરે ના, ના, એથીયે કંઈક વધારે."

"કે'દીના કો'સો તી ફીલીટ સાંટીને પથારીમાંથી માંકડ મારવા સે !"

"કલ્પના ખોટી નથી; પણ હજુ જરા આગળ વધો." વર્ગમાં કોઈ ઠોઠ વિદ્યાર્થી ઉપર પોતાની સર્વ શિક્ષણકળા અજમાવતા હોય તેવો ઉત્તેજનનો ભાવ મુખ પર લાવી તાપીશંકરે કહ્યું.

"ઝટ ભસી મરો ને," શિવકોરે કંટાળીને કહ્યું, "કે લાડવા ખાવા સે?"

"કાંઈક એવું જ, પણ માત્ર એ જ નહિ," તાપીશંકરે માસ્તરગીરી પૂરેપૂરી પ્રકટાવતાં કહ્યું.

"ડોળ મૂકીને સીધેસીધું કઈ નાખો ને."

"જો ત્યારે સહજીવનનો લ્હાવો લેવા માટે તલસતા આ જિગરે સહભોજન અને તે પણ વનભોજનની યોજના કરી છે."

"એ વળી શું બકયા ?

"એટલું પણ ન સમજ્યાં ?" માસ્તરે મુખમાં મીઠાશ મૂકી કહ્યું, "વનભોજન ઉર્ફે ઉદ્યાનભોજન યાને ઉજાણી."

"ઉજાણીએ જાવું સે ?"

"હાસ્તો."

"ખરસ કેટલું થાશે ?"

"ટ્રામભાડું તથા પૂરી, મગજ, શાક, બચ્ચાંઓ માટે દૂધ વગેરે મળી પાંચેક રૂપિયા."

"પાંસ રૂપિયા ?"

"હા."

"પાંસ રૂપિયામાં તો શ્યાર સાયલાં આવે. એવા પાંસ રૂપિયા નાખી દેવાના નથી. તમે કે'દીના વળી ફતંગ દીવાળિયા થિયા."

"અરે જરા વિચાર કર્ય. જીવ્યાથી જોયું ભલું. મુંબઈ આવ્યાં વરસ થવા આવ્યું પણ તેં કાંઈ જોયું છે! નથી જોયું બોરીબંદર, કે નથી જોઈ ક્રાફર્ડ માર્કેટ; નથી માણી પાલવાની મજા કે નથી નિહાળી ચોપાટીની શોભા. લલીના લગન ટાણે લીલિયા જઈશું, અને કોઈ પૂછશે કે અલી શિવકોર તેં મુંબાઈમાં શું જોયું, તો જવાબ શું દઈશ? પાંચ રૂપિયે કાંઈ પૈસાદાર નથી થઈ જવાના, માટે મારું મન તો કહે છે કે ઉજાણીએ તો જાવું."

"ભલે ત્યારે તમારી મરજી, ધણીનું કોઈ ધણી છે?" પોતાના પતિના વાક્ચાતુર્ય અને વહાલ પર મુગ્ધ થઈ છેવટે મોં મલકાવતાં શિવકોરે કહ્યું.

રવિવારે સવારના સાતથી તાપીશંકરની ઓરડીમાં શોરબકોર થઈ રહ્યો. "ઉજાણી, ઉજાણી" કરી બાળકો નાચવા લાગ્યાં. લલી, ધની, છોટુ, શિવો અને બાબુ–બધાંને તાપીશંકરે શિવકોરની ખાસ શૈલીમાં કહીએ તો "ધમાર્યાં." શિવકોરે છોકરીઓનાં માથાં હોળ્યાં, અને પતિપત્ની બરાબર બાર વાગે તૈયાર થઈ ખોલીમાંથી બહાર નીકળ્યાં.

"અરે મારા ભાઈ, જરા સંભાળીને પગ મૂકો ને," ટ્રામમાં ચાલવાની જગા પર મૂકેલ ખાવાની પોટલી પર કોઈએ ધબ દઈને પગ મૂક્યો, તેની સામે વિરોધ દર્શાવતાં શિવકોરે છણકો કરી કહ્યું, "મારા ભાતાંનો ભાંગીને ભૂકો કરી નાખ્યો."

"હવે તમારે એ કાંઈ કામમાં આવનાર નથી, ગોરાણી!" જેના રૂવેરૂંવામાં "ગોરાણીપણું" પ્રકટી નીકળ્યું હતું એવી શિવકોર સામે જોઈ એક દરજી જેવા દેખાતા પુરુષે કહ્યું: "એ તો હરિજન છે."

"હ્યો તમારી ઉજાણી," શિવકોરે પતિને પગવતી પોટલી બતાવતાં કહ્યું, ઈ ઢેઢનું અડેલું હવે મારે થોડું ખપ આવશે?"

ટ્રામનો આખો રસ્તો શિવકોરનું મોં ચઢેલું રહ્યું. ઊતર્યા પછી પોટલું પકડેલ તાપીશંકરથી શિવકોર આગળ ને આગળ ચાલવા લાગી. ચોપાટીની રેતીમાં 'હા'શ' કરી અંતે મારતર બેઠાં. શિવકોરે પણ બાળકોની સાથે સાથે દૂર પડાવ નાખ્યો. બાળક તો "ભૂખ લાગી

છે, ભૂખ લાગી છે," કરવા લાગ્યાં. તાપીશંકરે ડરતાં ડરતાં કહ્યું:

"બચ્ચાંઓને દૂધ પીવડાવવામાં શો વાંધો છે? અને ભાતું પણ દૂધમાં જ કરેલું છે."

"ઈ કૈં કામ નો આવે. ફેંકી દ્યો દરિયામાં અને તમે પણ જઈને લૂગડાં બોળતા આવો."

પત્નીની સૂચનાનો અમલ કરી, ભીના ધોતિયાભેર આવી તાપીશંકરે પ્રાર્થના કરી: "બચ્ચાંઓ માટે કાંઈક ખાવાનું અને દૂધ ભૈયાની દુકાનેથી લઈ આવું?"

"એવા તે કેટલાક પૈસા તમારા ગુંજામાં ભર્યા'તા? હોય તો જાવ."

"ચૌદ આના છે," કહી નીચું જોઈ માસ્તર ચાલ્યા.

"ચોકખું દૂધ કેમ આપ્યું?"

"બાર આનેકા શેર."

"બાર આને શેર?"

વીલા મોંએ તાપીશંકરે આવી પત્નીને વીતક વાત સંભળાવી અને પૂછ્યું: "હવે શું કરીશું?"

"વળી શું કરવું કેમ? જેવા આવ્યા એવા હાલો પાસા ઘર ભેળા થઈ જાંઈ."

ચુકાદો સંભળાવી, રડતા બાબુને ચોંટીઓ ભરી કાખમાં નાખી શિવકોરે ઝડપથી ચાલવા માંડ્યું. તાપીશંકરે પણ શિવાને તેડી અનુસરણ કરવા માંડ્યું. બાળકો વીલે મોંએ પાછળ ઘસડાયાં.

રાતના આઠ વાગે ઘેર પહોંચ્યા, ત્યારે તાપીશંકર તો ભૂખ્યો ડાંસ થઈ રહ્યો હતો. પણ કેમ બોલાય! શિવકોર તો દીવો પણ કર્યા વિના લાંબી થઈને સૂતી. બાળકોને સુવાડી અંબાશંકર પણ પથારીમાં પડ્યો. રાત્રે ઊંઘમાં તે લવતો હતો, "ઉજાણી...ઉજાણી...વોય રે ઉજાણી."

પણ તે સાંભળનાર ત્યાં કોઈ ન હતું.

# અંબાલાલ ના. મિસ્ત્રી



[ શ્રી. અંબાલાલ નાથાલાલ મિસ્ત્રી ગૂજરાતના સાહિત્યકારોમાં ધ્યાન ખેંચે તેવું વ્યક્તિત્વ ધરાવનાર છે. એમણે સરવાળે લખ્યું છે બહુ જૂજ, પણ જેટલું લખાયું છે તેટલું પંકાયું છે. તેઓ જ્ઞાતિએ ગૂર્જર સુથાર અને દહોલના વતની છે. તેમનો જન્મ કલોલમાં જ ઇ. સ. ૧૮૯૮ મા થયો હતો. તેઓ ઇંગ્લિશ ઓનર્સ સાથે બી. એ. થયા પછી ગૂજરાત કોલેજના સાહિત્યના દક્ષિણા ફેલો નિમાયા હતા, અને લોર્ડ રે પ્રાઇઝ તથા જસ્ટીસ ભાંડારકર પ્રાઈઝ મળ્યાં હતાં. તેઓ કાયદાનો અભ્યાસ કરી એલ-એલ. બી. થયા છે. પહેલાં તેઓ પાલીતાણા સંસ્થાનમાં સિવિલ તથા ક્રિમિનલ કોર્ટના ફર્સ્ટ કલાસ મેજિસ્ટ્રેટ હતા, પણ અત્યારે સૌરાષ્ટ્ર સરકારમાં રાજકોટમાં આ જ સ્થાને છે.

તેઓ સાહિત્યસર્જનની સુંદર શક્તિ ધરાવે છે; પણ રાજકાજની ધમાલ તેમની એ શક્તિને આવરી બેઠેલી જણાય છે. પાત્રસર્જન ઉપર તેમનો કાબૂ અજોડ છે. કળા અને કળાસ્વામીઓનો પરિચય આપતાં કલમમાંથી આપોઆપ ખમીર પ્રગટતું જણાય છે. તેમનાં પ્રગટ થયેલાં પુસ્તકોમાં રૂદ્રમાળ, હીરાભાગોળ, બે દેરીઓ અને સોલંકીયુગની કીર્તિ-કથાઓ મુખ્ય છે.]

## હીરાભાગોળ

સંધ્યાકાળનો દરબાર રાજાએ મુલતવી રાખ્યો.

અંધારી રાતના બાર વાગી ગયા હતા. પૂર્વદ્વાર તરફ કાંઈક ઝાંખો પ્રકાશ જણાતો હતો. જે કલા પર રાજા વારી ગયા હતો, એ કલાકૃતિની નજીકમાં, બુરજમાં, અંદરની બાજુએ કંઈક ખોદાતું હતું.

મજૂરો કામ કરી રહ્યા હતા. બે કડિયાઓ જોવા ઊભા હતા. બે મજબૂત માણુસો એક કાળા વસ્ત્રમાં વીંટેલી વ્યક્તિને પકડી ઊભા હતા.

એક રાક્ષસ જેવા જણાતો માણસ સૌને સૂચનાઓ આપતો હતો. નવા બુરજના પત્થરો મહામહેનતે ખસવા લાગ્યા અને આખું માણુસ સમાય તેવું બાંકોરું ખોદાયું. એ બાંકોરું પેલી કાળા વસ્ત્રોમાં છૂપાવેલી વ્યક્તિની કબર બનવાની હતી.

પોલાણ પૂરતું ખોદાતાં, પેલા રાક્ષસે આજ્ઞા કરી; ને પેલા રક્ષકોએ હીનભાગી માણસને પકડી અંદર ઊભો રાખ્યો. તડફડાટ કરવાનીયે એને જાણે પરવા ન હોય તેમ મડદા માફક તે ઊભો જ રહ્યો.

સૂચના મળી અને ભીંત ચણાવા માંડી. કડિયાના મોં પર નારાજી હતી. પરંતુ પેલો રાક્ષસ ઘૂરકતો; ને એમનાં ઓજાર યંત્રવત કામ કરતાં હતાં. પેલા હીનભાગી માણુસના પગ ડૂબ્યા, કેડ આવી, હાથ દબાવા લાગ્યા—છાતીએ ચણુતર પહોંચ્યું.

ડોક સુધી આવતાં રાક્ષસ બોલ્યો: "ઊભા રહો, એનું માથું ખુલ્લું કરો ને મોંમાંથી ડૂચો કાઢો. જોઈએ એ જીવે છે?"

એણે જાતે જ ઊંચા ચડી વસ્ત્રપટ ખસેડી નાખ્યું; બંધન દૂર કર્યું; મોંમાથી ડૂચા કાઢી નાખ્યા ને બોલ્યો: "કેમ હવે માનવું છે કે નહિ?"

મશાલ ઊંચી કરવામાં આવી ને કડિયાઓએ ઝીણી ચીસ પાડી.

ઓજાર એમના હાથમાંથી પડી ગયાં. એમણે એ કમનસીબ માણુસને ઓળખ્યો. એ જીવતાં ચણાતો માણસ હીરાધર હતો. જે કલાકારે અપૂર્વ કલા ઉપજાવી કિલ્લો તૈયાર કર્યો હતો, એમાં જ એ ચણાતો હતો.

ગુજરાતના નરેશને આ ઘટના કલંકિત કરનારી છે, પણ કલંક તો એના નસીબે જડ્યું હતું. રાત્રે રાજાએ હીરાધરને તેડાવ્યો હતો;

અને નિસ્પૃહી છતાં કંઈક અવનવી આશામાં હીરાધર, શુકનઅપશુકન થયાં છતાં, ત્વરિત ગતિએ રાજદ્વારે ગયો હતો.

આખા દિવસના વિચારોથી ગમગીન બનેલો રાજા એકદમ બોલ્યો : "હીરાધર ! મારી એક આજ્ઞા છે અને તારે તે પાળવાની છે. કોઈ બીજાની ખાતર તારે ટાંકણું પકડવું નહિ, એ વચન હું માગું છું."

હીરાધર આ માગણીથી ચમક્યો. એને આશ્ચર્ય થયું. "મહારાજ ! હું સમજી શકતો નથી. કારીગરનો દીકરો જ્યાં કામ મળે ત્યાં કામ કરી શકે."

"કામ આપીશ."

"તો રહીશ, મહારાજ !"

"આખી જિંદગી સુધી !"

"મારું દિલ ગોઠશે ત્યાં સુધી, મહારાજ !"

"એટલે ?"

"રાજાધિરાજ ! માણસને નવીનતા ગમે છે. મનનો વિશ્વાસ નથી હોતો. અમારાં કારીગરોનાં મન તો બહુ ચંચળ હોય છે. સ્વર્ગસમું સુખ હોય પણ દિલ ઊઠી જતાં કામમાં રસ નથી રહેતો; અને કામ વગર અમે રહી શકતા નથી."

"મારે તારું તત્ત્વજ્ઞાન ન જોઈએ. ઇચ્છા–અનિચ્છાનો સવાલ નથી, તારો હાથ મને વેચવાનો છે. આજે તારે પ્રતિજ્ઞા લેવી જ જોઈએ કે હીરાધર પાટણપતિ સિવાય અન્યનું કામ કરી શકે નહિ."

રાજાએ હક્ક હોય તેમ દમામથી વાત કરવા માંડી. હીરાધરનો આત્મા ઉશ્કેરાવા લાગ્યો.

"મારો હાથ, રાજાધિરાજ ! મારો હાથ મારી મિલકત છે. એને વેચવી ન વેચવી મારી મુનસફીની વાત છે. દર્ભાવતીના કિલ્લાનું

કોતરકામ માથે લીધું, ત્યારે આખી જિંદગીભરનું ગુલામીખત લખી નથી આપ્યું. મહારાજ! હું મારો હાથ વેચવા નથી માગતો." ધીમેથી પણ દૃઢતાથી હીરાધર બોલ્યો.

"તો કાપીને જુદો કરીશ," ક્રોધથી તાડૂકી રાજા બોલ્યો. રાજાએ રાજત્વ ગુમાવવા માંડયું.

"તો ઠૂંઠો હાથ લઈ દેશમાં ભમીશ ને સોલંકી સિદ્ધરાજના ઉદાર બદલાનો ઢંઢેરો પોકારીશ." હીરાધર વધારે તોફાને ચઢયો.

"તે પહેલાં જીભ તાળવે જડી દઈશ," રાજાની આંખમાં ખૂન આવવા માંડયું.

"તો છાતીએ તકતી લટકાવી આપનો કીર્તિલેખ સૌને વંચાવીશ. રાજાધિરાજ! ડરાવીને તમે મને ડગાવી શકશો નહિ."

રીસથી હોઠ દાબી હીરાધર તાકી રહ્યો.

સિદ્ધરાજના દિલનો દાનવ ત્રાડ પાડી ઊઠયો: "ડગીશ નહિ તો જીવતો દાટીશ! હીરાધર, તું કોની સાથે વાત કરે છે તેનું ભાન છે?"

"યાદ છે, રાજા! કલા વેચીને ગુલામ બન્યા કરતાં જીવતાં દટાવું હું વધારે પસંદ કરીશ. હું કોણ છું એ જાણો છો? મારા પૂર્વજોએ મોટા સમ્રાટોનાં આમંત્રણોનેયે ગણકાર્યાં નથી. એમનો વંશજ શું પાટણપતિના દમામથી પોતાનો હાથ હંમેશ માટે વેચશે? કલા સ્વતંત્ર રહેવા સર્જાઈ છે—એનાં વેચાણખત ના હોય."

"મોત જ તારું પોકારે છે. ઉદ્ધત જુવાન! જે દ્વાર તેં રચ્યું છે તે જ તારી કબર બનશે. હજી માને છે?" રાજાએ છેલ્લો પ્રશ્ન કર્યો.

"ભલે—એમ જ થવા દો. પ્રભુએ આપેલી સત્તાનો ઉપયોગ એમાં લાગતો હોય તો તેમ થવા દો." સ્પષ્ટ તિરસ્કારથી હીરાધર બોલ્યો.

સિદ્ધરાજે બૂમ પાડી. એક રાક્ષસ જેવો માણસ અંદર આવ્યો. રાજાએ એને ક્રૂર હુકમ આપ્યો અને બોલ્યો : "લઈ જાઓ. પ્રભાત પહેલાં એ આ દુનિયામાં ન હોવો જોઈએ."

"ઠીક બદલો આપ્યો, ગુજરાતના રાજા !" હીરાધર બોલ્યો. આગળ કંઈક બોલવા જતો હતો ત્યાં પેલો રાક્ષસ તેને પકડી બહાર ખેંચી ગયો અને ત્યારપછી તો આપણે એને એના વાંક માટે ડોક સુધી ચણાતો જોયો.

કડિયાઓ હબકી ગયા; ને એમનાં હથિયાર હાથમાંથી પડી ગયાં. રાક્ષસ ચીડાયોઃ એણે એમને પાછળથી બે ઠોંસા માર્યા–એ જેવાતેવા નહોતા. હીરાધરને સંબોધી બોલ્યો : "કેમ ચૂપ થઈ ગયો એટલી વારમાં ?"

હીરાધરની બીડેલી આંખો સહેજ ઊઘડી, હજી એ ભાનમાં હતો. એ બોલ્યો : "નરપિશાચ ! તારી સાથે અત્યારે બોલવાનું નહોય; છતાં તારા રાજાને કહેજે કે હીરાધર એની કબરમાંથીયે પોકારશે કે પૂર્વદ્વાર તો એના જ નામે ઓળખાશે. સિદ્ધરાજને તો કોઈ સંભારશેય નહિ, એ મારી આંતરડીનો શાપ છે !"

આંખ ઊંચી કરી એણે કંઈક છાની પ્રાર્થના કરી લીધી. પછી પેલા કડિયાઓને સંબોધી બોલ્યો : "ચલાવો કારીગરો, કિલ્લા તો ચણ્યા હશે–આવો નહિ ચણ્યો હોય, ઉતાવળ કરો ! આ પાપી દુનિયાની હવા મને ગૂંગળાવે છે."

એણે આંખો મીંચી દીધી, જાણે દુનિયાને જોવા માગતો ન હોય. પેલો રાક્ષસ ક્ષણવાર થંભી ગયો. કડિયાઓએ અંદરઅંદર તે દરમ્યાન કંઈક વાત કરી લીધી. પેલો રાક્ષસ ફરી ચણી દેવાની આજ્ઞા આપીને કંઈક છેટો બેઠો.

થોડી વારમાં બાંકોરું ચણાઇ ગયું–ભીંતમાં ભીંત બની ગઈ! કીર્તિની કાલ્પનિક ક્રૂર વેદિ પર કલાકારનું બલિદાન દેવાયું. સિદ્ધરાજ એ વખતે એના ખાસ બનાવેલા શયનખંડમાં હતો–નિદ્રાની વ્યર્થ આરાધના કરતો હતો.

મંડળ વેરાઈ ગયું.

રાત્રિના સૂનકારમાં બન્યું તે મોડી રાત સુધીના આનંદોત્સવ પછી ગાઢ નિદ્રામાં ઊંઘતા દર્ભાવતીના લોકે જાણ્યું નહિ. આકાશના ટમટમતા તારકો લજવાતા સાક્ષી રહ્યા.

## સ્વાધ્યાય

૧. હીરાધર કોણ હતો? એને શા માટે જીવતો ચણી લેવામાં આવતો હતો?

૨. રાજાઓની સંસ્થા ન ખપે, એ આટલી હકીકત ઉપરથી નક્કી થઈ શકે?

૩. સિદ્ધરાજ જયસિંહમાં આવું કલંક શાથી? સિદ્ધરાજની કઈ મનોભાવના આમાં હતી?

૪. દર્ભાવતીનો કિલ્લો કયો? તેનું પૂર્વદ્વાર કયું? હીરાધર કડિયાની ખ્યાતિ કેવીક છે?

૫. સિદ્ધરાજ આવો ક્રૂર હતો? કલાકારો મુત્સદ્દીગીરી પસંદ કરતા હોત તો તેણે રાજાને શો જવાબ આપ્યો હોત?

# જ્યોતીન્દ્ર દવે

[ શ્રી. જ્યોતીન્દ્ર હરિશંકર દવે જાતે વડનગરા નાગર બ્રાહ્મણ અને સુરતના વતની છે. ૧૯૨૩માં બી. એ. અને ૧૯૨૫માં સંસ્કૃત અને ગૂજરાતી લઇ એમ. એ. થયા. ૧૯૨૧થી તેમણે લેખનકાર્ય આરંભ્યું છે. સાહિત્ય સંસદના અગ્રગણ્ય કાર્યકર્તા તથા 'ગુજરાત' માસિકના નેઓશ્રી ઉપતંત્રી હતા. સુરતની સાર્વજનિક કોલેજમાં અધ્યાપક હતા. આજે સરકારી ઓરિએન્ટલ ટ્રાન્સલેટરના પદે નિયુક્ત થયેલા છે. ગૂજરાતીના પરીક્ષક તરીકે પણ હતા. હાસ્ય–સાહિત્યના અગ્રણી તરીકે તેમનું સ્થાન અત્યંત ઊંચું છે. ગુજરાત સાહિત્ય સભાના ૧૯૩૪ના ગ્રંથસ્થ વાઙ્મયના સમીક્ષક નિમાયા હતા. હળવા સાહિત્યનું તેમનું સાહજિક લખાણ કટાક્ષ અને વક્રોક્તિમાં ચઢી જાય છે. 'ગુપ્તાની નોંધપોથી' એમનો પ્રથમ ગદ્યસંગ્રહ. 'રંગતરંગ' વગેરે કૃતિઓ પ્રતિભાસમ્પન્ન અને સાહિત્યમાં નવી દિશા ખોલનારી નીવડી છે. આ પુસ્તકોના સંપાદકની નવલકથા 'કલંકશોભા'નો ઉપોદ્‌ઘાત એમણે જ લખેલો છે.

તેમની તબિયત નાજુક રહ્યા કરે છે એથી એમની શક્તિનો પૂરો લાભ ગૂજરાત નથી ઉઠાવી શકતું. તેમની કામ કરવાની શક્તિ અગાધ છે; પરંતુ તે બધું પોતાની રીતે. અભ્યાસ વિના સાહિત્યસર્જન થાય તે એમને ઓછું પસંદ છે. તેમની કૃતિઓ આ વાતની સાક્ષી આપે છે.]

## ઘોડી

"અરે! સાંભળો છો કે?"

"આમ જઈ આવ્યા, તેમ રખડી આવ્યા ને ઘરમાં આવ્યા કે પાછું ચાલ્યું તમારું "અરે! સાંભળો છો કે?"

"વારુ, ત્યારે ન સાંભળવું હોય તો–"

"કોણે કહ્યું મારે નથી સાંભળવું?"

"સાંભળ ત્યારે."

"જોતા નથી ક્યારની સાંભળ્યા જ કરું છું તે?"

"આજે હું બજારમાં ગયો હતો!–"

"તેમાં મારે શું? ને બજાર કયે દિવસે તમે નથી જતા?"

"પણ સાંભળ તો ખરી."

"ત્યારે હું બીજું કરું છું શું?"

"જો ત્યારે–"

"જો, 'સાંભળ:' એવું એવું બોલ્યા વગર સીધું હોય તે ઝટ કહી નાખોની? તમારા મરદથી સીધી વાત જ નહિ થાય!"

"ને બૈરાંઓ તો બધું સીધેસીધું કહી નાખતાં હશે, કેમ?"

"ખબરદાર જો બૈરાંનું નામ દીધું છે તો?

"બૈરાંનું મેં નામ ક્યાં દીધું છે? મેં તો માત્ર કહ્યું—"

"નામ નહિ ને નામનો બાપ! તમે કહ્યું તે મેં સાંભળ્યું છે. ખાલી માથાકૂટ મૂકો ને જે કહેવું હોય તે કહી દો કે બીજું કંઈ કામ કરવું સૂઝે."

"હું એમ કહું છું કે આજે બજારમાં ગયો હતો–"

"તે તો તમે એક વાર કહ્યું, પણ બજારનું થયું શું તે કહોની. ફુંકાઈ તો નથી ગયું કેની?"

"તારે ન સાંભળવું હોય—"

"પાછું બોલ્યા, 'તારે ન સાંભળવું હોય!"

"ત્યારે જો—"

"જો પાછું તમે 'જો' ને 'સાંભળ' કરવા માંડયું!"

"પણ—"

"એમાં 'પણ' શું?"

"હું એમ કહું છું—"

"તે તો તમે કહેશો એટલે જાણીશ. શું છે તે કહી નાખોની!"

"બજારમાંથી આજે એક ખરીદી કરી લાવ્યો છું."

"નહિ તો શું બજારમાં તમે વેચવા બેસો છો?"

"પણ શેની ખરીદી તે તું જાણે છે?"

"તમે બજારમાં જઈને ખરીદીઓ કર્યા કરો ને મને અહીંયાં બધી વસ્તુની ખબર પડે? તમે ખરીદીઓ કરો એટલે ઘરમાં ઘંટ નથી વાગતા કે હું જાણું કે ભાઈ સાહેબે કંઈ ખરીદ કર્યું."

"એક ઘોડી—"

"ઘોડી! ઘોડી! ઘોડી લઈ આવ્યા તમે? એમ! શા ઉપર ઘોડી લઈ આવ્યા?"

"એ ઘોડી તો..."

"એ ઘોડી તો શું? બહુ સારી છે, પાણીદાર છે, સોંઘી છે; હશે, પણ તેમાં આપણે શું? ઘરમાં હાલ્લેહાંલ્લાં કુસ્તી કરે છે, બે મહિના થયાં મારે એક સાડીએ ચલાવવું પડે છે; ને તમને ઘોડી વસાવવાના શોખ થાય છે?"

"પણ—"

"પણ 'પણ' શું કરો છો? ઘોડી લઈ આવ્યા એટલે હવે એક્કો પણ લાવવાના જ હશો તો."

"ના, એક્કો શાનો—"

"ત્યારે ઘોડી પર બેસીને સવારી કરવાના છો? ને તમને એવું કેટલુંક ભટકવું પડે છે કે ઘોડો લઈ આવ્યા? છોકરાઓના હાલ તો જુઓ. ડીલ પર પૂરાં કપડાં નથી, રમવાને રમકડાં નથી, ભણવાને ચોપડી નથી, નિશાળમાં ફી આપવાના પણ પૈસા નથી."

"છે તે—"

"અરે 'છે' ને 'તે'"

"પણ મારું કહેવું તો—".

"તમારું કહેવું સાંભળ્યું. હવે તમારું કહેવાનું જ સાંભળ્યા કરવાનું છે ને? બીજું આ ભવમાં મારે છે પણ શું?':

"ઘરમાં સમારકામ ચાલે છે કેની તેમાં—'

"તે? તેમાં સમારકામમાં ઘોડીનું શું કામ? શું ભીંતમાં ઘોડીને ચણી લેવાની છે કે રંદાથી એને સાફ કરીને એનું કબાટ બનાવવાનું છે—"

"જરૂર વગર તે—"

"જરૂર? જરૂર શેની? ઘોડીની? શું ઘોડી પર બેસીને ચૂનો ઢોળવાનો છે?–હાં, સમજી. તમારે ફેરા આંટા ખાવા પડે કેની તેમાં

ઘોડી લઈ આવ્યા ! એટલું કામ કરતાં થાક લાગ્યો હોય તો લખેશ્રીને ત્યાં અવતાર લેવો હતો કેની કે ત્યાં ઘોડી ને ગાડીમાં જ ફર્યા કરવાનું મળત !"

"સાંભળ તો ખરી—"

"શું સાંભળવું ?-કપાળ મારા બાપનું ? તમને એક વાર કહી દઉં છું કે મારા ઘરમાં ઘોડી નહીં જોઈએ. તે કાંઈ વસાવવા લાયક જાનવર છે ? પીળા પીળા ગંદા દાંત ને પાછળ લાંબી સળ ચઢે એવી પૂંછડી ! ને તોબરો ભરીને ચણા ખાય ! આખો દા'ડો પગ ઠોકયા કરે ને દમ ઊડયો હોય તેમ ખોંખાર્યા કરે."

મારી એક વાત—"

"એક પણ નહિ, ને અડધી પણ નહિ. તમને અહીં મારા આગળ ઊભાં રહેતાં શરમ નથી આવતી ?-જાઓ છો ? કયાં ચાલ્યા ? જાઓ, જાઓ, પાછા કાંઈ ઘોડી, ગધેડી, કૂતરી, બિલાડી, ઊંદરડી વસાવી લાવો !-એમ ? ચાલ્યા જાઓ છો ? કંઈ નહિ. હું કંઈ તમારી ઓશિયાળી નથી, સમજ્યા ? પાછા આવશો ત્યારે ઊની ઊની રસોઈ મળશે એમ ખાંડ ન ખાતા—"

"જો આ ઘોડી-આ મજૂરે ઊંચકી છે તે."

"આ ! આ ઘોડી ! આ તો લાકડાની ! મને જાણી જોઈને કહ્યું નહિ ને મારો જીવ ઉકળાવ્યો તેમાં તમારા હાથમાં શું આવ્યું ? ઓ મારી મા !"

## સ્વાધ્યાય

૧. સ્રીસ્વભાવનું આમાં સરસ નિરૂપણ કરવામાં આવ્યું છે. શી રીતે ?

૨. 'ઘોડી' ઉપર આ હાસ્યલેખ લખીને સ્ત્રીઓને તેમણે ઉતારી પાડી છે, એમ કહી શકાશે ? 'સ્રી નરકની ખાણ'ની જેમ આ લેખ એવો આશય નથી બતાવતો, એમ શા ઉપરથી કહી શકાય ?

૩. સ્રીની જેમ પુરુષો પણ રજનું ગજ કરે એવા હોય છે, એમ શી રીતે સિદ્ધ કરી શકાય ?

# પ્રો. અનન્તરાય મ. રાવળ

[ પ્રો૦ અનન્તરાય મણિશંકર રાવળ જ્ઞાતિએ ઔદિચ્ય બ્રાહ્મણ: વતની ભાવનગર પાસેના વળા ( વલ્લભીપુર )ના. તેમણે માધ્યમિક કેળવણી અમરેલીમાં લીધી છે. ૧૯૨૮મા મેટ્રિક પરીક્ષા વખતે રા. બ. કમળાશંકર ત્રિવેદી. સંસ્કૃત પારિતોષિક મેળવ્યું હતું. ૧૯૩૦માં ઇન્ટરમીડીએટ પરીક્ષા વખતે મણિશંકર મજમુદાર કીકાણી સંસ્કૃત સ્કોલરશિપ મેળવી હતી. ૧૯૩૨માં બી. એ.ની પરીક્ષામાં સંસ્કૃત અને ગૂજરાતી લઈ હરગોવિંદદાસ કાંટાવાળા પારિતોષિક મેળવ્યું હતું. ૧૯૩૪માં એમ. એ. માં ગૂજરાતી ( મુખ્ય ભાષા ) અને અંગ્રેજી સાથે ગુજરાતીમાં પ્રથમ વર્ગમાં આવવાનું માન એમના સિવાય બીજા બહુ આછાને જ મળેલું છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી દિ. બ. કેશવલાલ ધ્રુવ સુવર્ણચન્દ્રક મેળવવા તેઓ ભાગ્યશાળી બનેલા. એમના પ્રિય વિષયો સાહિત્ય અને તત્ત્વજ્ઞાન છે. સર્જન કરતાં સાહિત્યવિવેચન તરફ એમનું વલણ વિશેષ જણાય છે. ૧૯૩૭-૩૮માં 'ગુજરાત સાહિત્યસભા' તરફથી ગ્રંથસ્થ વાઙ્મયના સમીક્ષક નીમાયા હતા. અત્યારે તેઓ ગુજરાત કૉલેજમાં ગુજરાતીના પ્રોફેસર છે અને વિવેચન અંગેની તેમની એક કૃતિ બહાર પડેલી છે.]

## સ્વપ્નદ્રષ્ટા અને દિવ્યચક્ષુ

કોઈ પણ કવિ, લેખક કે અદનો સાહિત્યકાર પોતાના જમાનાથી સાવ અસ્પૃષ્ટ તો રહી જ ન શકે. તેમાં પણ જ્યારે તેણે સમસ્ત દેશને ક્ષુબ્ધ કરી નાડીમાં ચેતનને ધબકાવી દે તેવી રાષ્ટ્રમુક્તિની લડતના જુવાળો સગી આંખે નિહાળ્યા હોય, પ્રત્યક્ષ કે પરોક્ષ તેમાં સક્રિય કે સમભાવજન્ય ભાગ પણ પોતાના જીવનરંગમાં લીધો હોય ત્યારે તો એવા શૂરજીવનને પોતાના લેખન-કવનમાં લાવ્યા વિના તેનાથી રહી શકાય જ નહિ.

એ રીતે જોતાં રા. મુનશીલિખિત 'સ્વપ્નદ્રષ્ટા' તથા રા. રમણલાલ દેસાઈ રચિત 'દિવ્યચક્ષુ' એ બે નવલો આ વાતના

ઉદાહરણરૂપ છે. એ બંને વાર્તાઓ હિંદની સ્વાતંત્ર્ય-લડતના બે તબક્કા રજૂ કરે છે. રા. મુનશી બંગભંગ વખતની પ્રચંડ રાષ્ટ્ર-જાગૃતિના સંક્ષોભનું દર્શન કરાવે છે. રા. રમણલાલ ઈ. સ. ૧૯૩૦ની સત્યાગ્રહ ઝૂંબેશના સમૂહવ્યાપક ઠંડી તાકાતના સમયને અને અહિંસાના મહાપ્રયોગને વાર્તારૂપે ઝડપે છે.

આ સાથે એક વાત એ જાણવા જોગ છે કે રા. રમણલાલ દેસાઈ તથા રા. મુનશી બંને જબરા ગુજરાતપ્રેમીઓ છે. રા. મુનશીએ સ્વ. રણજીતરામ પાસેથી ગુજરાતની અસ્મિતાની ભાવના ઝીલી પોતાની નવલત્રિપુટીમાં ગુજરાતનું ભૂત ગૌરવ ગાયું છે, અને 'ગુજરાત એક સાંસ્કારિક વ્યક્તિ' જેવા ભાષણમાં કે 'ગુજરાતને એક ને અભેદ્ય' ગણવાના લાઠી સાહિત્ય સંમેલનના ઠરાવમાં પણ તેમનો ગુજરાત-પ્રેમ ચોકખો દેખાઈ આવે છે.

રા. દેસાઈ પણ એવા જ ગુજરાતપ્રેમી છે. તે પોતે જ કહે છે તેમ એમને ગુજરાતી જીવન ઘણું ગમે છે, અને તેમાં થતા ફેરફારોનું અવલોકન કરવામાં એમને આનંદ થાય છે. એટલે જે નવાનવા વિચારપ્રવાહો અને તજ્જન્ય પ્રવૃત્તિ-મોજાંઓ ગુજરાત પર આવતાં ગયાં છે, તેનું દિગ્દર્શન પોતાની નવલકથાઓમાં એ કરાવ્યા સિવાય રહી શકયા નથી. એટલે 'હૃદયનાથ'માં અખાડાપ્રવૃત્તિ, 'સ્નેહયજ્ઞ'માં સમાજવાદી વિચારસરણી, 'ગ્રામલક્ષ્મી'માં ગ્રામસુધારણાનો જટિલ પ્રશ્ન; એમ ગુજરાતના વાતાવરણમાં ઘૂમી રહેલા અનેક વિચારપ્રવાહો એમણે ઝડપી નવલોમાં સમાવ્યા છે.

એટલે રા. મુનશી ઈ. સ. ૧૯૦૫થી ૧૯૦૮-૯ સુધીના બંગભંગે જન્માવેલા પ્રચંડ પ્રજાક્ષોભના પડઘા સમસ્ત દેશના રાજકીય વાતાવરણમાં ગાજતા જઈ ગુજરાતમાં પણ ચેતનની ચિનગારીઓ કેવી રીતે વેરી રહ્યા હતા, એ હકીકતને 'સ્વપ્નદ્રષ્ટા'ના મુખ્ય વાતા-વરણ તરીકે લઈ ગુજરાતના ત્યારના જુવાનોમાં ફૂટતી જતી રાષ્ટ્રીય

જુસ્સાની ટશરો વર્ણવે છે. બીજી બાજુ રા. રમણલાલ ઈ.સ. ૧૯૩૦માં ગુજરાતના નવજુવાનો જે સ્વાસ્થ્ય ને ઠંડી તાકાતથી લાઠીમાર ને કેદ સહી રહ્યા હતા, તે શૂરજીવનને ગ્રંથસ્થ કરે છે. આમ ગૂજરાતના અત્યારના બન્ને સમર્થ નવલકથાકાર ગુજરાતનું ગૌરવ ગાય છે, અને કેમેરાચિત્રની માફક ' સ્વપ્નદ્રષ્ટા ' અને ' દિવ્યચક્ષુ ' એ બે નવલોમાં આપણને આજથી પચીસત્રીસ વરસ પહેલાંના ગુજરાતનું અને આજના ગુજરાતનું સુભગ દર્શન કરાવે છે. આ દષ્ટિબિંદુથી જ આજે આ બે નવલો તપાસવાનું ધાર્યું હોઈ એ બંને કર્તાઓની કલાદષ્ટિએ બીજી વધુ સફળ કૃતિઓને અત્રે ન લેવાનું કારણ સમજાઈ જશે.

*

પ્રથમ ' સ્વપ્નદ્રષ્ટા ' લઈએ. તેનું વાતાવરણ બંગભંગ ચળવળનું છે. હિંદને પ્રથમ સક્રિય રાજકીય લડત લડવાનું શીખવી જનાર હિંદના હાકેમ લૉર્ડ કર્ઝને ૧૯૦૫માં બંગાળાના ભાગલા પાડ્યા. "બંગાળને પ્રાણવેધક મનોવેદના થવા માંડી. આ વેદનાએ સ્વદેશી હિલચાલ જન્માવીઃ સ્વદેશીએ રાષ્ટ્રીયતાને જન્મ આપ્યો." સ્વ. બંકિમચંદ્રે લખેલું વંદેમાતરમ્ ગીત રાષ્ટ્રગીત બન્યું. સ્વદેશ એટલે જડ ભૂમિ જ નહિ, પણ એક જીવન્ત વ્યક્તિ, દુઃખાર્ત માતાની મૂર્તિમતી ભાવના, એ ભાવનાનો સાક્ષાત્કાર આ ગીતે કરાવ્યો. સરકાર આ કેમ સહે ? એ ગાવા માટે લાઠીમાર, કેદ, ફટકા ઇ. સજા થવા લાગી, છતાં બંગાળની જાગૃત જુવાની આ બધા સીતમો પી ગઈ.

ઈ. સ. ૧૯૦૬માં બારીસાલ કૉન્ફરન્સ પોલિસે વિખેરી નાખી. શ્રી. અરવિંદ ઘોષ. જે આ વેળા વડોદરા કૉલેજમાં પ્રોફેસરની જગ્યાએ રહી વિદ્યાર્થીઓમાં ચેતન ને પ્રેરણા ફેલાવી રહ્યા હતા, તેમણે પોતાની નોકરીનું રાજીનામું આપ્યું અને બંગાળામાં જઈ ' વંદેમાતરમ્ ' નામના પ્રાણવતી લેખનશૈલીવાળા પત્રના સંપાદક બન્યા. ભારતના રાજકારણમાં પ્રબળ મંથનકાળ જામ્યો. રાજકીય વિચારકોના મવાલ

ને જહાલ એમ બે પક્ષો પડી ગયા. ફિરોજશાહ મહેતા, ગોપાળકૃષ્ણ ગોખલે, રાસબિહારી ઘોષ આદિ મવાલપક્ષી નેતાઓની સામા લોકમાન્ય ટિળક, અરવિંદ ઘોષ, મોતીલાલ ઘોષ આદિ ઉદ્દામવાદી નેતાઓ ઘૂરકવા માંડયા. ઈ. સ. ૧૯૦૭ની સુરત કોંગ્રેસ વખતે આવા સામસામા વ્યૂહ મંડાયા અને પરિણામે પેલું દુષ્પ્રખ્યાત ભંગાણ પડ્યું. દેશના ગરમાગરમ વાતાવરણ સાથે વાર્તારસ જાળવવા તેની ઓથે યોજેલી વડોદરા કૉલેજના કેટલાક ભાવનાવાદી જુવાનિયાઓની વાર્તા એટલે રા. મુનશીની 'સ્વપ્નદ્રષ્ટા' નવલ. આ વાતાવરણ બહુ સજીવ લખાવટમાં આલેખાયું છે, કારણ રા. મુનશી પોતે એ વખતમાં વડોદરા કૉલેજમાં વિદ્યાર્થી હોઈ શ્રી. અરવિંદ ઘોષની તેજસ્વી જ્વલંત પ્રેરણા પી રહ્યા હતા. એક રીતે કહો તો આ એમની સ્વાનુભવકથા છે.

બીજી બાજુ રા. રમણલાલ દેસાઈની 'દિવ્યચક્ષુ'નું વાતાવરણ આપણને તાજું જ છે. બંગભંગ પછી ત્રણ ત્રણ દશકા આ ઝડપી વીસમી સદીના વહી ગયા છે. મુરબ્બી વિનીતોએ બંધારણીય, કાયદેસર, અરજી-પ્રધાન લડત લડી, પણ તેમાંથી શ્રદ્ધા ઊઠવા લાગે છે, ત્યારપછી હિંસાવાદી લડતે પણ નિષ્ફળ ધમપછાડા કર્યા, અને ત્રીજે તબક્કે આવે છે અહિંસાના વિશ્વવંદ્ય પયગંબરનો સત્યાગ્રહનો મહાપ્રયોગ.

સાબરમતીનો સંત નવું યુદ્ધ લડે છે, વૈરનું નહિ પણ પ્રેમનું યુદ્ધ, અને હિંસાનો નિતાન્ત બહિષ્કાર પોકારી રાજકારણમાં આત્મશુદ્ધિને દાખલ કરે છે. ભારતના સ્વાતંત્ર્યસંગ્રામનો આખરી થતાં રહી ગયેલો પ્રયાસ 'દિવ્યચક્ષુ'માં આમ મૂર્ત થાય છે. 'જાન જાય પણ મીઠાની મુઠ્ઠી ન ખોલજો.' 'હવે આશ્રમમાં પગ મૂકીશ તે સ્વરાજ્ય લઈને, નહિંતર કાગડા-કૂતરાને મોતે મરીશ.' આદિ હૃદયની આગથી બળબળતાં વેણો દાંડીની કૂચ વખતે ગાંધીજી બોલે

છે; દેશભરમાં એનો સંદેશો વ્યાપી જાય છે: પકડાપકડી, લાઠીમાર, જપ્તી આદિ દમનશસ્ત્રો સામી બાજુથી ફેંકાય છે; છતાં સમગ્ર રાષ્ટ્ર એકપગે ઊભું થઈ સ્વમાનરક્ષા કાજે માથું ઊંચકે છે—આખુંય આ પ્રતાપી ચિત્ર આપણને એટલું તાજું છે કે ઘડીભર તો 'દિવ્ય ચક્ષુ' માંનું વાતાવરણચિત્ર આપણને એની પાસે મોળું પણ લાગવા સંભવ છે. એ વખતે ઉત્તર હિંદ ને બંગાળ બાજુના હિંસાવાદી ક્રાન્તિખોરોને થોડો વખત સબૂરી પકડી અહિંસાના મહાપ્રયોગનો માર્ગ મોકળો કરવાની આર્જવયુક્ત વિનવણી પણ ગાંધીજી કરે છે.

પ્રસ્તુત વાર્તામાં પણ અરુણ જેવો બળવાખોર, હિંસાવાદી, છોટા ગાંધી જનાર્દનની અસરથી અહિંસાવાદી બને છે, માર ખાય છે, પણ મિજાજ સ્વસ્થ રાખે છે ને ધ્વજની રક્ષા કરે છે, અને આખરે જેલમાં લાગેલી આગ વેળા ગોરા જેલરની છોકરી તથા કુટુંબને બચાવી અહિંસાનો મૂર્તિમંત વિજય દર્શાવે છે, અને રાજ્યસત્તા સામે રોષ,—રાજકર્તા કોમની વ્યક્તિઓ સામે નહિ; એ મહાત્માકથ્યું ભેદદર્શન અમલમાં આચરી બતાવે છે.

અહીંથી જ બંને નવલકારોની રૌલી, કલા અને લાક્ષણિકતાઓ જુદાં પડે છે. રા. મુનશીએ 'સ્વપ્નદ્રષ્ટા'માં આલેખ્યું છે, તે વાતાવરણ પોતે જોયેલું, અનુભવેલું એટલે તે વખતનો જુસ્સો, સંક્ષોભ, દેશાભિમાનની ઉત્કટ લાગણી વગેરે વર્ણવવામાં એમણે કંઈ બાકી નથી રાખ્યું. પણ એક વસ્તુ આ સંબંધમાં એ નોંધપાત્ર છે કે આ વાર્તા એમણે લખી ત્યારે રા. મુનશી ગાંધીજીની ઠેકડી કરતા, અહિંસાને તેઓ નિર્માલ્ય ઉપવાસિયાપણું વગેરે કહેતા. એટલે મુનશીને ગાંધીજીનો સિદ્ધાંત સંપૂર્ણ રીતે સ્વીકાર્ય નહોતો, અને બીજી બાજુ ઈ. સ. ૧૯૨૦–૨૨ના અસહકારના પ્રચંડ જુવાળ પછી ગાંધીજીના કારાવાસે આણેલી ઓટ ને નિરાશા ચોમેર વ્યાપી રહેલાં.

રા. મુનશી અને રા. રમણલાલ દેસાઈ એ બે અત્યારના

આપણા અગ્રિમ નવલકારો છે. રા. રમણલાલને રા. મુનશીને આ ક્ષેત્રમાં હંફાવવાના કોડ હોય તો તે ક્ષમ્ય છે. એટલે રા. મુનશીએ પોતાના અભ્યાસકાળ વેળાની લડત 'સ્વપ્નદ્રષ્ટા'માં આલેખી માનવતા અને કલાને નામે તેનો નિરાશાવાદી અન્ત આણ્યો, તો રા. દેસાઈએ તેની સામે આવાહન દાખલ ઉજ્જવળ અન્ત લાવી પોતાના જમાનાની લડત આલેખતી આ નવલ કાં ન લખી હોય ? અલબત્ત આ સાથે એ યાદ રાખવું જરૂરનું છે કે એ કાળાઊજળા અંત તો તે તે સમયની રાજકીય પરિસ્થિતિનાં જ પરિણામ છે–કંઈ મનસ્વી સાહિત્યકારોના હાથની વાત નહિ.

વસ્તુસંકલના, ક્રિયાવેગ, પાત્રાલેખન, પ્રસંગ–પરંપરા આદિ નવલકથાની કલાસામગ્રીની આંકણી કરતાં એ સ્પષ્ટ રીતે માલૂમ પડી આવે છે, કે આ બંને કૃતિઓ તેના કર્તાઓની કલાદષ્ટિએ સૌથી સુંદર કે શ્રેષ્ઠ કૃતિઓ નથી જ. એ બાબતોમાં 'વેરની વસૂલાત' 'પાટણની પ્રભુતા' ગુજરાતનો નાથ' કે 'પૃથિવીવલ્લભ' ની તોલે સ્વપ્નદ્રષ્ટા ન જ આવી શકે, તેમ કલાત્મક નવલકથા તરીકે 'સ્નેહયજ્ઞ' 'કોકિલા' કે 'પૂર્ણિમા' કરતાં 'દિવ્યચક્ષુ' હરગીઝ ચડે તેમ નથી; એ દેખીતું છે.

## સ્વાધ્યાય

૧. સમર્થ અને તટસ્થ વિવેચકો વગર સાહિત્ય–સરિતાનો પ્રવાહ સ્વચ્છ ન રહી શકે—આ વિધાનનું સમર્થન કરો.

૨. રાજકીય વાતાવરણની આગળ સાહિત્ય–સર્જને કેટલા પ્રમાણમાં નમતું આપવું ઇષ્ટ ગણાય ?

૩. ૧૮૫૭નો બળવો, બંગભંગની હિલચાલ અને ગાંધીયુગની અહિંસક લડત—એ ત્રણેની પાછળનું પ્રેરકતત્ત્વ શું હતું ?

# મનુભાઈ જોધાણી

[ શ્રી. મનુભાઈ લલ્લુભાઇ જોધાણી જ્ઞાતિએ જૈન અને બરવાળા (ઘેલાશા)ના વતની છે. ૧૯૨૦થી તેમણે બરવાળા મીડલ સ્કૂલમાં શિક્ષક તરીકે જોડાઇ કેળવણીના ક્ષેત્રનાં પ્રવેશ કર્યો. પરંતુ ૧૯૩૦ના અસહકારમાં જોડાઈ તેમાંથી નિવૃત્ત થતાં, પ્રથમથી જ જોર કરી રહેલું સાહિત્ય-જીવન અમદાવાદથી પ્રગટ થતા 'સ્ત્રીબોધ'ના સંચાલનમાં ઘડાતું ચાલ્યું. અને 'સ્ત્રીબોધ'ના મદદનીશ મંત્રી તરીકે ૧૯૩૯ની આખર લગી એકધારું કામ કરી ૧૯૩૯થી 'સ્ત્રીજીવન' નામનું માસિક, ગુજરાતના સુપ્રતિષ્ઠિત લેખકોનો સહકાર મેળવી શરૂ કર્યું. આ માસિક સ્ત્રીપ્રશ્નોના અદ્યતન વિચારો રજૂ કરે છે. અને અત્યારે એક પ્રથમ પંક્તિનું લોકપ્રિય માસિક બન્યું છે. આ બહોળો ફેલાવો પામેલા માસિકના તેઓ સંપાદક છે. પ્રાચીન શોધખોળ અને લોકસાહિત્યના ભારે રસિયા છે. સુંદરીઓનો શણગાર, સોરઠી જવાહર, સોરઠી વિભૂતિઓ, ખાટીમીઠી બાળ વાતો, જનપદ, ગામડાનું ગૌરવ, નાગમતી, કાળિયાર અને બીજી પ્રાણીકથાઓ, શૌર્યનાં તેજ, કુમારોની પ્રવાસકથા, સોરઠી શૂરવીરો વગેરે એમની જાણીતી સાહિત્યકૃતિઓ છે.]

## મોવાળી

માગસર માસ ઊતરવાની તૈયારી હતી. ટાઢના ચમકારાને લીધે વહેલી મુસાફરી થઈ શકતી નહિ, તેથી જમીને તડકાની રહણે દશ વાગ્યે ગાડું જોડાવી મગનલાલ શેઠ વહુને આણું તેડવા નીકળ્યા. વેવાઈનું ગામ દૂર હતું, એટલે સાથે વોળાવિયા તરીકે પોતાના ગામના એક દરબારને પણ લીધેલા. કણબીના વઢિયારા બળદ ને અંદર બેસનાર શેઠ એકલાપંડે એટલે, ઝડપ મોઢે ગાડું માર્ગ કાપતું હતું. પાછળ દરબારની ઘોડીના ડાબડા ગાજતા જતા હતા. પાણી-પંથી ઘોડી ને વેગવંતા બળદની આજે હોડ રમાતી હતી. એક બીજાને આગળ જવા દેતાં ન હતાં. ને મગનશેઠ ગાદલા ઉપર લાંબા થઈને બન્નેને ભલકારા આપતા હતા. દિવસ મેર બેસતાં બેસતાં તો પંદર ગાઉ કાપી નાંખ્યાં. શિયાળાનો ટૂંકો દિવસ ને દશ વાગ્યે નીકળેલા, છતાંય સાંજ પડતાં પંદર ગાઉ કાપવાથી બળદ પણ થાકી

ગયા હતા. વેવાઈનું ગામ સામે દેખાતું હતું. હવે ગામ ફક્ત દોઢ જ ગાઉ દૂર હતું. એટલે શેઠે દરબાર અને પટેલને જરા ભલકાર્યા. બન્નેએ પોતાનાં વહાલાં પ્રાણીઓની પીઠ થાબડી વેગવંતાં કર્યાં, ને એક કલાકમાં તો ગામને પાદર પહોંચ્યાં. ઠાકર દુવારામાં શયન આરતીની ઝાલરના રણકા વાગી રહ્યા હતા, ગામમાં સોપો પડવાની તૈયારી હતી. એ વેળાએ મગનશેઠે વેવાઈના ઘરની ખડકી ખખડાવી.

"કોણ?" કહેતા પરભુશેઠ ખાટલામાંથી સફાળા ઊઠીને ખડકીએ આવ્યા, અને વેવાઈને જોતાં હેતથી ભેટી પડ્યાં. બન્ને શરીરે મજબૂત હતા. એકબીજાની છાતી ભીંસાઈ ગઈ, ને હેતના ઊભરા ઠલવાયા.

શેઠાણીએ ઝટઝટ રસોઈ કરી નાખી, ને સહુને જમવા બેસાર્યા. ઠંડીનો ચમકાર હતો એટલે ધાર કરતાં ઘી ઠરી જતું. દરબાર બંધાણી હતા. તે ઓસરીની કોરે ચાકળો નાંખી જમવા બેઠા હતા. આતિથ્યના આનંદમાં શેઠાણીએ જોયા વગર પીરસ્યું, ને અફીણના નશામાં દરબારે ચોળ્યા કર્યું. દરબારે ભાવ્યું એટલું ખાધું ને પછી મૂઠિયાં વાળી પાસેની થાંભલી સાથે બાંધેલી માણકી ઘોડીને ખવરાવવા માંડ્યું. પરભુશેઠ સામે ખાટલા પર બેઠા હતા તે જોઈ રહ્યા, પણ કાંઈ બોલ્યા નહિ.

દિવસમાં બબ્બે વખત ભાતભાતનાં મિષ્ટાન જમાડી રંગે ચંગે દીકરીને આણું વળાવી વિદાય કરી. પાદરે ગયા પછી પરભુશેઠે પૂછ્યું : "આ દરબાર કોણ છે?"

"અમારા મોવાળી છે," કહી મગનશેઠ ગાડામાં બેઠા ને વહેલા-વહેલા આણું તેડવા આવવાનો આગ્રહ કરતા ગયા.

## ૨

પોતાની દીકરીને તેડવા જવાનો વખત થયો, એટલે પરભુશેઠે પોતાની દુકાન પાસેથી નીકળતા ગાડાવાળાને બોલવી પૂછવા માંડ્યું :

"કાં હીરા પટેલ, ભાડે આવવું છે?"

"આવશું જ ને, તમારું કામ છે એટલે કાંઈ ના પડાય ?"

"ઠીક, કેટલું ઘી ખાશો ?"

પટેલ વિચારમાં પડી ગયા ને બોલ્યા: "કેટલુંક ખવાય ? નવટાંક, પાશેર."

"તમારું કામ નહિ," કહી શેઠ પોતાના કામે વળગ્યા ને ગાડાવાળો રસ્તે પડયો.

વળી બીજો નીકળ્યો એટલે પરભુશેઠે બોલાવ્યો: "કાં, રામા પટેલ! ભાડે આવશો ?"

"હા." કહી પટેલ ઊભા રહ્યા.

"ઘી કેટલું ખાશો ?"

"કેટલુંક ખવાય? અચ્છેર ઘી," કહી પટેલ પરભુશેઠ સામે જોઈ રહ્યા.

પણ શેઠ તો મોં બગાડી પોતાના કામમાં મગ્ન થયા, એટલે પટેલ ચાલતા થયા.

શેઠ હંમેશાં બધા ગાડાવાળાને રોકે, પૂછે, પણ એમનું મન માને નહિ. એમના હૃદયને પ્રફુલ્લિત બનાવે તેવા શબ્દો કોઈ બોલતું નહોતું.

એક દિવસ શેઠ બેઠા હતા ત્યાં દેવા પટેલ નીકળ્યા. શેઠે એને બોલાવ્યા અને પૂછ્યું: "કાં દેવા પટેલ, ભાડે આવશો ?"

"હા," કહી પટેલ થોભ્યા.

"ઘી કેટલું ખાશો ?"

"શેર બશેર ખવાય. કેટલું ખવરાવવું છે ?

"પણ ખાશો કેટલું ?"

"કેટલું કેટલું શું? આપશો એટલું ખાઈશ."

શેઠ ખુશી ખુશી થઈ ગયા ને બોલ્યા : "ભાડું ગમે એ લેજો. પણ કાલે આપણે દીકરીને આણું તેડવા જવાનું છે એટલે ગાડું લઈને આવજો."

'સારું,' કહી પટેલ ગયા.

૩

મહેમાન તેડવા આવવાના છે અને ગામડું ગામ હોવાથી જોઈતી જણસો અગાઉથી લાવવી પડે એમ હોવાથી મગનશેઠ ગાડું ભરીને માલ લઈ આવ્યા હતા. બીજે દિવસે સાંજે પરભુશેઠનું ગાડું આણું તેડવા આવીને ઊભું રહ્યું. સાંજ પડી ગઈ હતી, ને મોડું થયું હોવાથી વેવાણે એકદમ ઉતાવળે કંસાર વગેરે કરી નાખ્યાં.

મગનશેઠે વેવાઈને જમવા ઊઠવાનું કહ્યું, પણ પરભુશેઠ આજે ચિંતાતુર હતા. આ પટેલ વેર વાળશે કે નહિ એ વિચાર એમનું અંતઃકરણ કોરી રહ્યો હતો. એમણે કહ્યું : "આ પટેલ અમારા મોવાળી છે. પહેલા એમને જમાડી લ્યો."

પટેલે થાળી ભરીને કંસાર લીધો, ને આખી વાઢી ઢલવાવી. કુરિયા જેવું ભેંસનું ઘી, ને માહમહિનાની ઠંડી એટલે ઘીની ખડ-પલી ઊખડતી. પટેલ તો ચાવ્યા વગર જ કોળિયા ઉતાર્યે જતા હતા. શેઠાણી ફરી કંસારની થાળી લઈ આવ્યાં, એટલે પટેલે થાળી આગળ ધરી. શેઠાણીએ ખોબો ભરીને કંસાર નાખ્યો, ને બીજો ખોબો ભરવા જતાં એના હાથ ધ્રૂજ્યા. પટેલ સમજી ગયો. એ પણ જમાના-નો ખાધેલ હતો. તેણે કહ્યું : 'શેઠાણી, થાળી જ ઠાલવી દ્યો ને ! ઊની હશે તો વળી દાઝશો." ને શેઠાણીએ આખી થાળી ઠાલવી, વાઢી લાવી ઘી પીરસી દીધું, ને પટેલ બધું ખાઈ ગયો.

ચાર પાંચ માણસની રસોઈ કરી હતી અને આ પટેલ બધું ખાઈ જશે તો વેવાઈને શું ખવરાવશું એ ચિંતાએ શેઠાણીના મોઢા ઉપરથી નુર ઊડી ગયું હતું.

"પટેલ લાપશી લેશો કે?" પરભુશેઠની પાસે બેઠેલા મગનશેઠે આગ્રહ કરી પૂછ્યું.

પટેલ કાંઈ બોલ્યા નહિ.

એટલે પરભુશેઠે કહ્યું: 'પટેલ શરમાળ છે. થોડો કંસાર પીરસો."

શેઠાણી આ વખતે બળોટા પણ ઉખાડીને લાવ્યા, ને રીસ ઉતારતાં હોય એમ બધું ભાણામાં ઠલવી દીધું. પટેલ એ પણ બધું ખાઈ ગયા. શેઠાણી મૂંઝાણાં ને બહાર આવી પૂછ્યું: "ભાત લાવું?"

"હા લાવો થોડા," કહી પટેલ થાળી ઊટકેલ જેવી ચોકખી કરીને બેઠા.

શેઠાણીએ દાળભાત પીરસ્યાં ને પટેલ ખાઈ પી હાથ મોં ધોઈ ઊઠયા.

રીસમાં વળ ખાઈ જતી શેઠાણીએ શેઠને અંદર બોલાવી કહ્યું: "આ કાળ જેવો પટેલ બધુંય ખાઈ ગયો."

"હેં, બધુંય!" મગનશેઠની આંખો ફાટી રહી.

"હા. હવે શું કરશું? ઘરમાં ઘીયે નથી."

મગનશેઠનો ચહેરો ગુસ્સામાં લાલચોળ બની ગયો. બહાર આવી પરભુશેઠને પૂછ્યું: "પટેલ કયાં ગયા?"

"પટેલ તો બળદને નીરણ કરવા ગયા. શું કામ છે?"

"શેઠ! આ તે માણસ છે કે રાક્ષસ! બધું ખાઈ ગયો."

"હોય, શેઠ! ખાતલ પીતલ છે તે ખાય, એમાં શું?"

"પણ આવું તે હોય? આ તમારો માવાળી કેવો?"

"બિચારે પેટમાં ખાધું છે ને? તમારા મોવાળીની પેઠે ઘોડીને તો ખવરાવ્યું નથી ને?" ઠંડે કલેજે પેટ ઉપર હાથ ફેરવતા પરભુશેઠે કહ્યું. સાંભળતા જ મગનશેઠ ઠરી ગયા, ને હાથ જોડી

બોલ્યા : "શેઠ! મારી લાજ તમારા હાથમાં છે. પણ હવે એવો મોવાળી કોઈ દિવસ નહિ લાવું."

ને પરભુશેઠે ચાલતી વખતે મગનશેઠને ભેટીને માફી માગી : "શેઠ! આવા મોવાળી તેડીને હવે વેલાવેલા આવજો."

મગનશેઠ નીચું જોઈ સાંભળી રહ્યા.

[ જૂના સમયમાં શરીરે સુખી માણસો જેમ હતા, તેમ વેર વાળવાની રીત પણ અનોખી હતીઃ આટલા મુદ્દા ઉપર આ વાતનું ચણતર થયેલું છે. ]

*

મોવાળી–સંબંધી; રહણુ–રશ્મિ, કિરણો; ભલકારો–સાબાશી; મેર બેસતાં–સૂર્ય આથમતાં; ઠાકર દુવારો–મંદિર; સોપો પડવો–શાંતિ થઈ જવી; નીરણુ કરવા ગયા–ઘાસ નીરવા (નીરણુ–ચારો); ખાતલ-પીતલ–ખાધેપીધે સુખી.

## સ્વાધ્યાય

૧. લોકસાહિત્ય અને શિષ્ટ સાહિત્ય—સાહિત્યના એવા બે ભેદો પાડવા એ નકલી વિભાજન ગણાય. આ સંબંધમાં તમારો મત દલીલ સાથે દર્શાવો.

૨. લોકસાહિત્ય જ પ્રજાજીવનનું સાચું દર્શન કરાવી શકે છે—આ વિધાન બરાબર છે?

૩. રસ જમાવવામાં લોકકથા અને નવલિકાની સરખામણી કરો.

૪. ગ્રામોદ્ધારની પ્રવૃત્તિમાં લોકસાહિત્યને કેટલું મહત્ત્વ આપી શકાય?

૫. ગુજરાતી લોકસાહિત્યમાં પ્રાણ પૂરવા માટે સ્વ. ઝવેરચંદ મેઘાણીના આપણે કેટલા ઋણી છીએ તે દર્શાવો.

# ધીરજલાલ ધ. શાહ

[ શ્રી. ધીરજલાલ ધનજીભાઈ શાહ ( ૧૨ નવેંબર ૧૯૧૩ ) પિતાના છત્રની છાયાનો આભાસમાત્ર પામેલા છે. માતાના ખોળે ઊછરી જીવનની અનેક સૂકીમીઠી જોઈ છે. જ્ઞાતિએ જૈન. મૂળ વતન ભાવનગર. અમદાવાદના આંગણે જીવનના બારમા વર્ષે તેમણે પગ મૂક્યો. ૧૯૩૧માં મેટ્રિક થયા. એમની તીક્ષ્ણ બુદ્ધિ અને સચોટ અભ્યાસવૃત્તિએ એમને 'નવજીવન' માં આકર્ષ્યા. અસહકારકાળે 'નવજીવન' બંધ થયું એટલે એક જાણીતી વ્યાપારી પેઢીમાં સાત વર્ષ લગી કામ કર્યું. ઊંડે ઊંડે રહેલી સુષુપ્ત અભ્યાસવૃત્તિએ પાછું જોર કર્યું. ૧૯૩૮થી કૉલેજજીવનમાં પ્રવેશ કર્યો અને બી. એ. થયા. અત્યારે તેઓ બી. ત્રીકમલાલ એન્ડ કંપનીના મેનેજિંગ ડાયરેક્ટર છે, અને પોતાનો સ્વતંત્ર ધંધો પણ કરે છે. લાટનો દંડનાયક ( જેમાંથી ભૃગુકચ્છ ઉપરના છવ્વીસમા પ્રકરણનો ભાગ અહીં આપવામાં આવ્યો છે. ), મહાગુજરાતનો મંત્રી, મહામાત્ય, સોળ સતી, જોહર અને ભાઈબીજ વગેરે એમની કૃતિઓ છે. ]

## ભૃગુકચ્છની જાહોજલાલી

ભૃગુકચ્છે અનેક રાજા અને સાધુપુરુષોને સત્કાર્યા હતા. સૌથી પહેલો આદરસત્કાર પામનાર ભૃગુઋષિ હતા, જેમના માનમાં જનતાએ શહેરની સાથે તેમનું નામ જોડી તેમને અમર બનાવ્યા.

તે વખતે લાર સમુદ્રને કાંઠે એક વિશાળ અને ભયંકર વન હતું ભયંકર પ્રાણી અને પશુઓથી તે અણુવીંધ્યું અને રક્ષાયેલું હતું, છતાં હિમાચળે બેઠેલા કૈલાસપતિના પ્રસ્વેદબિંદુના સમૂહથી ઉત્પન્ન થયેલ મૈયા નર્મદા તેના પતિદેવને મળવા માટે આતુર નયને અને ઉલ્લસિત હૃદયે વાંકીચૂકી, આડીઅવળી, અથડાતી અને ઊંચેથી નીચે પછડાતી પૂર જોસમાં અણુવીંધ્યા વનને વીંધીને દોડી રહી હતી—કોઈની બીક રાખ્યા વગર કે કોઈની પરવા કર્યા વગર.

તેનાથી સહેજ દૂર એક ટેકરી નીચે એક ઋષિએ પોતાના શિષ્યસમુદાય સાથે પડાવ નાખ્યો. ત્યાં સ્થિત થઈ તેમણે તપ આદર્યું. શિષ્યોને શિક્ષા દેવી શરૂ કરી. વેદની ઋચાઓનો ઉચ્ચાર થવા લાગ્યો. એ ઋષિનું નામ હતું ભૃગુ.

તેમણે હિંસક જનાવરો સાથે સ્નેહથી કામ લઈ જંગલના વાતાવરણને મંગલમય કરી નાખ્યું. બોલાતી વેદની ઋચાઓએ વનવૃક્ષોનાં પાંદડે પાંદડે પવિત્રતાની છાપ અંકિત કરી. નાકના ટેરવા પર નજર નાખી સ્થિત થયેલા ઋષિને જોઈ તરુવરો પણ સમાધિ કરતાં શીખ્યાં. નર્મદા સ્થિર થઈ. તેનાં નીર નીરવ થયાં.

ઋષિનાં તપ અને શિક્ષાના તેજની રેખાઓ દૂર સુધી અંકિત થઇ. તેમનો પ્રભાવ વનને વીંધી બીજી પાર પથરાયો.

મુમુક્ષાઘેલી પ્રજા અનેક સંકટો વેઠી તેમના દર્શને આવી. વૈકુંઠે જવાની નેમ રાખનારા જીવો તેમના ચરણો સેવવા આવ્યા—ટાઢ, તડકો કે વરસાદ વેઠીને પણ. સા કોઈને મન ભૃગુઋષિ સ્વર્ગે ચડવાની સીડીના એક પગથિયારૂપ હતા.

સખત ઠંડી હોય, પ્રચંડ તાપ હોય કે મૂશળધાર વરસાદ હોય, ભાવિકોને મન ભૃગુઋષિના દર્શન પાસે તે બધું નિસ્તેજ હતું—કંઈ વિસાતમાં ન હતું.

આમ પવિત્ર વાતાવરણે લોકોને આકર્ષ્યા. ભૃગુઋષિનો શિષ્યપરિવાર વધ્યો, ભક્તો વધ્યા. શિષ્ય અને ભક્તોની વૈયાવચ્ચ કરનાર પરિવાર વધ્યો. તે પરિવારની ભલમનસાઈનો લાભ લેવા ચતુર શઠ વધ્યા. ત્યાં વ્યવહાર ચાલુ થયો [ આ ભાગ હજુ પણ જૂના ભરૂચને નામે ઓળખાય છે.], અને ભૃગુકચ્છે સંસ્કૃતિનાં પગરણ માંડયાં.

*

ભૃગુઋષિ ક્યારે થયા તે ઇતિહાસ જાણે. મુનિસુવ્રત સ્વામીના પગલાં ભૃગુકચ્છમાં ક્યારે થયાં તે ભલે તવારીખમાં દટાયેલું રહે, પણ એ વાત નિઃસંદેહ છે કે મહાભારતના કાળ સુધીમાં–કૃષ્ણ અને નેમનાથના યુગ સુધીમાં–ભૃગુકચ્છે જૂની આંખે નવા તમાસા જોયા. ભયંકર વન સૌમ્ય થયું. ભૃગુકચ્છનો વેપાર વધ્યો, નીતિ વધી, વ્યવહાર વધ્યો અને જાહોજલાલી વધી. મહાભારત કાળમાં તે સમૃદ્ધ થયું.

મહાવીર અને બુદ્ધના સમયથી તેનો વેપાર વધુ ખીલ્યો. ભૃગુકચ્છ આર્યાવર્તનું નાક થયું. તેના બંદરનો વિકાસ થયો. ભૃગુકચ્છમાં પચરંગી પ્રજા એકઠી થઈ. જૈનો અને બૌદ્ધોએ અડ્ડા જમાવ્યા અને પહેલી સદીમાં આખા હિંદનો વેપાર તેણે હાથ કર્યો. અનેક વિભાગમાં વિભક્ત થયેલ હિંદની મીટ તેના તરફ મંડાઈ. ભૃગુકચ્છ પર આફતની પરંપરાઓ આવવાની શરૂઆત થઈ.

મૌર્ય આવ્યા અને ગયા. અશોક અદશ્ય થયો. પહેલી સદીમાં પોરસ નામે સ્વતંત્ર રાજા થયો. બીજી સદીમાં તે જૈન સત્તા નીચે આવ્યું. પાંચથી આઠમી સદી સુધી ગુર્જર રાજાઓએ તેની ગાદી શોભાવી. પછી રાષ્ટ્રકૂટો આવ્યા, પણ તેમને તેલંગણોએ થાપ આપી. એ હતી દશમી સદી.

પરંતુ દસ દસ સદીમાં ભૃગુકચ્છે દસ દસ ભવ કર્યા. તેના પર અનેક આફતો આવી, અનેક રાજા ગયા અને નવા આવ્યા. મૂશળધાર વરસાદ વરસ્યો, વાવાઝોડાએ ખબર લીધી અને રુદ્રમૈયાએ અવારનવાર દિશા બદલી પિતાના તાંડવનૃત્યનું આછેરું અનુકરણ કર્યું. ભૃગુકચ્છ એક બાજુ નમ્યું, બીજી બાજુ ઊભું થયું. પહેલાં કરતાં તે વધારે મજબૂત બન્યું. આઘે આઘે ઇજિપ્ત, અરબસ્તાન, ઈરાન, રોમ અને જાવા સુધી ભૃગુકચ્છના વેપારીઓ ઘૂમતા લાગ્યા. ભૃગુકચ્છ અનેક પરદેશીઓનાં દર્શન કરવા પામ્યું. તેને ખોળેથી હિંદભરની ભાતભાતની ચીજો પરદેશ જવા લાગી અને પરદેશથી તરેહતરેહની ચીજો ત્યાં ઊતરવા લાગી. ભૃગુકચ્છને ચરણે દુનિયાની દોલત ઊછળવા લાગી.

અને કેમ ન ઊછળે? વિષ્ણુ અને લક્ષ્મીના તેણે આશીર્વાદ મેળવ્યા હતા મુનિસુવ્રત સ્વામીની રજ તેણે માથે ચડાવી હતી. નવનાથદ્વારા તેની રક્ષા થતી હતી. ભૃગુઋષિનું તેને અમર વરદાન હતું અને પ્રજામાં સાંઘિક ભાવના હતી.

# જયભિખ્ખુ

[ શ્રી. બાલાભાઈ વીરચંદ દેસાઈ (સંવત ૧૯૬૪ના જેઠ વદિ ૧૩: જન્મભૂમિ વીંછીઆ (કાઠિયાવાડ)નું પ્રાથમિક શિક્ષણ અમદાવાદમાં. કાશી, આગ્રા અને શિવપુરીના ગુરુકુળમાં અભ્યાસ કર્યા પછી તેમણે કલકત્તામાં ન્યાયતીર્થની પરીક્ષા આપી. ૧૯૩૩માં અમદાવાદને તેમણે કાયમનું નિવાસસ્થાન બનાવ્યું છે. ત્યારથી પત્રકારજીવનમાં પ્રવેશ કર્યો, તેમ જ લેખનવ્યવસાયને સ્વીકાર્યો છે. તેમનાં ગ્રન્થપ્રકાશનોની સંખ્યા ઘણી મોટી છે. તેમાં ખ્યાત પુસ્તકોની સંખ્યા વીસેક જેટલી છે; આમાનાં એક પુસ્તકનું બોલપટ પણ ઉતારવામાં આવેલું છે. 'ભગવાન ઋષભદેવ,' 'પ્રેમભક્ત કવિ જયદેવ,' 'વિક્રમાદિત્ય હેમુ,' 'જવાંમર્દ,' 'ભાગ્યનિર્માણ,' 'કામવિજેતા સ્થૂલિભદ્ર'' મહર્ષિ મેતારજ,' વગેરે એમનાં જાણીતાં પુસ્તકો છે. તેઓ પોતે તેમના તખલ્લુસ 'જયભિખ્ખુ' થી જ પરિચિત છે.

કુમારોમાં પસંદગી પામેલી કૃતિઓ–'જવાંમર્દ,' 'એક કદમ આગે,' 'હિંમતે મર્દા'વાળી શ્રેણીના ચોથા પુસ્તક 'ગઈગુજરી'માંથી આ ભાગ લેવામાં આવેલો છે. ]

## શહેરનું ગુલાબ ગામડામાં

અકસ્માત રીતે 'સરસ્વતીચંદ્ર' જેવા મહાન ગ્રંથનો અમને સહેલાઈથી ને સરસતાપૂર્વક પરિચય કરાવનાર, અને એ પછી ગામડાની ગદ્ધાપચીસીમાં સાહિત્યને જીવનશોખ બનાવવામાં નિમિત્ત બનનાર, બાલ્યવયમાં રામાયણ, મહાભારત, સરસ્વતીચંદ્ર, અરેબિયન નાઈટ્સ, વૈતાલ પચ્ચીસી ને સૂડાબહોતરીનું પાન કરાવનાર, જીવતા પુસ્તકાલયસમાં નીમુબહેન ગામડાનું કરેણ ફૂલ નહોતાં, શહેરનું ગુલાબ હતાં. વિધિએ લાવીને એને ગામડા ગામના ઉકરડામાં સુગંધ વહાવવા મૂક્યું હતું.

થોડા મહિના પહેલાંની વાત હતી. શિયાળાની ધુમ્મસ ભરી રાતે એક બાળવિધવા અમારા ગામના એક જુવાનિયા સાથે અમારા

ગામના દૂરના સ્ટેશને ઊતરી. ફક્ત બે ઘાસલેટના દીવાવાળા સ્ટેશન પર, મોડી રાતે ઊતરનારાં ઉતારુઓ ગણ્યાગાંઠયાં હતાં. એકાદ ગાડાવાળો ભાડું કરવા આવતો. એય આવી હિમભરી રાતમાં ઘરની બહાર નહિ નીકળેલો. હવે શું? કોઈ દહાડો એક માઈલ પણ આવા ખાડા ટેકરા ને ધૂળ–ઢેફાંવાળા માર્ગ પર ચાલવા ન ટેવાયેલી એ સુકોમળ નારી મૂઝાણી. વળી સ્ટેશનથી બે ગાઉ દૂર આવેલા પુરુષના વતનમાં રાતોરાત પહોંચી જવું, એ પણ સલામતી માટે આવશ્યક હતું. બૂઢા માસ્તરે રેલ્વે–ફાનસના અજવાળે રૂપનાં અજવાળાં ઢોળતી સ્ત્રીને જોઈ અને એની આંખ ચમકી.

કંઈ વધુ હોહા થાય એ પહેલાં બંને જણાંએ ઊપડવાનો નિશ્ચય કરી લીધો. યુવતીએ કમરનો પાલવ જરા કસીને બાંધ્યો, પગનાં ઝાંઝર કાઢી લીધાં ને માંડયું ચાલવા! રસ્તામાં કાંટા હતા, પથરા હતા. સ્વચ્છ પાકા રસ્તા પર ચાલવા ટેવાયેલી પગની કોમળ પાનીઓ છોલાવા લાગી. મખમલી ચંપલના બંધ તૂટી ગયા. ઉઘાડે પગે બાવળની શૂળો વચ્ચે એ ચાલી. હિંદુ વિધવાના નસીબમાં સદા શૂળો ને છેલ્લે શૂળી હોય છે એનું એને પૂરું ભાન હતું.

જ્યારે બંને ઘેર પહોંચ્યાં ત્યારે એ કોમળ દેહમાં શ્વાસ માતો નહોતો. ચંપાફૂલ જેવી પાનીઓ લોહીથી રંગાઈ ગયેલી, ઠંડી રાતમાંય આખા દેહ પર પરસેવો વળી ગયેલો. એ દિવસે અમારા ગામમાં એ આવ્યાં. તે પછી એમણે ફરીથી ન શહેર જોયું. ન એ સ્ટેશન જોયું. જે દિવસે એ ઘરમાં દાખલ થયાં ત્યારથી તે એમનો દેહ પડયો ત્યાં સુધી તેમાં જ રહ્યાં, એટલું જ નહિ પણ એમનું શબ પણ, દૂરના નદીકિનારે પહોંચવાના બદલે, માત્ર ગામબહાર શ્મશાન સુધી જ જઈ શકયું. કારણ કે એ ઘરના પિંજરમાંથી ક્રાંતિ કરીને નાસી છૂટેલાં મેનાં હતાં. આખુંય વિશ્વ એમનું વેરી હતું.

નીમુબહેન તો નીમુબહેન હતાં. રૂપ તો રાજાની રાણી જેવું. અવાજ કોયલ જેવો. ગરબે રમે તો શેરી ગુંજી ઊઠે. અમે એમને

પદમણી નાર કહેતા. સવા વાંભનો ચોટલો ને એવી જ અદ્ભુત ઓળવાની છટા! કપડાંનો પહેરવેશ તો ગામડા ગામમાં એવો કોને આવડે! બોલે પણ એવું મીઠું, એવું સંસ્કારી કે સાંભળતાં થાકીએ જ નહિ!

પણ અહીં લઈ આવનાર જુવાને એને છેતરેલાં. શહેરમાં અકસ્માત બંનેને પરિચય થયો. એકબીજા પ્રત્યે પ્રેમ જાગ્યો. જુવાને એમની પાસે ગામડાનું સુંદર વર્ણન કર્યું. પોતાનાં ખેતર-પાદરની, જમીન-જાયદાદાની મોટી મોટી બડાશો મારી. શહેરી જીવન તો નરકસમું છે, ને ગામડામાં ગોકુળ-વૃંદાવનની મજા છે, એમ સમજાવ્યું. સંસારના છળથી બિનવાકેફ નીમુબહેન બધું સાચું માની ગયાં. એમણે કહ્યું: "રે જુવાન! તારે ખાતર ગામડાની ગોરી બનીશ. તારાં દહીં-દૂધ વલોવીશ. ખેતર ભાત લઈને આપવા આવીશ."

જુવાને નોકરી છોડી. સ્ત્રીએ ઘર છોડ્યું!

પણ અમારા ગામમાં આવીને જોયું તો બધું કલ્પનાજગતથી ભિન્ન. એક વાર તો હૈયું ભરાઈ આવ્યું. પોતાની રૂઠેલી વિધાતાને બે કડવા શબ્દો કહેવાનું મન થયું. એમને થયું કે આ તો ઊલમાંથી ચૂલમાં જવા જેવું થયું. પણ બીજી પળે ભગવાનને ભરોસે રહેનારી એ બાઈએ મન વાળી લીધું. અરે, ઘરની બળી વનમાં ગઈ તો ત્યાં દવ લાગ્યો; એટલે મારું નસીબ જ એવું છે! એમાં કોઈને દોષ શો દેવો!

ગામડું ગામ ને આટલું રૂપ! એમાં ઘરેણાં ને સુંદર વસ્ત્ર પહેરે તો ભડકો થઈ ઊઠે. ગામડામાં એવું ન પોસાય. શહેરની સ્ત્રીઓ રૂપને ચમકાવવામાં માને, ગામડામાં એને છુપાવવું પડે. રખેને માથાનું મલીર ખસીને અંબોડે આવી ન જાય! ભૂલેચૂકે વેણી તો ઘલાય જ નહિ. વાળ પણ સાધી પાંથીના ઓળવાના!

પણ નીમુ બહેનને શહેરીમાંથી ગામડિયણ બનતાં વાર ન લાગી. એમણે સૌભાગ્યનાં ચિહ્ન સિવાય બધાં ઘરેણાં ઉતારી નાખ્યાં. બનારસી ને મૈસૂરી સાડીઓ મૂકી દીધી. લાલ કિનારના સાદા સાડલા પહેરવા માંડયા. વાળ પણ સાદી રીતે ઓળવા લાગ્યાં. શહેરની ચકલી નીચે પાણી ભરેલાં, એટલે માથે હેલ એમને ન ફાવે. છાની રીતે પ્રયત્ન કર્યા, પણ વાળના ગુચ્છા પરથી બેડું સરી પડે. પાણી તો ન ભરી શક્યાં, પણ ઘંટીએ દળવા બેઠાં. ઘંટી ફાવી ગઈ. દળીને ઊઠે ત્યારે એમના લાલચોળ હાથ બતાવી કહે :

" જુઓ, તમારા ભાઈએ કેવી સુંદર મેંદી મૂકી છે !"

આમ કહી થોડું હસે, પછી એકદમ ગંભીર થઈ જાય ને વળી ક્ષણમાં ગાવા લાગે ! .

"એક વાર જાજે રે માળણ માળવે,
કંઈ લાવે તું મેંદીનો છોડ ! "

આંબાવાડિયામાં કોયલ ટહૂકે એની મીઠાશ કેવી, એ અમે જાણતા નહોતા; પણ આ કોકિલસ્વરની મીઠાશ કોયલને ભુલાવતી.

અમે એ સ્વરમાં, એ કંઠમાધુરીમાં ગુલતાન બની જઈએ. સંસારનાં દુઃખો વિષે અમે જરૂર જાણતા. એમાં ખાવાનું દુઃખ, રમવાનું દુઃખ, લેશન કરવાનું દુઃખ, મોંપાટ લેવાનું દુઃખ, માસ્તર ઘેર ભણાવવા આવે તે દુઃખ, બાપાજીની ધમકીનું દુઃખ એવાં મોટાં દુઃખો જરૂર હતાં, પણ એથી મોટાં બીજાં દુઃખ છે, એમ નહોતા જાણતા. અને એમાંનું એકે દુઃખ નીમુબહેનને નહોતું, એટલે અમે એમને સુખી માનતા.

આ સુખી નીમુબહેનનાં કુટુંબીઓને જાણ થઈ કે તે અહીં છે; એટલે ભારે ઉપાડો લીધો. પોતાના કુટુંબની છોકરી નાસીને આ રીતે પગલું ભરે તે ઠીક ન લાગ્યું. અરે, જાની કુટુંબની

છોકરી જોશી કુટુંબમાં જાય ખરી! પછી તો જાની કોમના જુવાનિયાઓની જુવાનીને ઝેર ખાવું ન પડે!

સહુએ સંદેશો મોકલ્યો કે "તેં વિધવા થઈને પાપ કર્યું, વળી એ તો ઠીક! જો તારું કાળું કરવું હતું તો જાનીની નાતનો કોઈ ન મળ્યો કે જોશીના ત્યાં જઈ નાક કપાવ્યું. માટે જલદી પાછી ચાલી આવ!"

ક્યાં પાછી જાય? નીમુબહેન જાણતાં હતાં કે ક્યાંય પાછા જવાય તેમ નહોતું. એમણે કહાવ્યું?

"જોશી કે જાની, પણ બ્રાહ્મણનું ખોળિયું તો છે ને! જીવતા જીવે પાછી નહિ આવું. મરેલી લઈ જવી હોય તો લઈ જજો! મારે ક્યાં છાનાં પાપ કરવાં હતાં!"

સગાં કહે, "મરેલી તો મરેલી, પણ લઈ ગયે છૂટકો કરીશું. તું જીવતી હોય છતાં અમારે મન તો મરેલી જ છે."

આ પછી તો ભારે તોફાન ચાલ્યાં. નાક કાપવાનાં, જીવતી ઉઠાવી જવાનાં, નદી–કૂવે હોય તો એમાં ધક્કો દઈ દેવાનાં! ખાવામાં ઝેર દેવાનાં! કારણ કે આમાં તો આખી નાતની આબરૂનો સવાલ હતો. અને મોટી મસ એવી આબરૂ પાસે સામાન્ય માણસના –એમાં પણ એક નિરાધાર નારીના જીવન–મરણનો શો હિસાબ!

પણ નીમુબહેને તો બધો ભરોસો ભગવાન પર મૂક્યો હતો. બીજી સ્ત્રી હોત તો ગભરાઈને મરી જાત, પણ એ તો એ જ શાંતિથી ગાડું ગબડાવે ગયાં. અમે એમના પરિચિત બન્યા પછી તો કેડો મૂકીએ જ નહિ! નવરા પડ્યા કે ત્યાં જઈને બેસીએ. એકાદ વાર્તા, એકાદ ટૂચકો, એકાદ રામાયણની ટૂંક, ભીમનું એકાદ પરાક્રમ કે સરસ્વતીચંદ્રનો કોઈ સુંદર પ્રસંગ તેઓ કહી સંભળાવે! એ ઘઉં વીણતાં હોય તો અમે ઘઉં વીણાવીએ, એ તુવેર ફોલતાં હોય તો અમે ફોલાવીએ; અરે, એ કંઠનું ગીત સાંભળવા એમની

સામે ઘંટીએ પણ બેસીએ ! રાંધતાં હોય તો લાકડાં, તેલ કે પાણી લાવી દઈએ.

વાતો કહેવાની રીત અદ્ભુત. મોડી રાત સુધી કહે. રોજ રોજ વાર્તા માટે એમનો જીવ ખાઈએ. એક વાર અમે વાર્તા સાંભળવા ગયા, ને એમણે છણકો કર્યો :

" રોજ શું જીવ ખાઓ છો ? જાઓ, જતા રહો ! "

અમે નિરાશ થઈ જતા રહ્યા. અરે, મરતાને મેર ન કહેનારાં નીમુબહેન કદી ગુસ્સે ન થાય, ને આજે ગુસ્સે થયાં ! નક્કી આપણાથી કંઈ અવિનય અપરાધ થયો હશે ! અમે કપાતા કાળજે પાછા ફર્યા. બે દહાડા એમની પાસે ન ગયા, ન મળ્યા, પણ કોઈ વાતમાં દિલ જ લાગે નહિ ! જાણે સંસાર સાવ સૂનો થઈ ગયો ! હશે, ભાગ્યમાં હતું તે થયું. પણ અમારી સહુની એક ઇચ્છા હતી, કે એક વાર એમને મળીએ, ગુનો જાણીએ, ગુનાની માફી માગીએ. એ એમના મોંએ માફી આપે ! બસ, પછી અમે અમારે રસ્તે; એ એમના !

કેવી રીતે મળવું એનો વિચાર કરી રહ્યા હતા, ત્યાં ત્રીજે દવસે એમણે મને જ બોલાવ્યો.

" ભાઈ, બે દિવસથી કેમ કાંઈ દેખાતા નથી ? "

" બહેન, તમને માઠું લાગ્યું છે ને ! એક વાર કંઈ ગુનો થયો હોય તો માફી માગવા આવવું'તું, પણ તમે વિશેષ નારાજ થાઓ એનો ડર હતો ! "

" મારાં બાળુડાંઓ ! તમારાથી હું નારાજ થઈશ ! " નીમુબહેન ગળગળાં બની ગયાં. " અરે, તમારા સંગાથથી તો હું જીવું છું. હું મરું રે, મારા ભાઈ ! તમે મને છોડી દેશો તો વિના મોતે મરી જઈશ. મન ઉદાસ હશે. ભૂલથી તમને દુભવ્યા હશે, ભાઈ ! મારા જેવી હતભાગિની પર ગુસ્સો શોભે ! "

નીમુબહેનની સુંદર આંખોમાંથી મોતી ઝરતાં હતાં. હુંય રોવા લાગ્યો. મને રોતો જોઈ એ આગળ વધ્યાં ને બથમાં લઈ કહ્યું :

"મરદ થઈને રૂવે છે! હત છોકરી!"

"તે શું છોકરીઓને જ રડવાનો પરવાનો છે!" મેં બાથમાંથી છૂટતાં કહ્યું, "ભરાયેલું મન ખાલી તો કરવું પડે ને!"

એમણે કંઈ જવાબ ન દીધો, પણ 'સરસ્વતીચંદ્ર'માંથી એક કવિતા ગાઈ સંભળાવી :

"નરજાત સુખી અહીં હશે, કદી મ્હાલતી સ્વચ્છંદથી;
પણ નારીને રોવા વિના, કર્મમાં કંઈ છે નહિ!"

એ કવિતાનો અર્થ સમજી શકું એવી ઉંમર નહોતી. પણ નીમુબહેન ખુશ છે અને આપણને યાદ કરે છે, એ સમાચાર આપવા હું દોસ્તો પાસે દોડી ગયો.

## સ્વાધ્યાય

૧. હિંદુ સસારમાં નારીની જેવી અસહાય દશા પ્રવર્તે છે તેવી હજુ પણ ચાલુ રહે તો રાષ્ટ્રઘડતરના પાયામાં કચાશ રહે કે નહીં?
૨. સ્ત્રીઓનો સામાજિક દરજ્જો શી રીતે વધારી શકાય ?
૩. આજ કાલ આત્મકથાઓ ઠીક ઠીક પ્રમાણમાં લખાવા લાગી છે. આ ઇચ્છનીય છે? આ અંગે તમારો અભિપ્રાય લખો.
૪. "સરસ્વતીચંદ્ર" એ નવલકથામાત્ર જ છે કે તેથી પણ કંઈક વિશેષ છે તે સમજાવો.
૫. જયભિખ્ખુનું કોઈ પુસ્તક વાંચ્યું હોય તો તેનો પરિચય આપો.

# પ્રકીર્ણ

## [ ૧ ]

### અનારકલી

અનારકલી! એક કરુણ ઘટના એ નામની સાથે જોડાયેલી છે. ત્રણસો ને પચાસ વર્ષ પહેલાં જ્યારે મહાન મોગલ સમ્રાટનું શાસન હતું ત્યારે એ સૌંદર્યમયી નારી મોગલ દરબારમાં હતી.

એનું પ્રારંભિક જીવન નૂરજહાંના જીવનને ખૂબ મળતું હતું. તેનું નામ હતું શરફુન્નિસા બેગમ. ઈરાનના ઈસ્પાહીત ગામમાં એક અમીરની એ એકની એક પુત્રી હતી. તેનાં જન્મ વખતે ભવિષ્યવેત્તાઓએ તેમના મસ્તક ધુણાવ્યાં ને જણાવ્યું કે આ બાળકી જીવનમાં ઉન્નતિના ઉચ્ચ શિખરે પહોંચશે, પણ તેના કુટુંબની પાયમાલી થશે. દોઢ દાયકા પછી બીજી આગાહી સાચી પડી.

કંગાલિયત આવી ને તેમાં ક્યાં જવું? અપૂર્વ દોલતના ખજાના જ્યાં ભર્યા છે, એવા હિંદુસ્તાન પ્રત્યે તેમની નજર દોડી. ત્યાં એવા શાહનું શાસન હતું કે જે ઉદાર દિલનો હતો. હિંદને માર્ગે જતાં રસ્તામાં તેમના પર લૂંટારાઓ પડયા. તેનાં માતપિતાનો તેમણે વધ કર્યો ને શરફુન્નિસાને ગઝનીની ગુલામ-બજારમાં તેમણે વેચી દીધી. ગઝની પ્રાંતનો સૂબો રાજા માનસિંગ હતો, તેણે આ બાળાને ખરીદી ને દિલ્હીના શાહી દરબારમાં તરત જ મોકલી આપી.

તેનો મોહક ચહેરો, તેનો મધુર કંઠ, તેની અપૂર્વ નૃત્યકળા એ બધાએ અકબરનું હૃદય જીતી લીધું. અકબરે તેનું નામ અનારકલી પાડ્યું. અનારકલી એટલે દાડમની કળી.

અકબરનો સૌથી મોટો પુત્ર ને ગાદીનો વારસ શાહજાદો સલીમ તે વખતે ભરજુવાનીમાં હતો. તેના બે ભાઈઓમાં મુરાદ દક્ષિણમાં મરાયો હતો, ને દાનિયલનો અંત થોડા વર્ષ પછી આવવાનો હતો.

ખોટી સલાહથી દોરાઈને સલીમે રાજગાદીની ઇચ્છા કરી ને કુદરતી રીતે અકબરનું મૃત્યુ થાય તે પહેલાં તેને ઉખેડી નાખવા પ્રયત્ન કર્યો. રાજગાદી માટેની તેની અધીરાઈમાં કાંઈ નવીનતા ન હતી, કારણ કે મુસ્લિમવારસાના કાયદામાં સૌથી મોટાને જ રાજગાદી મળે એમ ચોક્કસપણે ઠરાવ્યું ન હતું. એટલે એક વખતે અકબર આજારી હતો, ત્યારે સલીમે કાંઈ વિષ આપવા પ્રયત્ન કર્યો હતો. ૧૬૦૩માં સલીમે બળવો પોકારી અલ્લાહાબાદ ખાતે પોતાનો સ્વતંત્ર દરબાર સ્થાપ્યો.

સલીમની રાજગાદી માટેની અધીરાઈ, સમ્રાટ અને તેની વચ્ચેનો બગડેલો સંબંધ; એ બધાને કારણે અનારકલી મારફતે સલીમ સમ્રાટને જફા પહોંચાડે તેવો વહેમ ઉપસ્થિત થયો.

ને પછી એક એવો બનાવ બન્યો કે જેથી સમ્રાટની શંકાઓ દૃઢ થઈ અને અનારકલીનું આવી બન્યું. એક દિવસે સલીમ સાથે અનેક સાથીઓથી ઘેરાયેલો સમ્રાટ અકબર એક કાચગૃહમાં બેઠો હતો. આસપાસ અનેક દર્પણો ગોઠવ્યાં હતાં. તેમણે અનારકલીને નૃત્ય કરવા કહ્યું, ને તે નાચવા લાગી. પછી શું થયું તે અનારકલીની સમાધિ કહેશે. તે યુવતી વહેમનો ભોગ બની જીવતી દફનાઈ.

૧૬૦૫માં અકબરનું અવસાન થયું ને સમ્રાટ નુરૂદ્દીન અહમદ જહાંગીર તેની ગાદીએ આવ્યો કે તરત જ તેને મોટા પુત્રના બળવાનો સામનો કરવો પડ્યો. તેણે પોતે જ બેસાડેલા ખરાબ દાખલાનું તે પરિણામ હતું. જહાંગીરના પુત્ર ખુશરોને ગાદીના વારસ તરીકે જાહેર કરવામાં આવ્યો. જહાંગીરે બળવો શાંત કર્યો ને ખુશરોનાં અનુયાયીઓનાં ભાલાં પર લટકતાં મસ્તકો વચ્ચે વિજય-કૂચ કરીને તેણે ખુશરોની આંખો ફોડી નાખી. છ વર્ષ પછી તે ગાદીએ બેઠો, ત્યારે તે નૂરજહાંને પરણ્યો. તે ખૂબ જ રોમાંચક બનાવ હતો.

ચાર વર્ષ પછી જ્યારે બધું શાંત થયું ત્યારે જહાંગીરને અનારકલી યાદ આવી ને ત્યારે જે સ્થળે એ બાળાને ઊભી ચણી લેવામાં

આવી હતી ત્યાં તેણે એક સુંદર કબ્ર બંધાવી. એના ઘુમ્મટ નીચે સુંદર કોતરકામવાળા શ્વેત આરસનો પથ્થર મૂકવામાં આવ્યો ને તેના પર પ્રભુનાં ૯૯ નામો કોતરવામાં આવ્યાં. આ કોતરકામ જેવું કોતરકામ હિંદમાં ક્યાંય નથી. એક બાજુએ "મજનુન–સલીમ–અકબર" લખ્યું છે, બીજી બાજુ એક ઉર્દૂ બેત છે. તેનો અર્થ એ છે કે "જો હું મારી પ્રિયતમાનો ચહેરો ફરીથી જોઈ શકું તો ખુદાનો હંમેશનો કૃતજ્ઞી બનીશ"

એક કવિએ અનારકલીને અંજલી આપતાં લખ્યું છે કે :

"સાંજે પ્રકાશતા તારા જેવી આંખોવાળી, મધુર સુવાસ પ્રસરાવતાં ગુલાબનાં પુષ્પો જેવા હાથવાળી, મધુર રસ ઝરતાં ધરતી પર ફરતાં નાજુક પગવાળી અનારકળી, તારા ખૂન પછી શાહજાદા સલીમનું હૃદય ભાંગી ગયું છે. સૂર્યકિરણ જેવી હસતી ને રમતી, પક્ષીઓ જેવી નિર્દોષ, બધાની પ્રિય એવી અનારકલી, તારો ઘાત તો કોઈ ક્રૂર માનવી જ કરી શકે."

અનારકલીની કબ્ર આસપાસ તે પછી સુંદર બગીચો કરવામાં આવ્યો છે. તે પછી આ કબ્રની કોઈએ સંભાળ લીધી નહિ. રણજીતસિંહના વખતમાં આ કબ્ર ફ્રેંચ સૈનિકો વાપરતા. પંજાબ બ્રિટિશના હાથમાં ગયું ત્યારે એમણે આ કબ્રમાંથી એક દેવળ બનાવ્યું. તેનો આરસનો પથ્થર કાઢીને બાજુમાં મૂકી દેવામાં આવ્યો ને પછી વળી ત્યાં બીજી ઇમારત બાંધવામાં આવી ને આજે ત્યાં પંજાબ સરકારનું પુસ્તકાલય છે.

એ રીતે ભાગ્યના પવન પર સવારી કરીને તે ઉચ્ચ સ્થાને પહોંચી ને તે જીવતી કબ્રમાં દટાઈ ગઈ. જીવન ઊગતાં જ આથમી ગયું.

મોગલ ઇતિહાસના અનેક રોમાંચક બનાવોમાં અનારકળીનો ઇતિહાસ ખૂબ રોમાંચક છે ને અનેક નવલકથાલેખકો તથા કવિઓએ પોતાની કલમ તેની પાછળ વહેતી મૂકી છે. [ઉદ્ધૃત]

[ ૨ ]

# હિંદુસ્તાનમાં સાડીનો પહેરવેશ

મધ્યયુગમાં ખર્ચાળ ટેવોની અસર નીચે "રીઆ"નું બોડીસમાં રૂપાંતર થયું. તેની બાંયો ટૂંકી થઈ અને છાતીની નીચેનો કમરનો ભાગ ખુલ્લો રહેવા લાગ્યો. આ જાતની બોડીસ રાજપૂતાના ને સંયુક્ત પ્રાંતમાં તથા ગુજરાતની પ્રજામાં હજીયે જણાય છે.

આ બોડીસને "કંચુલી" અગર "ચાંગીઆ" કહેવામાં આવે છે, ને શરીરના ઉપરના ભાગને તથા માથા ઉપર થઈને પસાર થતા કપડા સાથે તે પહેરવામાં આવે છે. યુરોપના સાગરતટના સ્થળોએ સૂર્યસ્નાનનો આનંદ માણતી યુવતીઓ અજાણતાં આ "કંચુલી"ને અપનાવી રહી છે.

મોગલોના આક્રમણ પછી ઈરાની અસર પડતાં મેખલામાં સુધારા થયા. તેનો વિસ્તાર વધ્યો, તે વધુ પારદર્શક બની. હિંદમાં તે જ વખતે પાયજામાનું આગમન થયું અને તેની અસર પહેરવેશ ઉપર પડી. ક્રમશઃ આ સુધરેલી મેખલા આગળ વધતી જ ગઈ અને તેનું પરિણામ ઉત્તરહિંદમાં ઘેરાવવાળા ચણિયામાં આવ્યું. ચાલતી વખતે આ ચણિયાની ઘૂમરી નવાં સૌંદર્ય અર્પે છે. આવા કેટલાક ચણિયા તો પચાસ વારના હોય છે.

પરન્તુ બંગાળ, ઓરીસ્સા અને દક્ષિણ એવા હિંદના કેટલાક ભાગોમાં ચણિયાનું નામનિશાન નથી. મેખલાનો વિસ્તાર વધ્યો છે, પરન્તુ તેણે કાપડાનું સ્વરૂપ લીધું છે અને પછી તેનો આકાર સાડી જેવો થઈ ગયો. 'સારી' શબ્દ સંસ્કૃત સાતી ઉપરથી આવ્યો છે ને વચ્ચેનો શબ્દ સાડી છે. સાતી શબ્દ જાણે કોઈ પ્રાચીન શબ્દ સંસ્કૃતમાં ઘૂસી ગયો હોય તેવું લાગે છે.

સાડી એ કાપડનો કકડો છે; તે સુતરાઉ, રેશમી અગર ઊની હોય છે. સામાન્યતઃ ૪૫ ઇંચ પહોળી અને ૬ વાર લાંબી હોય છે. આ માપ જુદા જુદા પ્રાંતોમાં ભિન્ન હોય છે અને તેનો આધાર શરીર ઉપર કેટલી વીંટાળવાની હોય છે, તે ઉપર રહે છે. તેને બે કોરો હોય છે. કેટલીક વાર સાદી પરંતુ મોટે ભાગે ભાત પાડેલી હોય છે. કોરો વગરની સાડીઓ ફક્ત વિધવાઓ જ શોકના ચિહ્ન તરીકે પહેરતી હોય છે.

બંગાળમાં સાડીનો વિકાસ તેની ગ્રામિણ કળાઓમાં, મંદિરની મૂર્તિઓના પહેરવેશમાં, અને કાલિઘાટના ચિત્રકારોના લોકપ્રિય ચિત્રોમાં જોઈ શકીએ છીએ. બંગાળમાં જન્મ પામેલી આ સાડીની ફેશન બીજા પ્રાંતોમાં કેવી રીતે ગઈ? ઐતિહાસિક બનાવો તેના કારણરૂપ હોઈ શકે. માથું ઢાંકી આખા વદન ઉપર લાવી હાથથી તેનો છેડો ઝાલી રાખી પડદામાં રહેતી સ્ત્રીઓ કરે છે તેમ એક આંખે જોવાની રીત ક્યાંથી પ્રચલિત થઈ? મુસ્લિમ આક્રમણ પહેલાં હિંદુ સ્ત્રીઓમાં પડદો હતો જ નહિ. પરદેશીઓની નજરમાં સન્માન-નીય જણાય તે માટે માથું ઢાંકવાની રીત હિંદુસ્ત્રીઓએ મુસ્લિમ સ્ત્રીઓના "બુરખા" ઉપરથી તો નથી લીધી? આ સંબંધમાં ધ્યાનમાં રાખવા જેવું એ છે કે દક્ષિણમાં મુસ્લિમ અસર નહિ થવાથી ત્યાંની સ્ત્રીઓ માથે ઓઢતી નથી તેમજ પડદો પણ પાળતી નથી. દક્ષિણમાં સાડી ખભા ઉપર જ હોય છે.

સાડી પહેરવાની મુખ્ય ચાર રીતો છે: પારસી અગર ગુજરાતી, મહારાષ્ટ્રીય, બંગાળી અને નેપાલી. અત્યારે સાડી ઓઢવાની મદ્રાસી રીત હિંદમાં ઘણે સ્થળે આદર પામતી રહી છે.

સાડી સામાન્ય રીતે સૂતર અને રેશમમાં વણવામાં આવે છે, પરન્તુ રંગ, આકાર ને ભાતમાં ઘણી વિવિધતા હોય છે. દરેક પ્રાંતની ખાસ લાક્ષણિકતા હોય છે. અત્યારે જે સાડીઓ લોકપ્રિય છે

તેમાંની કેટલીકની જ ખૂબીઓ હું વર્ણવી શકું તેમ છું. દક્ષિણ હિંદમાં મદુરામાં સાડીઓ બનાવવાનો મોટો ઉદ્યોગ ચાલે છે. ત્યાં સાડીઓ વણવામાં તથા રંગવામાં આવે છે. મદ્રાસી સાડીઓમાં પીળી કોરો તથા સુંદર રંગો હોય છે. ઓરીસ્સામાં લાલ અને પીળા રંગ સ્ત્રીઓને વધુ ગમે છે. બન્ને બાજુની કોરો સુંદર રીતે ભરેલી હોય છે. આ પ્રદેશમાં "થારાબોલી" નામનું એક સાધન પણ આમાં વપરાય છે. આમાં આખી સાડી જુદા જુદા રંગની આકૃતિઓથી ભરી દેવામાં આવે છે. આ સાડી નવવધૂના કપડાં તરીકે વપરાય છે.

ઢાકાની મલમલ પહેલાં ઘણા દેશોમાં જતી. આવું ઝીણું કપડું આજે કોઈ સ્થળે નથી બનતું. આવું ઝીણું સૂતર કાંતવાની તથા કપડા ઉપર સુંદર નકશી પાડવાની કળા આજે અદૃશ્ય થઈ ગઈ છે. આજે તો ઢાકાના વણકરો સસ્તી કિંમતે જુદા જુદા રંગની સાડીઓ પૂરી પાડે છે. સુંદર કલામય ભાતવાળી ઢાકાની સાડીઓ આજે તો મ્યુઝીઅમમાં જોવા મળે છે. મુર્શીદાબાદની રેશમ ઉપર છાપેલી સાડીઓ કલકત્તામાં ઊંચા વર્ગોમાં ખૂબ આદર પામે છે. પરન્તુ આપણે "બલુચર"ના નામથી ઓળખાતું રેશમ આજે મેળવી શકીએ તેમ નથી, કારણ કે તે વણનારો થોડાંક વર્ષો ઉપર જ આ જગતનો ત્યાગ કરી ગયો. મોંઘી બનારસી સાડીઓ કરતાં તેની કલામય બનાવટો લોકોમાં વધુ પ્રિય હતી.

પહેલા સોનારૂપાના તારની ગૂંથણીવાળી બનારસી રેશમી સાડીઓ બહુ થોડા ખરીદી શકતા. પરંતુ હવે સસ્તે ભાવે તે મેળવી શકાય છે. મધ્યમ વર્ગની સ્ત્રીઓના ભંડારમાં આવી સાડી તો હોય જ! ફેશનોમાં અનેક ફેરફાર થયા હોવા છતાં બનારસી સાડી માટેની ચાલુ માગણીથી એ ઉદ્યોગ હજી ટકી રહ્યો છે.

"પટોળાં" પણ પ્રખ્યાત છે. આ રેશમમાં જુદી જુદી ભાતો સાથે વણવામાં આવે છે. ગુજરાતમાં અને રાજપૂતાનાના કેટલાક ભાગમાં

"બાંધણી" બનાવવામાં આવે છે. આ સુતર તથા રેશમને રંગીને બનાવવામાં આવે છે. મારવાડી સ્ત્રીઓ આમાંથી બનાવેલો બુરખો ઓઢે છે. મરાઠી સાડીઓ ખરબચડા રૂ કે રેશમમાંથી બનાવવામાં આવે છે. તેમનું રંગોનું મિશ્રણ અવનવીન હોય છે. તેમાં મુખ્યત્વે લીલી ને રાતી કિનારો હોય છે. ગ્વાલિયરમાં સુંદર સાડી બનાવવામાં આવે છે અને તેને "ચંદેરી" કહેવામાં આવે છે.

નેપાલની સ્ત્રીઓ સાડી પહેરે છે, પરન્તુ ત્યાં એવો કશો ઉદ્યોગ નથી. તેઓ સાડી માટેનું રંગીન કાપડ સંયુક્ત પ્રાંતમાંથી આણે છે. નેપાલી સ્ત્રીઓ સાડી કમ્મર ઉપર વીંટાળે છે અને શરીરના ઉપરના ભાગ માટે જુદું કપડું વાપરે છે. માથા ઉપર વીંટાળવા માટે શાલ જેવું બીજું કપડું વાપરવામાં આવે છે

સાડીએ હિંદ ઉપર વિજય મેળવ્યો છે. આજે એશિયા તથા યુરોપ ઉપર વિજય મેળવવા તે પ્રસ્થાન કરી રહી છે. તેની સુંદર ભાત અને આકારની સંપૂર્ણતા તેને અનંત સૌંદર્ય બક્ષે છે. આ સૌંદર્ય ઇજીપ્તના પહેરવેશો, ગ્રીકોના શાલ્માઈક તથા મધ્યયુગના યુરોપિયન ફેશનોના કપડાંના સૌંદર્યની હરોળમાં બેસે તેવું છે, તે ચોક્કસ છે.

શ્રીમતી પ્રતિમા ટાગોર

[ ૩ ]

## દીપાવલિ મહોત્સવ

આશ્વિન વદ ૧૩ થી કાર્તિક સુદ ૨ સુધી આખા હિંદુસ્તાનમાં જે મહોત્સવ મોટા ઠાઠમાઠથી પાળવામાં આવે છે, તે દીપાવલિ અથવા દિવાળીના નામથી પ્રસિદ્ધ છે. શાસ્ત્રોક્ત રીતે જોઈએ તો દિવાળીનો તહેવાર ત્રણ દિવસનો છે. તો પણ બલિપ્રતિપદા અને યમદ્વિતીયાની ગણતરી પણ આ તહેવારમાં કરવામાં આવે છે. આ પાંચે દિવસનાં નામ જુદાં જુદાં છે અને દરેક દિવસે કેટલોક ધર્મવિધિ કરવામાં આવે છે.

પહેલો દિવસ ધનત્રયોદશી [ધનતેરશ]ના નામથી ઓળખાય છે. તેને ધનતેરશ કહે છે. આ દિવસના તહેવાર માટે પુરાણમાં એક વિલક્ષણ કથા મળી આવે છેઃ-પ્રાણિ માત્રના જીવિતની મુદ્દત પૂરી થતાં જ તેમનો પ્રાણહરણ કરનારા યમરાજાએ એક વખત પોતાના સેવકોને પૂછ્યું કે, યમપાશ નાંખીને પ્રાણહરણ કરવાનું કાર્ય કરતી વખતે તમને કોઈને માટે દયા ઉપજી હતી?

સેવકોએ કહ્યું:-એક વખત હંસ નામનો રાજા અરણ્યમાં શિકારે ગયો. તે વખતે પોતાની રાજધાની પાસેથી તે બહુ દૂર ગયો હતો. ત્યાંથી તે નજીકના હૈમ રાજાના મહેલમાં આરામ લેવા ગયો. તેણે તેનો ઉત્તમ રીતે સત્કાર કરીને તેને સંતુષ્ટ કર્યો. પુત્ર થવાને લીધે હૈમ રાજા તે વખતે મોટા આનંદમાં હતો. તે દિવસે છઠનો ઉત્સવ હતો. દેવીઓએ સ્ત્રીરૂપ ધારણ કરીને રાજાને કહ્યું કે આ છોકરાનાં લગ્ન થતાં જ ચોથે દિવસે સર્પદંશથી તે મરણ પામશે. રાજાને બહુ માઠું લાગ્યું અને અપમૃત્યુ ટાળવા માટે તેણે કેટલાએક દૈવિક ઉપાય કર્યા. હંસ રાજાને પણ આ ભવિષ્ય સાંભળી માઠું લાગ્યું. હૈમરાજાના છોકરાનું અપમૃત્યુ ટાળવાનું તેણે માથે લીધું, અને યમુના નદીના મધ્ય ભાગમાં એક સુંદર મહેલ બંધાવી તેમાં તે છોકરાને રાખ્યો. યોગ્ય વખતે એક સુસ્વરૂપ રાજકન્યા સાથે તેનો વિવાહ થયો. આ સમારંભ ઠાઠમાઠથી ચાલતો હતો, ત્યારે ચોથે દિવસે રાજપુત્ર સર્પ-દંશથી મરણ પામ્યો. તે વખતે તેનો પ્રાણહરણ કરી લાવવાનો વખત જ્યારે અમારા ઉપર આવ્યો ત્યારે અમને બહુ જ માઠું લાગ્યું. કારણ કે આવા આનંદોત્સવને વખતે આવો પ્રસંગ આવેલો જોઈને અમને બહુ દયા આવી. આવો પ્રસંગ કોઈના ઉપર પણ ન આવે એવું આપ કરશો તો આપની મહદ્ કૃપા થશે.

સેવકનું આ ભાષણ સાંભળીને યમરાજાએ કહ્યું:—હે સેવકો, આશ્વિન વદ ૧૩ થી પાંચ દિવસ સુધી દરરોજ સાંજે જે લોકો દીપોત્સવ કરશે તેમને તમારી ઈચ્છા પ્રમાણે અપમૃત્યુ આવશે નહિ.

આ કથા ઉપરથી આ દિવસને ધનતેરસ શા માટે કહે છે તેનો ખુલાસો થતો નથી. દીપાવલિનો આ પ્રથમ દિવસ છે, એટલું જ જણાઈ આવે છે.

દિવાળીનો બીજો દિવસ **નરકચતુર્દશી** અથવા **કાળીચૌદશના** નામે પ્રખ્યાત છે. ભાગવતમાં એવી કથા છે કે પ્રાચીન કાલમાં ભૌમાસુર અથવા નરકાસુર નામનો એક બલાઢય અસુર પ્રાગ્જ્યોતિષપુરમાં રાજ્ય કરતો હતો. તેણે ઇંદ્રનું છત્ર, આદિતિનાં કુંડલો અને અમર પર્વત ઉપરનું મણિપર્વ નામનું સ્થાન હરણ કર્યાં. દેવ અને માનવીને એ અત્યંત ત્રાસ આપવા લાગ્યો. અજેય થવાને માટે તેણે પોતાની રાજધાનીની આસપાસ પર્વતોના અને શસ્ત્રોના કિલ્લા રચ્યા. તે દુષ્ટ દૈત્ય સ્ત્રીઓને પણ હેરાન કરવા લાગ્યો. પકડી આણેલી સોળ હજાર રાજકન્યાને તેણે કેદખાનામાં નાખી અને તેમને પરણવાનો તેણે વિચાર કર્યો. આવી સ્થિતિ પ્રાપ્ત થતાં જ બધે ઠેકાણે હાહાકાર થઈ રહ્યો. શ્રી. કૃષ્ણને આ વાતની ખબર પડતાં જ તેમણે સત્યભામાને સાથે લઈને તે અસુરના કિલ્લા ઉપર હલ્લો કર્યો. નરકાસુરને ઠાર કરીને સર્વ રાજકન્યાઓને તેમણે મુક્ત કરી અને ઇંદ્રાદિક પાસેથી હરણ કરેલું ધન જેનું હતું તેને તેમણે પાછું આપ્યું. ચતુર્દશીને દિવસે ઉષાકાલને વખતે નરકાસુરને ઠાર કરીને તેના રક્તનું તિલક પોતાને કપાળે લગાડયું અને જ્યારે તેઓ ઘેર આવ્યા ત્યારે નંદે તેમને મંગળ સ્નાન કરાવ્યું. સ્ત્રીઓએ ઓવારણાં લઈને આનંદ વ્યક્ત કર્યો. બધું શહેર આનંદોત્સવમાં સામેલ થયું. આ યુદ્ધના સ્મારક તરીકે નરક-ચતુર્દશીનો દિવસ દિવાળીમાં મુખ્ય ગણાયો છે. ગુજરાત અને રાજપૂતાનાના કેટલાએક ભાગમાં તે દિવસે હનુમંતની પૂજા કરવાનો રિવાજ છે.

દિવાળીને ત્રીજે દિવસે **લક્ષ્મીપૂજન** કરવામાં આવે છે. તે વિષે એવી કથા છે કે જૂના વખતમાં બલિરાજા મોટો વૈભવશાલી હતો. તેણે પોતાની સંપત્તિ અને પરાક્રમના યોગથી દેવાદિકોને

કારાગૃહમાં પૂરી મૂક્યા. ખુદ લક્ષ્મીને પણ બલિના કેદખાનામાં દિવસ ગુજારવા પડ્યા. તે વખતે શ્રી. વિષ્ણુએ વામનરૂપ ધારણ કરીને ત્રિપાદભૂમિ દાન માગવાનો ઢોંગ કર્યો અને બધા વિશ્વ ઉપર પોતાનું પ્રભુત્વ સ્થાપ્યું. બધા સાથે લક્ષ્મીનો પણ છુટકારો થયો. બલિને પાતાળમાં પૂરી મૂકવામાં આવ્યો. લક્ષ્મીનો એ રીતે અસુરોના હાથમાંથી છુટકારો થવાથી બધાને આનંદ થયો અને તેનું વાસ્તવ્ય દરેકના ઘરમાં કાયમનું થાય માટે ભક્તિપૂર્વક તેની પૂજા કરવાનો રિવાજ તે દિવસથી પ્રચારવામાં આવ્યો. આથી અમાસને દિવસે લક્ષ્મીપૂજન કરવામાં આવે છે.

યુગધર્મ

[૪]

## સ્ત્રીની સત્તા

'તમને ખબર છે?' ચા-ખાંડ થેલીમાં બાંધતાં બાંધતાં તેણે બોલવા માંડ્યું, 'કે સ્ત્રીઓની જે સત્તા-જે શિરજોરી નીચે જગત કચડાઈ રહ્યું છે, તે મેં હમણાં કહ્યું તેમાંથી જ ઉદ્ભવે છે?'

'સ્ત્રીઓની સત્તા એટલે તમે શું કહેવા માગો છો?' મેં પૂછ્યું, 'લોકો તો બધા ઊલટા ફરિયાદ કરે છે કે સ્ત્રીઓને પૂરતા અધિકાર નથી, તે તો પરાધીનતામાં પીડાય છે.'

'હં, એ જ વાત છે ને!' ઉલ્લાસથી તે બોલી ઊઠ્યો, 'હું પણ એ જ કહેવા માગું છું. એક બાજુથી સ્ત્રીની પાર વિનાની અવમાનના થઈ રહી છે, તો બીજી બાજુથી એનું સર્વત્ર અપ્રતિહત શાસન પ્રવર્તે છે; એ સાધારણ બનાવનો ખુલાસો પણ એ જ છે. બરાબર યહૂદીઓની જેમ જ. તેઓ પોતાની દ્રવ્યસત્તાને જોરે પોતાની પરાધીનતાનું વેર વાળે છે અને સ્ત્રીઓ પણ એમ જ કરે છે.' 'હં, તમે એમ કહો છો ને કે અમારે એકલો વેપાર જ

સંભાળવો ? બહુ સારું, અમે એકલો વેપાર સંભાળીને પણ તમને તાબે કરવાના.' એમ આ યહૂદી લોકો કહે છે. સ્ત્રીઓ કહે છે : 'હું તમે એમ કહો છો ને કે અમારે કેવળ તમારું વિષયસાધન જ બનવું? બહુ સારું, કેવળ વિષયસત્તાને જોરે જ અમે તમને તાબે કરવાનાં.'

'સ્ત્રીઓની અધિકારહીનતા, એને મત આપવાનો કે ન્યાયાધીશ બનવાનો હક્ક નથી એ બાબતમાં રહેલી નથી; કેમકે એવી પ્રવૃત્તિમાં વ્યાપૃત રહેવું એમાં અધિકાર જેવું કશું છે નહિ. પણ એના સ્નેહસંબંધમાં એ પુરુષની સમાન કોટિમાં નથી, પુરુષની પેઠે ત્યાગ-સ્વીકારનો, વરાવાને બદલે વરવાનો એને હક્ક નથી, એ બાબતમાં રહેલી છે. તમે કહો છો કે એ તો અસ્વાભાવિક ને પ્રકૃતિવિરુદ્ધ ગણાય. અસ્તુ. પણ તો પછી પુરુષને પણ એવો અધિકાર ન ભોગવવા દેવો ઘટે. આ તો થાય છે એવું કે પુરુષના જીવનસાથીરૂપ સ્ત્રીને પસંદગીનો અધિકાર નહિ હોવાથી એને નખરાં ને વિલાસિતાનો આશ્રય લેવાની ફરજ પડે છે, અને એ સાધનને બળે એ સર્વ ઉપર પોતાની આણ વર્તાવે છે, એટલે પરિણામ એ આવે છે કે પુરુષ પસંદગી કરે છે તે તો નામની અને માત્ર ઉપચારરૂપ જ નીવડે છે, ને ખરી પસંદગી તો સ્ત્રીઓને હાથે જ થાય છે. સ્ત્રીઓના હાથમાં સત્તા આવે છે તેવી જ એ તેનો દુરુપયોગ કરવા માંડે છે, ને પછી એ અબળા ભયંકર પ્રબળા થઈ પડે છે.'

'પણ સ્ત્રીની આવી અસાધારણ સત્તા તમે દીઠી ક્યાં ?'

'ક્યાં ? સર્વત્ર ને સર્વ વિષયોમાં. મોટાં શહેરોનાં ભંડારો, દુકાનો ને વખારો જરા જુઓ. લાખ્ખોનો માલ એમાં ખડક્યો છે, લાખ્ખોનો. જે ગંજાવર મજૂરી એમાં બરબાદ થાય છે તેનો આંક નીકળવો અશક્ય છે; ને આ બધા ભંડારો વગેરેમાંના નવદશાંશ જેટલા માલમાં પુરુષવર્ગને ખપનું એવું કશુંયે મળવાનું ?

જિંદગીની સઘળી એશઆરામની સામગ્રીનો ઉપાડ ને નભાવ સ્ત્રી જ કરે છે. આ બધાં કારખાનાંઓની ગણતરી કરો. એનો મોટો ભાગ સ્ત્રી-ઉપયોગી અલંકારો કે વસ્તુઓની બનાવટમાં રોકાયો છે. લાખ્ખો માણસો, ગુલામોની પેઢીઓની પેઢીઓ આ આપણા જીવન-સાથીઓના ખ્યાલી તરંગોને ખાતર જેલના કેદીઓ જેવી મજૂરી કરતાં કરતાં મરી જાય છે.'

'મહારાણીઓની માફક આ સ્ત્રીઓએ માનવજાતિના નવદશાંશ જેટલા ભાગના હાલહવાલ લડાઈના કે સખત મજૂરીના કેદીઓ જેવા કર્યા છે. ને આ બધાનું કારણ એ કે આપણે એનું સઘળું માન હરી લઈ એને છેક ગુલામડી જેવી બનાવી દીધી છે, ને પુરુષ-વર્ગ જે અધિકારો ભોગવે છે તે એમની પાસેથી ખૂંચવી લીધા છે. તેથી જ આપણી વિષયાસક્તિનું તેઓ વેર વાળે છે, ને આપણને પોતાની જાળમાં ફસાવે છે.'

'હા, બધી વાતનું મૂળ એમાં જ છે. સ્ત્રીઓએ પોતાની જાતને ઇન્દ્રિયોને વિહ્વળ બનાવવાના એવા પાણીદાર હથિયાર જેવી બનાવી છે કે એમની હાજરીમાં કોઈ યુવાન તો શું, પણ વૃદ્ધ પુરુષ પણ પોતાનું સ્વાસ્થ્ય જાળવી શકતો નથી. આપણા સાર્વજનિક ઉત્સવો, આપણાં ખાનપાનના મેળાવડા ને નૃત્યાગારો નિહાળો તો આ વાત સમજાશે. આ બધે સ્થળે પોતે જે મોહિની પાથરી શકે છે તે સ્ત્રી બરાબર સમજે છે. એ સમયના એના વિજયસૂચક સ્મિતમાં જ તે દેખાઈ આવે છે.'

જેવો કોઈ યુવાન પુરુષ સ્ત્રી પાસે પહોંચે છે કે તરત તે આ મોહિનીથી અંજાય છે ને એના નશાની લહેરમાં તે પોતાનાં સાનભાન ભૂલે છે. અગાઉ જ્યારે હું કોઈ લૂગડાં-ઘરેણાંનો ભારે ઠઠારો કરીને આવેલી સ્ત્રીને જોતો—પછી ચાહે તો ઘેરદાર ઘાઘરા ને રાતા રૂમાલમાં શણગારાયેલી લોકવરણની સ્ત્રી હોય કે પછી નૃત્યાગારનો પોશાક

પહેરેલી અભણ વર્ગની સ્ત્રી હોય—ત્યારે મને અકળામણ આવતી, પરંતુ હવે તો એને જોઈને હું એકદમ ભડકી જ ઊઠું છું. પુરુષ-વર્ગને માટે મારે ભયંકર એવી કોઈ કાયદાવિરુદ્ધ વસ્તુ એમાં રહેલી હવે મને દેખાય છે. ને આ ભયાનક વસ્તુથી મનને બચાવવા કશીક ઓથ શોધવાનું તથા તેને દૂર ખસેડવા માટે પોલીસને બોલાવવાનું મને મન થઈ આવે છે.'

'અરે આ સાંભળીને તમે હસો છો!' તે બૂમ પાડી ઊઠ્યો.

'પણ આ હું જરાયે મશ્કરીમાં નથી કહેતો. હું માનું છું, મને પાકી ખાતરી છે, કે એવો એક જમાનો આવશે—ને કદાચ થોડા જ સમયમાં આવશે કે જ્યારે દુનિયા આ બધું જોઈને સમજી શકશે, અને જે સમાજમાં આપણાં જીવનસાથીરૂપ સ્ત્રીઓ શરીરને શણ-ગારીને વિષયાસક્તિને ઉશ્કેરે એવાં કૃત્યો કરી રહી છે, તેવાં હાનિ-કારક કૃત્યોની સદર પરવાનગી હોય એવો સમાજ શી રીતે ટકી શક્યો હશે એના વિચારે લોકો આશ્ચર્યચકિત થશે. કારણ કે એ તો આપણા રાજમાર્ગો ઉપર જાળ પાથરવા જવું અથવા એથી પણ વધુ ભયંકર છે. વિષયલાલસાને ઉશ્કેરે એવો પોશાક પહેરી ફરનારી સ્ત્રીઓને મના નથી કરતા તો પછી જુગારની શા માટે મનાઈ કરો છો? આ સ્ત્રીઓ તો જુગાર કરતાં સહસ્રગણી વિશેષ ભયંકર છે.'

ટૉલ્સ્ટૉય

## સ્વાધ્યાય

૧. અનારકલીની કરુણ ઘટના તમારા શબ્દોમાં વર્ણવો.

૨. આપણા પહેરવેશમાં, યંત્રયુગને નજરમાં રાખીને, શો ફેરફાર કરવો જરૂરી ગણાય?

૩. માનવજીવનમાં તહેવારોનું શું સ્થાન છે?

૪. પુરુષો અને સ્ત્રીઓની સ્વતંત્રતાની મર્યાદાનું અવલોકન કરો.

૫. આ પુસ્તકમાંથી કઈ કવિતા અને કયો લેખ તમને સૌથી વધુ પસંદ પડ્યાં તે દલીલ સાથે સમજાવો.

**ગુજરાત વિદ્યાપીઠે જોડણીકોશમાં જોડણીના જે નિયમો આપ્યા છે તેમાંથી કેટલાક અગત્યના**

# જોડણીના નિયમો

[બારમા ગૂજરાતી સાહિત્ય સંમેલને સર્વમાન્ય અને એકધારી જોડણી વ્યવસ્થિત કરવાના આશયને સ્વીકારતાં ગૂ. વિદ્યાપીઠની જોડણીને માન્ય રાખી છે. મુંબઈ ઈલાકાના સરકારી કેળવણીખાતાએ તેમ જ મુંબઈ વિદ્યાપીઠે પણ ગૂ. વિદ્યાપીઠની જ જોડણી માન્ય રાખી છે અને એ અંગેના પરિપત્રો પૂરેપૂરો સહકાર આપે તે માટે, લાગતાવળગતા સર્વને પહોંચાડવામાં આવેલ છે. એટલે વિદ્યાર્થીઓ પણ તેના ઉપર લક્ષ આપે એ જરૂરનું છે.]

૧. ભાષામાં તત્સમ શબ્દોની જોડણી મૂળ પ્રમાણે કરવી. ઉદા૦ મતિ; ગુરુ; વિદ્યાર્થિની.

૨. ભાષામાં તત્સમ તથા તદ્ભવ બંને રૂપો પ્રચલિત હોય તો બંને સ્વીકારવાં. ઉદા૦ કઠિન–કઠણ; રાત્રિ–રાત; દશ–દસ; નહિ–નહીં; હૂબહૂ–આબેહૂબ; ફર્શ–ફરસ.

૩. હ જ્યાં દર્શાવવો ત્યાં જુદો પાડીને દર્શાવવો અને ન દર્શાવવો ત્યાં મુદ્દલ ન દર્શાવવો. મારું, તમારું, તારું, તેનું, અમારું–વગેરેમાં હકાર ન દર્શાવવો.

૪. બહેન, વહાણું, પહોળું, વહાલું, મહાવત, શહેર, મહેરબાન, મહાવરો, મહોર જેવા શબ્દોમાં તથા કહે, રહે, પહેર, પહોંચ જેવા ધાતુઓમાં હ જુદો પાડીને લખવા.

૫. તદ્ભવ શબ્દોમાં અંત્ય ઇ તથા ઉ, સાનુસ્વાર કે નિરનુસ્વાર એ અનુક્રમે દીર્ઘ અને હ્રસ્વ લખવાં. ઉદા૦ ઘી; છું; શું; તું; ધણી; વીંછી; અહીં; દહીં; પિયુ; લાડુ; જુદું.

૬. વિશે અને વિષે એ બંને રૂપો ચાલે.

૭. સામાન્ય રીતે ગુજરાતીમાં રુ અથવા રૂ લખવાનો રિવાજ નથી. રૂ વિશેષ પ્રચલિત છે. પરંતુ જ્યાં નિયમ પ્રમાણે હ્રસ્વ રુ લખવાનું હોય ત્યાં રુ અથવા રુ લખવું. ઉદા૦ છોકરું–છોકરું; બૈરું–બૈરું.

૮. એકાક્ષરી શબ્દોમાં નિરનુસ્વાર ઊ દીર્ઘ લખવો. ઉદા૦ જૂ, લૂ, થૂ, ભૂ, રૂ.

૯. અનંત્ય ઈ તથા ઊ પર આવતા અનુસ્વારનો ઉચ્ચાર પોચો થતો હોય ત્યારે ઈ કે ઊ દીર્ઘ લખવા. ઉદા૦ ઈંડું; હીંડાડ; સીંચણિયું; પીંછું, લૂંટ; પૂંછડું; વરસૂંદ, મીંચામણું. એમાં કુંવારું, કુંભાર, કુંવર, કુંવરી, સુંવાળું–અપવાદરૂપ ગણવાં.

૧૦. શબ્દમાં આવતા યુક્તાક્ષરથી જ્યાં આગલા સ્વરને ગડકો લાગતો હોય ત્યાં ઈ કે ઊ જે હોય તે હ્રસ્વ લખવો. અનુસ્વારનો ઉચ્ચાર અનુનાસિક જેવો થતો હોય ત્યાં યુક્તાક્ષર ગણવો. ઉદા૦ ક્રિસ્તી, શિસ્ત, કુક્કર, જુસ્સો, ચુસ્ત, છિતરપિંડી, જિંદગી, જિંગોડી, લુંગી, ફુંદ, ઘુંટાઈ.

૧૧. જ્યાં વ્યુત્પત્તિને આધારે જુદી જોડણી ન થતી હોય (જેમકે ઉદ્દનું, ડિલ) તેવા બે અક્ષરના શબ્દોમાં ઉપાંત્ય ઈ તથા ઊ દીર્ઘ લખવાં. ઉદા૦ ચૂક, મૂઈ, તૂત, ઝૂલો, ઝીણું, જીનો, એમાં સુધી, દુઃખ, જુદું, જુઓ અપવાદરૂપ ગણવાં.

૧૨. જ્યાં વ્યુત્પત્તિને આધારે જુદી જોડણી ન થતી હોય (જેમકે ઉપર, યુગલ, કુરનું, મુગટ, અંગુર) તેવા બેથી વધારે અક્ષરના શબ્દોમાં ઇ કે ઉ પછી લઘુ અક્ષર આવે તો તે દીર્ઘ લખવાં, અને ગુરુ અક્ષર આવે તો તે હ્રસ્વ લખવાં. ઉદા૦ ખુશાલ, નીકળ, મૂલવ, વિમાસ, મજૂર, ખેડૂત; દુકાળ, સુતાર, તડૂક, કિનારો, ભુલાવ, મિચાવ, તડુકાવ.

૧૩. ચાર અથવા તેથી વધારે અક્ષરના શબ્દોમા આદિ ઇ કે ઉ હ્રસ્વ લખવાં. ઉદા૦ મિજલસ, હિલચાલ, કિલકિલાટ, ખિસકોલી, ટિપણિયો, ટિટિયારો, ટિચકારી. ગુજરાત–ગૂજરાત બન્ને ચાલે.

૧૪. શબ્દના બંધારણમાં ઈ પછી સ્વર આવતો હોય તો તે ઈ ને હ્રસ્વ કરી સ્વરની પહેલાંય ઉમેરીને લખવું. ઉદા૦ દરિયો, કડિયો, રેંટિયો, ફડિયો, ધોતિયું, માળિયું, કાઠિયાવાડ, પિયર, મહિયર, દિયર, સહિયર, પિયુ.

૧૫. સજા, જિંદગી, સમજ એમાં જ; તથા ગોઝારું, મોઝારમાં ઝ અને સાંજ–ઝ, મજા–ઝા એમ લખવું.

[આ સિવાય અન્ય ઘણા નિયમો છે તે માટે ગૂજરાત વિદ્યાપીઠનો જોડણીકોશ ઉપયોગમાં લેવો.]